તદ્દન નવીન,

શાન્ત, શૃંગાર, કરૂણા અને વીરાદિક નવરસ વિભૂષિત.

# વિરવટ અને રૂપાળી રાણી.

એક રસિક નવલકથા.

પ્રથમ ભાગ.

આવૃત્તિ બીજી * પ્રત ૩૦૦

કર્ત્તા

## કવિ સુંદરજી પુંજાભાઈ.

રાજકોટ—કાઠીયાવાડ.


પ્રસિદ્ધ કર્ત્તા.

વલ્લભજી સુંદરજી પુંજાભાઈ.
સરસ્વતિ ચંદ્રોદય ઑફીસ.
રાજકોટ—કાઠીયાવાડ.

અમદાવાદ—પીરમસા રોડ ઉપર નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમા
ત્રિવેદી લલ્લુભાઇ ઇશ્વરભાઇએ છાપ્યુ

સંવત ૧૯૭૧ * સને ૧૯૧૫




કિમ્મત રૂપિયો સવા.

## સૂચના.

સુંદર સહસ્રી, સુંદર સપ્તસતી, વ્યભિચાર દુઃખ દર્શક નાટક, સુશિલ ચંદ્રિકા નાટક, જુગાર દુઃખ દર્શક નાટક, ચંદ્રસેન ચંદ્રકળા આખ્યાન, સુબોધ બાવની, સુબોધ ગાયન, વિરવટ અને રૂપાળી રાણી, શંકરની સ્તુતિ, મોક્ષ માર્ગ અને સત્યવાદી સુંદરલાલ અથવા રાજરંગ વિગેરે મારા પૂજ્ય પિતાશ્રી કવિ સુંદરજી પુંજાભાઇનાં રચેલાં સઘળાં પુસ્તકો નિચેને શિરનામેથી મળી શકશે.

વલ્લભજી સુંદરજી પુંજાભાઇ.

રાજકોટ—કાઠીયાવાડ.

# અર્પણપત્રિકા.

---

**સદા મહેરબાન રાજ્યમાન રાજેશ્રી ગોંડળના મુખ્ય દિવાન સાહેબ શ્રીયુત રણછોડલાલ વંદ્રાવનદાસ પટવારી સાહેબની પવિત્ર સેવામાં. મું૦ ગોંડળ.**

આપ માનવતા મહાશય ખાનદાન અને કુળવાન હોવા સાથે વિદ્વાન છો, તેમજ ગુણજ્ઞ પુરૂષોના ગુણની ગણના કરનાર અને ગુણવાન છો, એટલુંજ નહિ પણ આપ દાના અને દિલાવર મહાશય કવિ પંડિતો વિગેરે વિદ્વજ્જનોને આશ્રય આપનારા અને તેની કદર કરનારા છો આમ હોવાથી સારા સારા વિદ્વાનો આપના સદ્‌ગુણોની પ્રશંસા કરે છે અને આપે કરેલા ઉત્તમ કાર્યોને માટે આપને ધન્યવાદ આપે છે.

આપના પુજ્ય વડીલોએ અને આપે ઠેકાણે ઠેકાણે કરેલ કાર્યભાર વિગેરે આપનાં ઉત્તમ કૃત્યોના યોગે આપની ઉજ્વળ આબરૂ સર્વ સ્થળે મશહુર છે, એટલે આ જગોએ એ બાબત વિશેષ વિવેચન કરવાની કાંઇ જરૂર નથી, તો પણ આપની લાયકાત અને ઇશ્વર તરફથી આપને બક્ષીસ થયેલ આપના વિનય વિવેકને માટે આપને વારંવાર ધન્યવાદ આપુછું.

આપની મારા પ્રત્યેની મહેરબાની તથા ઉપર વર્ણવેલા આપના અનુકરણીય સદ્‌ગુણોની યાદી અચળ રાખવાના ઇરાદાથી આ પુસ્તક આપને ઉત્સાહ પૂર્વક અર્પણ કરૂં છું, તે સ્વિકારી લેવા કૃપા કરશો.

**લી. કવિ સુંદરજી પુંજાભાઇ.**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



આ પુસ્તક પ્રથક પ્રથક બે ભાગમા અગાઉ બહાર પડી ગયેલ છે, અને તેની તમામ નકલો ખપીજવા સાથે મારા માનવંતાં ગ્રાહકો તરફથી તેની વારવાર માગણી થતી હોવાથી અમોએ સદરહુ પુસ્તકના બન્ને ભાગ સાથે ( આખું પુસ્તક ) છપાવવા તજવીજ કરેલી છે. પરંતુ પ્રથમ ભાગની પ્રથમાવૃત્તિ વહેલી છપાઇ ગયેલી હોવાથી કેટલાએક ગ્રાહકો કે જેમની પાસેથી પ્રથમ ભાગ ગુમ થઇ ગયો છે અને ફક્ત બીજો ભાગજ છે, એવા ગૃહસ્થો તરફથી પ્રથમ ભાગને માટેજ માગણી થયા કરે છે, જેથી એવા જીજ્ઞાસુ ગ્રાહકોની જીજ્ઞાસા પૂર્ણ કરવા માટે અમોએ આ પ્રથમ ભાગ તુર્તમાજ બહાર પાડેલો છે, બાદ બન્નેભાગ સાથે ( આખુ પુસ્તક ) પણ થોડા વખતમાંજ બહાર પડશે.

અમારાં પુસ્તકો ખપાવવા માટે અમો કોઇ પણ ઠેકાણે જાહેરખબર આપતા નથી, તેમ કોઇ પત્ર કે માસિકમા રીવ્યુ પણ લેવરાવતા નથી, તેમજ સાક્ષરોના અભિપ્રાયો મેળવી તે પણ ફેલાવતા નથી, એટલુંજ નહિ પણ અમારૂ કોઈ પણ પુસ્તક કોઇ બુકસેલરને પણ આપતા નથી, મતલબ કે પુસ્તકો ખપાવવાનો કાઈ પ્રબળ પ્રયોગ અમે કરતા નથી, છતાં પણ પરમ દયાળુ પરમેશ્વરની દયાદષ્ટિના યોગે અમારા પુસ્તકોનો સારો નિકાલ થાય છે, તેને માટે એ જગતનિયતાનો અને મારાં ગુણજ્ઞ ગ્રાહકોનો અંતઃકરણથી આભાર માનુ છુ.

લી. કર્ત્તા.

॥ ॐ तत्सत् परमात्माने नमः ॥

# વિરવટ અને રૂપાળી રાણી.

## ભાગ પહેલો.

---

## પ્રકરણ પહેલું.

### મંગળાચરણ.

## ગણપતિની સ્તુતિ.

---

### શાર્દૂલવિક્રીડિત છંદ.

ગૌરીનંદન આપના પદ પુજું, કલ્યાણ મારૂં કરો,
સાચો સેવક સર્વદા ગણિ મને, વિઘ્નો બધાંએ હરો,
વિદ્યા સુંદર ને વળી નિત નવી, ભંડાર ભાવે ભરો,
અર્જી સુંદરજી તણી ઉર વિષે, આનંદ ધારી ધરો.

### તોટક છંદ.

વસુ જામ ગજાનન ધ્યાન ધરૂં, ચરણોદકનું નિત પાન કરૂં,
મમ પુસ્તક મંગળકાર બને, વર એજ ચહું નિત આપ કને

### હરિગીત છંદ.

શિવ સુત શુભારંભે સદા, સમરણ સરવ તારૂં કરે,
તું શર્ણ વત્સળ કરિ વદન, નિજ ભક્તનો ભવભય હરે,
જ્યાં નામ લે છે તાહરૂં ત્યાં, વિઘ્ન દૂર પળાય છે,
સુંદર કહે તુજ સમરણે, મુજ મન પ્રફુલ્લિત થાય છે



# શિવની સ્તુતિ.



## મદિરા છંદ.

મંગળકારક દેવ સદાશિવ, મંગળ સર્વ તણું કરજો,
દાન દિઓ શુભ જ્ઞાન તણું નિત, અજ્ઞપણું મુળથી હરજો,
જીવ અને શિવ ઐકયપણું દ્દઢ, માનવિના મનમાં ઠરજો,
સુંદર આત્મ અમૂલ્ય ઓળખ, આપ પ્રતાપ વડે પડજો

## હરિગીત છંદ.

શિવ પાર્વતીના છો પતિ, આપો અતી અમને રતિ,
તવ પાદ પંકજ પૂજતા, અંતે થશે સારી ગતિ;
જે નર નમે પ્રેમે તને, સંસાર તે તરી જાય છે,
સુંદર કહે તુજ સેવકો, કૈલાસ અંત પળાય છે

## દોહરો.

અવિનાશી આ અવનિમાં, આપ તણો આધાર,
આપ શરણુ રાખો સદા, આપ ઉતારો પાર.

## હરિગીત છંદ.

વરદાઈ છો વિશ્વેશ્વરા, માહેશ્વરા યોગીશ્વરા,
હરકત હરા હે ! ઇશ્વરા, હર અંકમાં શોભે હરા,
ગજ વદન સંગે ગાજતા, નંદી અને ભંગી ગણો,
સુંદર કહે શિવજી તમે, આફ્ત વિપત્ત હરદમ હણો.



# કથા પ્રારંભ.

## હરિગીત છંદ.

કૈલાસમા શિવ પાર્વતી, બેઠા હતા આનંદમા,
જગ જનનિ બોલ્યાં વિનયથી, એવે સમે ઉછરંગમાં,
પ્રભુ આપને જે જન ભજે, તેનો વિજય વરતાય છે,
એવુ લખેલુ છે છતા, કો ભક્ત બહુ કષ્ટાય છે

એક સમયે કેલાસ ભૂવનને વિષે શિવજી અને પાર્વતીજી વાત વિનોદ કરતા આનંદમા મગ્ન બની બેઠાં હતા, તેવામા આ આખી અર્વનિને ઉત્પન્ન કરનારી ઇશ્વરી, માહામાયા માહેશ્વરી, આદ્યશક્તિ પાર્વતીજી, શિવજી પ્રત્યે વિનયયુક્ત વચનોવડે આજીજી કરી કહેવા લાગ્યા કે હે ! દયાસિંધુ, દીનબંધુ, ભક્ત વત્સળ ભોળાનાથ, આપ પરમ પ્રભુનો એવો પ્રતાપ છે કે જે પુરૂષ અથવા સ્ત્રી આપની સેવા કરે, અને પ્રેમથી આપને શરણે આવે તે પુરૂષ અથવા સ્ત્રીને સંસારનાં સઘળાં સુખ સાધનો સહેજે સંપાદન થવા જોઇએ, તેમજ આધિ, વ્યાધિ અને ઉપાધિ આદિ કષ્ટકાર વસ્તુ સદાને માટે તેનાથી દૂર રહેવી જોઇએ; એટલુજ નહિ પણ હે ! વરદાઇ વિશ્વેશ્વરા, આપના પાદ પંકજ પુજનાર યમરાજાને પણ આધિન થવો જોઇએ નહિ, એવો આપનો પ્રતાપ છે, છતાં પણ કોઇ કોઇ ભક્તજન અસહ્ય સંકટ સહન કરે છે અને મહા કષ્ટ વેઠી પોતાના દિવસો દુઃખમા વ્યતિત કરે છે —

## હરિગીત છંદ.

શિવ શિવ વદે મુખ સર્વદા, શિવ નામ ક્ષણુ પણ નવ તજે,
દ્રઢ ધ્યાન ધારી અંતરે, તમને સદા ભાવે ભજે,
એવુ છતા તે દુઃખ સહે, તેનુ કવણુ કારણુ હશે ?
ગિરિજા કહે શિવજી કહો, ત્યારે મને શાન્તિ થશે.

હમેશાં આપના નામનો ઉચ્ચાર કરે, અને આપનુજ ધ્યાન ધરે તેમ છતા પણ હે ! દીનબંધુ, કોઇથી ન સહન થઇ શકે એવાં દુર્ઘટ સંકટ આપના

કોઇ કોઇ ભકતો ભોગવે છે કોઇ ભક્તને દ્રવ્યનુ દુ ખ હોય છે, કોઇને સતાનની ખામીનુ દુ:ખ હોય છે, કોઇ શરીરે રોગીષ્ટ હોય છે, કોઇ પોતાના પરિવારનુ પાલણુ પોષણુ કરવાને અશક્ત હેય છે અને કોઇ કોઇ ભક્તજન તો બધી બાબતમા દુ:ખીઓ હોય છે. આવી રીતે આપના ભકનોને દુ ખ દર્દીએ કુએલા દેખી મારા મનમા અનેક તર્ક વિર્તક ઉત્પન્ન થાય છે, માટે કૃપા કરી કહો કે એમ થવાનુ કારણુ શુ હશે ? જયા સુધી આપ દયાળુ દેવ આ પ્રશ્નનો પ્રત્યુત્તર નહિ આપો ત્યા સુધી મને શાન્તિ થશે નહિ

## હરિગીત છંદ.

પ્રિય વચન પારવતી તણુા, શ્રવણે સદાશિવ સાભળી,<br>
આનદ પામ્યા અતિ ઘણો, બોલ્યા વદન પ્રફુલ્લિત કરી;<br>
તુજ વચનને અમૃત ગણી, હુ હ્રદયમા હેતે લહુ,<br>
શિવજી કહે ઉમિયા સુણો, મમ ભક્તનો મહિમા કહુ

પોતાની પ્રાણુપ્યારી પાર્વતીનો પ્રશ્ન સાભળી સદાશિવ ઘણાજ પ્રસન્ન થયા અને આનદમા મગ્ન બની મનોહર મુખારવિંદ પ્રફુલ્લિત કરી કહેવા લાગ્યા કે હે ! સતી, તને ધન્ય છે, તારા પ્રશ્નને ધન્ય છે અને તારા તર્ક તરંગોને પણુ ધન્ય છે, કારણુ કે જ્યારે તું કાઇ પણુ પ્રશ્ન પુછે છે ત્યારે તે પ્રશ્નમા ભકતોનુ હિત તો કદિ પણુ આવ્યા વગર રહેતુ નથી, આથી ફરી તને મારા ભકતો વિશેષ વ્હાલા છે એમ સ્પષ્ટ સમજી શકાય છે. આવી તારી ઉત્તમ મનોવૃત્તિને લીધે હુ તારા પર ઘણોજ પ્રસન્ન થયો છુ તે મને જે પ્રશ્ન પુછયો તેનો પ્રત્યુત્તર હુ તને કથા રૂપે કહું છુ તે તું સાવધાન થઇ શ્રવણુ કર. જે કથા તારા આગળ કહેવાને મારા મનમા ઉત્કંઠા થઇ છે, તે કથા એકાગ્ર ચિત્તથી શ્રવણુ કરનાર શ્રોતા જનોને અતિશય આનદ આપનારી છે

કોઇ પણુ પુરૂષ મારા નામનો જાપ જપતો હેય અને મારો ભક્ત બની બેઠો હોય છતા પણુ તે દુ ખ ભોગવતો હોય તો તેનુ કારણુ ફક્ત એટલુજ છે કે તેવા પુરૂષનુ મન અપવિત્ર, અસ્થિર અને વિષય વેષ્ટિત હોય છે, અથવા તો એવા દાભિક પુરૂષો દુનિયાને ડોળ દેખાડવાનેજ મારો જાપ જપતા હોય છે.

આવી રીતે પ્રપચના પૂરમા તણાયેલા પાપી પુરૂષોજ પીડા ભોગવે છે, પરતુ શુદ્ધ હૃદયથી ભાવ સહિત ભક્તિ કરનારા ભાવિક પુરૂષો કોઇ કાળે પણ કષ્ટાધિન થતા નથી.

ખોટો ડોળ ઘાલી વિશ્વને છેતરનારા વિષયથી ભરેલા પાપી પુરૂષો મારૂં નામ લેવા છતા, તેમજ મને ભજવા છતા પણ કષ્ટ મુક્ત થતા નથી, તેમજ સ્વર્ગમા પણ જતા નથી, કારણ કે જીતેદ્રિય પુરૂષો વગર અવર પ્રપચી પુરૂષો પરમપદને પામી શકતા નથી. જોકે પ્રપચ ભાવથી મારૂ નામ લેનારને તેનુ ફળ મળે છે ખરૂં, પરંતુ શુદ્ધ અતકરણથી નામ લેનારને જે ફળ મળે છે તેની અવધિ છે જેટલા પુરૂષો મારી પુજા કરે છે, મારૂ સ્મરણ કરે છે, મારૂ ધ્યાન ધરે છે અને રૂદ્રાક્ષ ભસ્મ વિગેરે મારાં પ્રિય સાધનોનુ સેવન કરે છે, તે બધા પુરૂષોનુ કલ્યાણ થતું નથી, પણ જે પુરૂષો અડગ ચિત્ત રાખી કામ ક્રોધાદિક ક્રુર કર્મને અળગા કરી નેક નિષ્ટાથી મારી ભક્તિ કરેછે, તેજ પુરૂષો હમેશાં આનદમા મગ્ન રહે છે અને તેજ પુરૂષોને પરમ પદની પ્રાપ્તિ થય છે.

કેટલાએક પુરૂષો સિદ્ધિ રુદ્ધિની આશાએ મારી ભક્તિ કરવી શરૂ કરે છે પણ જ્યારે હું તેઓની કસોટી કાઢુ છું ત્યારે તેમનો મિજાજ ગરમ થઈ જાય છે અને તાત્કાળ મારી ભક્તિ કરવાનુ છોડી દીએ છે; એટલુંજ નહિ પણ એવા અધમ પુરૂષો પોતાનો સ્વાર્થ નહિ સરવાથી ઉલટા મારી નિંદા કરવા મડી જાયછે. કેટલાએક પુરૂષો મારી ભક્તિ મોટા આડમ્બરથી આરભે છે, પણ આખર જતા વિષયાદિક જાળમા ઝપલાઈ જઈ મારૂ નામ તદન ભુલી જાય છે, એટલુજ નહિ પણ વૈભવ વિલાસના ગર્વે કરી મહા પાપ કરવા મડી જાય છે કેટલાએક પુરૂષો પોતાના શત્રુનો પરાજય થવા માટે મારૂ આરાધન કરે છે, કેટલાએક પુરૂષો પુત્ર પુત્રાદિકની પ્રાપ્તિ થવા માટેજ મને ભજે છે. કેટલાએક પુરૂષો મારા મદિરમા દર્શન કરવા આવતી સુદર સ્ત્રીઓને નિરખવાનેજ મારા દર્શનનુ બ્હાનુ બતાવી મારે મદિરે આવીને મારા સમક્ષ હસ્ત જોડી મારા નામની ગર્જના કરે છે. એ વખતે તેઓ મારા તરફ તો ફક્ત હાથ જોડી રાખે છે, પણ તેઓનું મન અસ્થિર અને આખો ચકરવકર થતી સ્ત્રીઓની સુદિરતા નિહાળવામા રોકાઇ રહે છે, તેઓ મારા તરફ તો બિલકુલ લક્ષ આપતા નથી. મારૂ કેવુ સ્વરૂપ છે ? મે શુ શૃગારો ધારણ કરેલા છે અને મારા મદિરની અંદર શી બહાર છાઇ રહી છે ? તેની તેઓને

બિલકુલ ખબર રહેતી નથી. તેઓ ફક્ત પરસ્ત્રીની સુંદિરતાનું અવલોકન કરવા માંજ મસ્ત બનેલા હોય છે

કેટલાએક પુરૂષો નાહી ધોઇ શરિર સ્વચ્છ કરી ટીલાં ટપકા કરી મારા મંદિરમાં મારા નામનો જાપ જપવા બેસે છે જાપ જપતી વખતે તેઓ ફક્ત માળાના પારા આંગળીના વેઢા પરથી ઉલાળી નાખે છે, પણ મારૂં નામ બિલકુલ લેતા નથી. જ્યારે કોઇ પુરૂષ અથવા વૃદ્ધ સ્ત્રી કે બાળકને જુએ છે ત્યારે તેઓને ડોળ દેખાડવા આખ્યો વીંચી જાય છે અને મોટા તપસ્વી જેવો દેખાવ ધારણ કરે છે, પરંતુ જ્યારે યુવાન સ્ત્રીઓને જુએ છે, ત્યારે તે પાપી પુરૂષ પોતાની દ્રષ્ટિથી તે અબળાની સુદિરતાને ભ્રષ્ટ કરી પોતે પાપના અખાતમાં પડે છે.

શિવજી કહે છે કે હે ! પાર્વતીજી, આવી રીતે ભિન્ન ભિન્ન ભાવે ભજનારા ભક્તો છે, માટે હે ! સતિ, એવા પ્રપચી પુરૂષોને હું મારા ભક્ત તરીકે સ્વિકારતો નથી મારા ખરા ભકતો તો બહુજ અડગ અને મારી ભક્તિમાં તદાકાર થવાનેજ આતુર હોય છે, તેઓની ગમે તેટલી કસોટી કરવા છતાં પ્રાણાતે પણ તેઓ ચળાયમાન થતા નથી, તેઓને મારો દ્રઢ વિશ્વાસ હોવાથી ચાહે તેવી આફ્ત આવે અથવા સપત સાપડે પરતુ તેઓ મને ભુલી જતા નથી, તેમજ કોઇ દિવસ હુ તેઓને અપ્રિય પણ લાગતો નથી, મારો સાચો સેવક ચાહે તેવી સ્થીતિમા હોય તો પણ તે મારા પર અભાવ નહિ લાવતાં મને પૂર્ણ પ્યારથી ભજે છે, હું તેને દુઃખ દેખાડું તો પણ તે દુઃખની દરકાર રાખતો નથી, તેમજ મને ભુલતો પણ નથી. ચાહે તો હુ મારા ભક્તને કાન્ચન મહેલમાં સુખ શય્યાએ સુવાડું અથવા ઉજાડ અરણ્યમા વાઘ વરૂ અને દીપડા ચિત્તા વિગેરે ક્રુર જાનવરોનો જ્યાં ભયંકર ઘોષ થતો હોય એવા સ્થાનને વિષે દર્ભ શય્યામાં સુવાડું તોપણ તેઓ મારી ભક્તિ ભુલી જતા નથી અને અધર્મ કર્મ કરવા પણ પગલુ ભરતા નથી, એટલુજ નહિ પણ પોતાપર આવેલ આફતના સંબંધમાં મને તેઓ દોષિત પણ ગણતા નથી પોતાની કરણીના ફળ માનીને એ દુઃખ તેઓ સહન કરે છે આવા મારા સાચા ભકતોને ઇંદ્રની અપ્સરાઓ પણ ચળાયમાન કરી શકતી નથી અને એવા અડગ નિયમ ધારણ કરનારા પુરૂષોનેજ હુ મારા ભક્ત તરીકે સ્વિકારૂં છું. સાધારણ રીતે મારી ભક્તિ કરનાર પુરૂષોને હુ જે સુખ આપુ છું તે ક્ષણિક અને

અલ્પકાળ રહે છે, પરતુ મારા સાચા અને ભાવિક ભક્તોને હુ જે સુખ આપુ છું તે હમેશને માટે અચળ રહે છે. મારી આપેલી સ્મૃદ્ધિના પ્રભાવે રંક પુરૂષો પણ મોટા માનધાતા જેવાને ટક્કર ખવરાવે છે અને મારી દયા દષ્ટિના પ્રભાવે અલ્પકાળમાં ચક્રવર્તી રાજા પણ બની જાય છે; એટલુંજ નહિ પણ જે પુરૂષો પર હું પ્રસન્ન થાઉં છું તે પુરૂષ તેત્રીસ ક્રોડ દેવનો પણ અધિપતિ થઈ જાય છે

આવી રીતે હે ! પાર્વતીજી, મારા ભક્તોને વૈભવ વિલાસ આપતાં હું પાછુ વાળી જોતો નથી, પરતુ એ સઘળું સાચા ભક્તોને માટે છે, ડોળઘાલુ અને દાંભિક પુરૂષોને મારા તરફથી કાંઇ પણ પ્રાપ્ત થતું નથી. પૂર્વે ભરતખંડમાં નૌત્તમપુર નામના નગરમાં મારો એક ભક્ત થયો હતો તેનું વૃત્તાંત હું તને કહું છું તે એકાગ્ર ચિત્તથી શ્રવણ કર.

## પ્રકરણ બીજું.

સર્વ શાસ્ત્રોએ પુજ્ય ગણેલી, તપ કરનારા તપસ્વી મહાત્માઓને ઉત્તમાશ્રય આપનારી, પાપીષ્ટ પુરૂષોનાં પાપ પ્રજાળી પાવન કરનારી પરમેશ્વરી અને જે સ્થાનને વિષે આપણો નિવાસ છે, તેમજ જે પોતાના અમોઘ અને નિર્મળ જળના પ્રવાહ પ્રભાવે સાગર સમાન ગરજી રહેલી છે એવી, વિશ્વ વંદેલી નર્મદા નદીના કિનારા ઉપર અષ્ટ સિદ્ધી અને નવ નિધિથી વિભૂષિત સ્વર્ગ સમાન સુશોભિત અને અતિ રળીયામણું નૌત્તમપુર નામનુ એક નગર હતું, ત્યાં બુદ્ધિચંદ્ર નામનો પ્રજાપાળક રાજા રાજ્ય કરતો હતો તે રાજા પોતાની પ્રજાને પોતાનાં બાળ બચ્ચા સમાન ગણી તેનુ સારી રીતે રક્ષણ કરતો હતો અને પ્રજાના ભલામાંજ પોતાનુ ભલું છે એવું સમજી સર્વદા પોતાની પ્રજાને સુખના સાધનોની સગવડતા કરી આપતો હતો; એટલુજ નહિ પણ જેવી રીતે સંપીલા કુટુંબનાં માણુસો પરસ્પર એકમેક થઇ જાય છે, એવીજ રીતે રાજા પ્રજા સાથે એકમેક થઇ ગયેલો હતો.

બુદ્ધિચંદ્ર મારો પરમ ભક્ત હતો તેનુ રાજ્ય નહાનુ અને આવક સાધારણ હતી, તો પણ તે ઉદાર અને આડંબરવાળો હતો. તેની કાયા

કામળ અને કાન્ચનમય કાન્તિ વાળી હતી, હતા પણ જ્યારે તે રણસંગ્રામમાં ચડતો ત્યારે પાછો પગ ભરતો નહિ અને ધારેલ શત્રુને માર્યા વગર પણ મુકતો નહિ શત્રુનુ સૈન્ય ગમે તેટલુ ઝાઝું અને ગમે તેવુ બળવાન હોય તેની તે દરકાર કરતો નહિ, પરતુ જેવી રીતે અજા યુથમાં કેસરી કુદી પડે છે, એવી રીતે અરિદળ સંહારવાને માટે બુદ્ધિચંદ્ર રાજા કુદી પડતો હતો. આવુ તેનુ પરાક્રમ હોવાને લીધે મોટા મોટા મહિપતિઓ તેનાથી ડરતા રહેતા હતા અને કેટલાએક નાના રાજાઓ તો તેને ખડણી પણ ભરતા હતા, એટલુંજ નહિ પણ મોટા શત્રુના ત્રાસે જેઓ નાસોપાસ થતા તેઓ તેને શરણે આવતા હતા અને પોતાના શત્રુનો પરાજય કરવા મદદ માગતા હતા. જે રાજાઓ બુદ્ધિચંદ્રને શરણે આવતા તેઓને તે બહુજ સારી રીતે આશ્રય આપતો હતો, એટલુંજ નહિ પણ તેમનાં ગયેલાં રાજ્યો પાછા અપાવી આશિષ લેતો હતો. જ્યારે એક બીજા રાજાઓ અરસપરસ યુદ્ધ મચાવી રણ ભૂમિને રંગી નાખતા હતા ત્યારે બુદ્ધિચંદ્ર જે પક્ષમાં હોય તે પક્ષનો વિજય થતો હતો આવી રીતે તેનામા ખરા ક્ષત્રીને છાજતા અને રાજવશીઓની શોભામા વૃદ્ધિ કરનારા સઘળા સદ્‌ગુણો હતા. તેણે પોતાની ભુજાઓના બળથી ઘણો દેશ જીતી સ્વાધિન કરેલો હતો, પરંતુ પોતે ઉદાર અને દયાળુ હોવાથી ઘણો ખરો દેશ ભાયાતોને શરણે આવેલા નિરાશ્રિત નૃપાળોને અને પંડિત પુરાણી વિગેરેને વહેચી આપેલો હતો ફક્ત પચાસ ગામ પોતાના કબજામા રાખેલા હતા એ શિવાયના તમામ ગામો ધર્મ દાનમા આપી દીધેલા હતા. ખંડીઆ રાજાઓ આગળથી તે ખડણી લેતો હતો ખરો, પણ જુજ રકમ લઇ તેઓને છોડી મુકતો હતો. પૈસાના પાસમા પડી લોભાધિન થઇને કોઇને કાંઇ પણ કષ્ટ આપતો નહોતો, તેમજ રાજ્યની વિશેષ તૃષ્ણા પણ રાખતો નહોતો, પરતુ દીન અને અનાથ ઉપર દયા રાખવી, તેઓને સારી સ્થીતિમાં લાવવા, ગૌ બ્રાહ્મણ અને પ્રજાનું પાલન કરવુ, શરણાગતને આશ્રય આપી તેમની આશા પુરવી, સગ્રામ સ્થાનમા ચળકતી શમશેર લઇ અરિદળ સહારવા કુદી પડવુ અને જેમ બને તેમ ઉત્તમ રસ્તે ક્ષાત્ર ધર્મનુ મહત્વ વધારી પોતાની ઉજ્વળ કીર્તિ અવનિમાં ફેલાવી મુકવી એ તેનો મુખ્ય હેતુ હતો. બુદ્ધિચદ્ર રાજા પોતે ધર્મચુસ્ત હોવાથી બધા ધર્મનો અગીકાર કરતો હતો ખરો, પણ ઇષ્ટદેવ તરીકે તો મનેજ માનતો હતો, મારી સેવા પુજામા તે એટલો બધો ચુસ્ત રહેતો હતો કે તેનુ વિસ્તારથી વર્ણન કરવા કવિની કલમ પણ ચાલે નહિ

શિવજી કહે છે કે હે ! પાર્વતીજી, મારો પરમ ભક્ત બુદ્ધિચંદ્ર રાજા હમેશાં જ્યારે એક પ્રહર રાત્રી રહેતી હતી ત્યારે નિદ્રાદેવીના પંઝામાંથી મુક્ત થનો હતો, જેવો જાગ્રત થનો હતો તેવોજ મારૂં સ્મરણ કરવા મંડી પડતો હતો અને હરહર શબ્દોચ્ચારની ધુનમાં એ વખતે તે સર્વ સ્થળે મનેજ જોતો હતો. આવી રીતે લગભગ એક કલાક સુધી મારૂં રટણ કર્યાં પછી પર્યંક પરથી હેઠો ઉતરી સ્નાન શાળામા જતો હતો, ત્યાં જઈ સ્નાન, સંધ્યાદિક નિત્ય કર્મ કરી સુર્યોદય થયા પહેલા મારા મંદિરમાં પ્રવેશ કરતો હતો.

રાજા આવ્યા પહેલાં તેના અનુચરો મારૂ મંદિર અખોટ જળથી ધોઇ સ્વચ્છ કરીને ધુપ દીપની રોશનીથી ચળકતું કરી મુકતા હતા કેસર, ચંદન, અબીલ અરગજા અને અગરબતી આદિ સુગંધી પદાર્થોના ધૂપ દીપથી મારૂ મંદિર સુવાસિત કરી મુકતા હતા. ઘી અને કપુરના બળતા દીવાના પ્રકાશ પ્રભાવે મારૂં આખું આલય ઉજ્વળતાથી આચ્છાદન થઈ રહેતું હતું. ઉમદી અગર બતીનાં સળગતા ઝાડ ઠેકાણે ઠેકાણે ગોઠવી મુકેલા હોવાથી મારૂં મંદિર ચંદન વન જેવુ જણાતું હતુ. મારે માથે અને મારી આસપાસ ગુલાબ, ગુલદાવદી, ગુલહજારી, મોગરો, બટ મોગરો, જાઈ, જુઇ, ચંપો અને ચંબેલી વિગેરે જુદી જુદી જાતના સુગંધી પુષ્પોનો પુંજ કરી મુકતા હતા.

આવી રીતે સેવાની સર્વ સામગ્રી તૈયાર થયા પછી રાજા મારા મંદિરમા આવીને એક આસન પર બેસી વિધિ સહવર્તમાન મારી પુજા કરતો હતો. સેવાની સમાપ્તિ થયા બાદ સવા પ્રહર થતા સુધી પંચાક્ષર મંત્રનો જાપ જપતો, અને ત્યાર પછી પોતાના અવાસમા જતો હતો.

જ્યા સુધી રાજાનો નૌત્તમપુરમાં નિવાસ હોય ત્યાં સુધી એજ નિયમ અનુસાર મારી સેવા કરતો હતો. રાજ્યનુ ગમે તેવુ અઘરૂં અને જરૂરી કામ હોય, તો પણ તે મારી પુજા કર્યા પછી કરવામા આવતું હતું. મારૂં ધ્યાન ધરવાની ધુનમાં રાજા એટલો બધો તદાકાર થઇ જતો હતો કે બીજા ગમે તેવા જરૂરી કામની તે બિલકુલ દરકાર રાખતો નહોતો; એટલુંજ નહિ પણ એ ધર્મ ચુસ્ત રાજા મારી પુજા કર્યા પહેલાં અન્નોદક પણ અંગીકાર કરતો નહોતો પોતાના પ્રાણાંત પર્યંત આવો અડગ નિયમ પાળવાની તેણે પ્રતિજ્ઞા લીધેલી હોવાથી જે વખતે તે રણભૂમિમાં શત્રુ

સમિપે યુધ્ધે ચડનો અથવા નિર્દોષ મનુષ્યને નડનારા વાઘ, વરૂ વિગેરે પ્રાણુઘાતક પ્રાણીઓ વિનાશ કરી પોતાની પ્રજાની હરકત હરવાના હેતુથી અરણ્યમાં આથડનો હોય એ વખતે પણ તે મારૂં સ્મરણ કરવાનું ચુકતો નહોતો જે દિવસ તે વિધિ સહિત મારી પુજા કરી શકનો નહિ તે દિવસ ભિન્ન ભિન્ન ભાતના ભાવતાં ભોજન નહિ જમતાં સાદું ભોજન લઇ પોતાનો વખત ગુજારી લેતો હતો. જ્યારે નિયમાનુસાર પુજા કરવા પામતો ત્યારેજ ઉત્તમ ભોજન આરોગી તૃપ્ત થતો હતો.

શિવજી કહે છે કે હે ! પાર્વતીજી, મારો સાચો સેવક બુદ્ધિચંદ રાજા જેવો સેવા પૂજામાં કુશળ હતો, તેવોજ વ્રતાચરણમા પણ હોંસીલો હતો. સોમ પ્રદોશ, પક્ષ પ્રદોશ અને શિવરાત્રી વિગેરે મારા સર્વે શુભ વ્રતો કાયમ વિધિ સહિત અને પૂર્ણ આસ્થા પુર્વક કરતો હતો. જે દિવસે વ્રત હોય તે દિવસ તહેવારનો ગણી રાજ્યભુવનમાં મોટી ધામધુમ મચાવી મુકતો હતો.

રાજા મારો અનન્ય ભક્ત હોવાથી રાજાની આજ્ઞાને અનુસરી ચાલનારી એ નગરની ઉત્તમાચાર અંગીકાર કરનારી તમામ પ્રજા મને ઇષ્ટ દેવ તરીકે ગણી મારી ભક્તિ કરવામા અતિશય ઉત્સાહ રાખતી હતી અને મારા મહોત્સવના મંગળમય દિવસોએ તેઓ રાજાની રીતિને અનુસરી પોતાની શક્તિ પ્રમાણે સૌ સૌનાં દ્વાર પર ધામધુમ કરવામાં કચાસ રાખતા નહોતા. રાજા રાજાની રીતે અને પ્રજા પ્રજાની રીતે પરંતુ સર્વ કોઈ મારી સેવા કરવા તત્પર રહેતા હતા. આવી રીતની તેઓની ભક્તિના પ્રભાવે હું એ સર્વ સેવકો પર અતિશય પ્રસન્ન રહેતો હતો, અને મારી પ્રસન્નતાના પ્રભાવે તેઓ બધા પોતાના દિવસો સુખશાન્તિમાં વ્યતિત કરતા હતા

રાજા હમેશાં મારી પૂજામાંથા પરવાર્યા પછી ભોજન ક્રિયા કરી થોડીવાર આરામ લઇ રાજ કચેરીમા જતો હતો ત્યાં જઇને પ્રથમ અરજદારોને બોલાવી તેઓની અરજ શ્રવણ કરી ઘટિત ખુલાસો કરતો હતો ત્યાર પછી કોર્ટમાંથી કેસ મગાવી બારીકીથી તપાસી જોતો હતો, કોઇ પણ કોર્ટનો ઉપરી અધિકારી સ્વતંત્રપણે સ્વચ્છંદતાથી કાંઇ પણ કામ કરી શકતો નહિ, વખતો વખત નાના મોટા દરેક કેસમાં રાજાનો અભિપ્રાય લેવો પડતો હતો.

અમીર ઉમરાવ અને પંડિત પુરાણી વિગેરે વિદ્વાન વર્ગથી વેષ્ટિત બુદ્ધિચંદ્ર રાજા પોતાની પ્યારી પ્રજાને ઇન્સાફ આપવાની અભિલાષાથી જ્યારે ન્યાયાસનપર બીરાજમાન થતો ત્યારે તે કોઇનો પક્ષપાત કરતો નહોતો, પરંતુ કોઇ પણ અમલદાર નિર્દોષ પ્રજા પર જુલમ ગુજારી લાંચ લઇ દુઃખ ન દઇ શકે તેમ થવા પુરતી કાળજી રાખતો હતો. કોઇને કાઢી મુકવો હોય, અથવા કોઇનો દંડ કરવો હોય, રાજ્ય ખાતામાં નવો નોકર દાખલ કરવો હોય અથવા તો કોઇને નોકરીમાંથી બરતરફ કરવો હોય એ બધુ રાજાનો મત લઇને કરવામા આવતુ હતું.

રાજાને રૂબરૂ મળી અરજ કરવા ઇચ્છા રાખનાર હરકોઈ શખ્સને રાજા આગળ જવાની છુટ પરવાનગી હતી. જ્યારથી રાજા ન્યાયાસન પર બીરાજમાન થતો ત્યારથી કચેરી બરખાસ્ત થતા સુધી કચેરીનાં દ્વાર અરજદારોને માટે ખુલ્લા રાખવામાં આવતાં હતાં. આવતાં જતાં માણુસોની યાદી રાખનાર દ્વારપાળ દ્વારમાં ઉભા રહેતા હતા અને પોલીસ લોકો ખુલ્લાં ખડગે પ્હેરો ભરતા હતા, પરતુ તેઓ કોઇ અરજદારને અટકાયત કરી શકતા નહોતા. કોઇ અરજદાર ગરીબ હોય, કોઇ ગૃહસ્થ હોય, કોઇ સાધારણ સ્થીતિનો હોય, કોઇ નાનુ બાળક હોય, કોઇ વૃદ્ધાવસ્થાએ પહોચેલો ખખ હોય, કોઇ ગાફલ હોય અને કોઇ ચાલાક હોય, પરંતુ તે સહુની સાથે રાજા એવી યુક્તિથી વાતચિત કરતો હતો કે તેઓ બધા પોતાની મતલબ રાજાને સારી રીતે સમજાવી શકતા હતા; એટલુંજ નહિ પણ રાજાની નમ્રતા જોઇને અરજદારો ખુલ્લા મનથી અરજ કરી પોતાના અતરમાં આવતા ઉભરા રાજાના શ્રવણુમાં રેડવા શક્તિવાન થતા હતા.

રાજાનો આવો સ્વતંત્ર કાયદો હોવાથી કોઇ પણ અમલદાર લાંચ લઇ શકતા નહોતા, તેમજ ઇન્સાફ મેળવવાની આશાએ આવેલા અરજદારોને અન્યાય પણ આપી શકતા નહોતા. નિર્દોષ પ્રજાને નડી નુકશાન કરનારા નિચ તુખમના નાલાયક નોકરને રાજા પોતાની રાજધાનીમાં રહેવા દેતો નહોતો ફક્ત જેઓ પ્રજા ઉપર પ્રીતિ રાખી નીતિની રીતિથી વર્તતા તેઓનેજ રાજ્ય ખાતામાં રહેવા દેવામા આવતા હતા.

રાજા પોતે પ્રજાપાળક હોવાથી કારભારીથી સિપાઈ સુધીનો રાજ્ય ખાતાનો કોઇ પણ નોકર પ્રજાને પીડા કદી શકતો નહોતો, તેમજ દગો પ્રપંચ કરી કે કોઇને ડરાવી દ્રવ્યાદિક છીનવી લેવાનુ પણ બની શકતું નહોતુ. રાજ્ય ખાતાની આવક ઉપજ થોડી હતી, છતા પણ આવક અને

જાવકનો બરોબર બારીકીથી તપાસ રાખી આવક કરતાં ખર્ચ ઓછુ થાય એવી યુક્તિથી રાજતંત્ર ચલાવવામા આવતુ હતુ. રાજ્યમાથી ઉપજ તરીકે આવતી રકમમાંથી ખર્ચ ખાતું બાદ કરી બાકી રહેલ દ્રવ્યમાથી ચોથો ભાગ પુન્યાર્થે અર્પણ કરવામાં આવતો હતો અને ત્રણ ભાગનું દ્રવ્ય રાજ્યના મોટા ખજાના ખાતે નાખવામા આવતુ હતુ મોટા ખજાના ખાતે ભેળું કરેલું દ્રવ્ય જ્યારે કાંઈ મોટો પ્રસગ પડે ત્યારેજ કાઢવામાં આવતું હતું, અથવા દેશ કાળ નબળો હોય ત્યારે પ્રજાને મદદ તરીકે આપવાના ઉપયોગમા આવતુ હતુ કરકસર કરી કરીને રાજ્યખાતામા દ્રવ્યનો સગ્રહ કરવામા આવતો હોવાથી રાજમા કોઇ વખત દ્રવ્યની ખેંચ પડતી નહોતી, તેમજ તેજુરી પણ તાજી રહેતી હતી, એટલુ જ નહિ પણ બચાવી રાખેલ રાજ લક્ષ્મીથી મોટા મોટા વેપારીઓ રોજગાર કરી રળી ખાતા હતા, અને રાજાને આશિષ આપતા હતા.

અયોધ્યા નગરીના અધિપતિ પરમ પૂજ્ય પરમાત્મા શ્રી રામચંદ્રજી-ના રાજમા રૈયતને જેવુ સુખ હતુ, તેવુજ સુખ બુદ્ધિચદ્ર રાજાના રાજમા રૈયતને પ્રાપ્ત થતું હતુ, જેવી રીતે ઉજ્જેણી નગરીનો પૂર્ણ પ્રખ્યાતી પામેલો પરોપકારી પુરૂષ વિક્રમ રાજા પ્રજાપીડ હરણ કરનારો હતો, તેવીજ રીતે બુદ્ધિચદ્ર રાજા પણ પોતાની પ્રજાનું દુઃખ દુર કરી સુખ શાન્તિ આપવામા એક્કો હતો. રાજાની પ્રજા પર પૂર્ણ પ્રીતિ હોવાને લીધે ગમે તેમ થવા છતા પ્રજાને ઉની આચ આવવા દેતો નહોતો

પોતાની પ્યારી પ્રજાનું હિત કરવાના હેતુથી રાજાએ નૌત્તમપુર નગરમા ઠારો ઠાર જુદી જુદી જાતની હુન્નરશાળા, જુદી જુદી જાતની વિદ્યાશાળા અને એ શિવાય કામ કરવાની શક્તિવાળા મનુષ્યોને ઇચ્છિત કામ મળી શકે એવાં જુદી જુદી જાતનાં ઘણાં કારખાના કાઢેલા હતા.

રાજાની આવી રીતની બાહોશીના પ્રભાવે આખા નગરમાં સર્વ સ્થળે પૂર્ણ સુખ શાન્તિ પ્રસરી રહેલી હતી, છતા પણ ગુપ્ત ભેદ જાણવાની જીજ્ઞાસાએ રાજા કોઈ કોઈ પ્રસંગે રાત્રીના વખતે નગર ચર્ચા સાભળવા નિકળી પડતો હતો અને ચકલે ચકલે તેમજ ગલીએ ગલીએ ભટકી લોકોની સ્થીતિનો અનુભવ લેતો હતો, તેમાં જેઓ દુ:ખી જણાતા હતા તેઓનું દુખ દુર કરી નાખતો હતો અને ગુન્હેગારો જણાતા તેઓને પકડી શિક્ષા કરતો હતો.

રૈયતનું રક્ષણ કરવા રાખેલા રાજાના સાચા અને શુરવીર સિપાઇઓ હમેશા રાત્રિના વખતે ચોકી કરવામાં ચંચળ અને ચુસ્ત રહેતા હતા. તેથી તે શહેરમાં કોઇ તસ્કરાદિક હરામી હલાલી પ્રવેશ કરી શકતા નહોતા. કદાચ કોઇ પ્રસંગ પર એવા લુચ્ચા લોકો લોકોની લક્ષ્મી લુટી લેવાની લાલચમા લપટાઇને ધસી આવતા તો તુર્તજ તેઓ પકડાઇ જતા હતા.

એક વખત રાત્રીનો એક પ્રહર વીત્યા પછી ચાર ચોર શહેરમા દાખલ થયા તેઓએ એક પૈસાપાત્ર વીપ્રના ઘરમા પ્રવેશ કર્યો. આ વખતે તે વીપ્રનાં બાળબચ્ચા અને સ્ત્રી વિગેરે સર્વે નિદ્રાધિન થયેલાં હતાં, તેઓ બધાંને જાગ્રત કરી માર મારી તેઓ સવેના તમામ વસ્ત્રાભુષણો ઉતારી લીધાં. પછી તેઓ બધા નિર્દોષ પ્રાણીઓને બાધી મોઢે ડુચો મારી એક કોટડીમાં પુરી દીધાં.

ઘરધણીને કેદ કર્યા પછી તસ્કર લોકો નિર્ભય થયા એટલે ઘરેણાં લુગડાં અને રોકડનાણાંના પોટકા બાધી પોબારા ગણવાનો વિચાર કરી ઘરની બહાર નિકળ્યા. જ્યારે તસ્કરો પારકા ઘરમા ખાતર પાડતા હતા ત્યારે તેઓના મનમાં બિલકુલ ત્રાસ નહોતો, પણ હવે નાસી છુટીને ઘર ભેગું થવુ મહા મુશીબત ભરેલુ હતું, કારણ કે પહેરો ભરનારા પોલીસ લોકો ઠેકાણે ઠેકાણે દુશ્મનો ડરી જાય તેવા ખોખારા ખાતા હતા, અને રાજાના આવાગમનના પણ ભણકારા વાગતા હતા.

પરાયો માલ પચાવી પાડી પોતાનો કરવાના પ્રપચમા ફસાયેલા ચોર લોકો અરસપરસમાં નાસી છુટવાની યુક્તિ કરતા હતા, તેવામા તેમના કમ નસીબે રાજા પોતેજ એ સ્થળે આવી પહોચ્યો. રાજાએ તેઓને જોયા તેવાજ કળી કાઢયા કે જરૂર આ લોકો તસ્કર હોવા જોઇએ. આવી રીતે રાજાના મનમાં શકા આવવાથી તેઓને પડકારો કરી પુછી જોયુ, પણ કાઇ પ્રત્યુત્તર પ્રાપ્ત થયો નહિ. આ ઉપરથી રાજાને પકો નિશ્ચય થયો એટલે રાજા તુર્તજ તેઓના ઉપર ધસ્યો પ્રથમ ચોર લોકો કાઇ બોલ્યા ચાલ્યા નહિ, પણ જેવો રાજા નજીક આવ્યો તેવાજ બધા શમશેર ખેચી યા હોમ કરી રાજા ઉપર તુટી પડયા. રાજાએ તસ્કરોની શમશેરના ઘા પોતાની લાકડી ઉપર યુક્તિથી ઝીલી લીધા અને તેઓને એજ લાકડી વડે પ્રહાર કરી કરી પૃથ્વી પાટ કરી નાખ્યા. રાજાનો અને તસ્કરોનો ઝગડો જામવાથી તેનો ઘોંઘાટ સાંભળી આસપાસના પહેરો ભરનારા પોલીસ લોકો એ સ્થળે દોડયા આવ્યા. એ વખતે ચોર લોકોએ પોતાના પ્રાણ બચાવી નાસી છુટવા

અનેક યત્નો કર્યા, પણ બધો શ્રમ બરબાદ ગયો, કારણકે જેવા તેઓ પડેલે સ્થળેથી ઉભા થવા ગયા તેવાજ સિપાઇ લોકોએ રાજાના હુકમથી તેમને પકડી લીધા અને મુસ્કેટાટ બાંધી જેલ જાત્રા કરવા તેડી ગયા.

ચોર લોકોને કેદ કરી કારાગ્રહમાં મોકલવા સિપાઇઓની સાથે રવાના કર્યા પછી રાજા થોડાએક પોલીસ સહિત તે વીપ્રના ઘરમા દાખલ થયો, અંદર જઇને જોયું તો કોઇ પણ માણસ રાજાની નજરે પડયુ નહિ એ ઉપરથી રાજા બહુજ અફશોષ કરવા લાગ્યો પણ પછી બારીકીથી તપાસ કરતા ઘર ધણીને તેના કુટુંબ સહિત કેદ કરેલ કોટડીમા થતો ઘોઘાટ રાજાને શ્રવણે પડયો. રાજાએ એ કોટડીનાં કમાડ તુર્તજ ઉઘાડી નાખ્યા અને પોતે એકાએક અંદર દાખલ થયો. ત્યા જઇને જોયુ તો બધા માણસોને મોઢે ડુચા મારી હાથ પગ બાંધી રણુગોવાળીયા કરી રેડવી મુકેલા હતા; વળી તેઓ બધાનાં અંગ ઉપરથી આભૂષણો પણ ઉતારી લીધેલા હતાં, એટલુજ નહિ પણ એ નિર્દય લોકોએ તે બિચારાં નિર્દોષ પ્રાણીઓને માર મારી મારીને મરણ તોલ કરી મુકેલાં હતાં. આવી રીતે તેઓ બધાંને દયાજનક સ્થીતિમાં બેહાલ પડેલા જોઈ રાજા બહુજ દિલગીર થયો, પણ છેવટ તેઓને બાંધેલ બંધનથી મુકત કર્યાં.

બ્રાહ્મણનુ કુટુબ મરણના મુખમાથી મુકત થતા બહુ આનંદ પામ્યુ રાજાએ ચોર લોકો કેવી રીતે અને કયે વખતે આવ્યા તેમજ આવીને તેઓએ શુ કર્યું ? વિગેરે બાબત પુછપરછ કરતા જે પ્રત્યુત્તર મળ્યો તે પોતાની ખાનગી નોટમા નોંધી લીધો.

રાજાએ પુછેલા બધા પ્રશ્નોનો ખુલાસો કર્યા પછી વીપ્ર બોલ્યો કે હે ! ધર્મમૂર્તિ મહારાજા, જો આપ વખતસર અત્રે આવી પહોંચ્યા ન હોત તો અમારા બધાના બહુજ બુરા હાલ થાત, કારણ કે અમારો આ બધો માલ મિલ્કત લુટાઇ જાત એટલુજ નહોતુ, પરંતુ આપ પ્રજાપાળક અવનિપતિને આવતા જો થોડી વધારે વાર થઈ હોત તો અમો બધા પણ મુંઝાઇને મરી જાત. એ દુષ્ટોએ અમને માર મારવામા કાંઇ કચાસ રાખી નહોતી અને વળી વિશેષમા સર્વેને સખત બંધનથી બાંધી મોઢે એવા તો મજબુત ડુચા મારેલા હતા કે જેથી શ્વાસ પણ લઇ શકાતો નહોતો.

તસ્કરોના ત્રાસે તપી પીડા પામેલા અને ભયભીત થયેલા બ્રાહ્મણનાં બાળકોને રાજાએ રડતા છાના રાખી વિમળ વચનોની વૃષ્ટિ વડે દિલાસો

દીધો, તથા તેમનો ચોરાયેલો તમામ માલ મિલ્કત તેમને સ્વાધિન કર્યો; એટલુજ નહિ પણ શોક સાગરમા ડુબેલ વીપ્રના કુટુંબને ખુશી કરવા ખાતર રાજાએ પોતાના કંઠમાહેનો મુક્તાહાર કાઢી તેઓને પ્રેમપૂર્વક કૃષ્ણાર્પણ કર્યો. રાજાની આવી ઉદારતાથી અને તેણે દીધેલ દિલાસાથી વીપ્રના કુટુંબને અતિ આનંદ ઉત્પન્ન થયો અને તેથી તેઓ બધાં રાજાનાં વારવાર વખાણ કરી આશિષ આપવા લાગ્યાં કે હે ! પ્રજાપાળક મહારાજા; આપે સંકટસાગરમાં ડુબેલા અમો સર્વેને મરણના મુખમાંથી મુક્ત કર્યાં, તેમજ અમારો ચોરાયેલો માલ તસ્કરો પાસેથી પડાવી વગર વાધે અને વગર વિલંબે અમને પાછો આપી દીધો; એટલુજ નહિ પણ અમારા ઉપર આવેલ આફતથી ઉત્પન્ન થયેલ અફશોષને અલગ કરવા માટે ઉલટો આપે આપના તરફથી સાચાં મોતીનો હાર આપી અમને પૂર્ણાનંદ આપ્યો એ ખાતે અમે આપનો મોટો આભાર માનીએ છીએ, તેમજ અમો બધાં આપને અંતઃકરણથી આશિષ આપીએ છીએ કે આપનું સર્વ સ્થળે સર્વદા કલ્યાણ થજો અને અમારાં જેવા ગરીબોની આશિષથી આપ ઉદાર અને પૂર્ણ પ્રતાપી પુરૂષ સર્વદા સુખ શાન્તિમા રહેવા સાથે દિર્ઘાયુષી થજો. આપ પુન્યાત્મા અને પરોપકારી પુરૂષ પ્રજાનું પાલન કરવામા જેવો શ્રમ લીઓછો તેવો શ્રમ સહન કરનારા શુરવીર અને સાચા પુરૂષો પૃથ્વીમાં બહુજ થોડા હશે.

બ્રાહ્મણના મુખાર્વિંદમાથી નિકળતાં આશિર્વચનો શ્રવણ કરી લીધા પછી રાજા પોતાની સાથેના સિપાઇઓને તેમના કામ પર મોકલી પોતે દરબાર દુર્ગમા ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ત્રીજું.

પાર્વતી પ્રત્યે શિવજી કહે છે કે હે ! સતી, બુદ્ધિચંદ્ર રાજા મારી ભક્તિ કરવામા કાંઇ કચાસ રાખતો નહોતો, તેમજ તે પૂર્ણ પુન્યશાળી હતો, અને ચાર પદ્મણી સાથે પરણેલો હતો, છતાં પણ તેને પુત્ર રત્નની પ્રાપ્તિ થયેલી નહોતી. આ બાબત બધી રાણીઓના મનમા ખેદ થતો હતો ખરો, પરંતુ પાટરાણીનું અંતઃકરણ તો અહરનિશ એજ ઉચાટમાં ઉકળ્યા કરતું હતુ, જેથી તે વારંવાર રાજાને એ બાબત યાદી આપી દિલગીરી દર્શાવતી હતી.

એક દિવસ રાત્રીના વખતે રાજા અને રાણી પલંગ પર બેઠાં બેઠાં વાત વિનોદ કરતા હતા તેવામા રાણીનું અંત કરણ અફશોષના આવેશે ઉભરાઇ જવાથી તે એકદમ બોલી ઉઠીકે હે ! સ્વામી, પૂર્વ પુન્યના પ્રભાવે આપણુને જે જે સુખ સંપત અને વૈભવ વિલ્લાસ પ્રાપ્ત થયેલા છે તે પરિપૂર્ણ છે, પરતુ દિલગીરી માત્ર એટલીજ છે કે આપણુને આનદ ઉત્પન્ન કરાવનાર સંતતિનુ સુખ સંપાદન થયું નથી આ આખી અવનિને ઉત્પન્ન કરનાર ઇશ્વર આપણા ઉપર અમી દૃષ્ટિની વૃષ્ટિ વડે ફક્ત એકજ પુત્ર આપે તો પણ આપણે એથી સતોષ માની લઇએ, પરંતુ જ્યાં સુધી એ લ્હાવો લીધો નથી ત્યા સુધી આપણુને સાંપડેલ સપત વ્યર્થ છે, તેમજ સુખનાં સર્વે સાધનો પણ દુ ખદાઇ અને ભયકર છે, એટલુંજ નહિ પણ પુત્ર રૂપી મહામણીની પ્રાપ્તિ વગર આ જીવીત પણ નિષ્ફળ છે.

સાધારણ સ્થીતિવાળા માણુસોને ત્યા અને ગરીબીમા ગળી ગયેલાં નિર્ધન માણુસોને ત્યા પુત્ર પુત્રાદિકનો એટલો બધો પ્રભાવ હોય છે કે તેઓ બધા બાળ ચેષ્ટાથી ઉત્પન્ન થતા આનંદમા અહરનિશ આળોટી આળોટીને છકી જાય છે, એટલુજ નહિ પણ કેટલાએક માણુસો તો બાળચેષ્ટાથી પ્રગટ થતા પ્રમોદમાજ સ્વર્ગનુ સઘળુ સુખ સમજી સદા આનદમાં મગ્ન રહે છે આવી રીતે પરમ દયાળુ પરમેશ્વર સર્વ કોઇને સંતતિનુ સુખ આપે છે અને આપણુને નથી આપતા એ બાબત ખરેખર ખેદકારક છે, કારણ કે આપ મહારાજા જેવી રીતે પ્રભુની ભક્તિ કરો છો તેવી રીતે ભક્તિ કરનારા ભાવિક ભક્તો આ વિશ્વમાં બહુ વિરલ હશે.

ભોળાનાથ દયાળુ અને દાતાર છે, જેથી તે પોતાના ભક્તોને કાઇ ઓછપ આવવા દેતા નથી જે જે પદાર્થની ભક્તો ઇચ્છા કરે છે તે તે પદાર્થ પુરા પાડવા તે હમેશાં હાજર રહે છે આપણા પર પણ દયા દૃષ્ટિ કરીને રાજપાટ અને ધન ધામ વિગેરે જે કાઇ જોઇએ તે આપેલુ છે, પરંતુ પુત્ર રત્નના પ્રકાશ વગર એ સર્વે સ્મશાન સમાન શુન્યકાર અને અગોચર અરણ્ય જેવુ ઉજ્જડ ભાસે છે. જુદી જુદી જાતના સુદર અને સફાઇદાર શૃગારો અમને અગારો અડવા જેવો અભાવ ઉત્પન્ન કરે છે. મ્યાના, પાલખી અને સુખપાલ વિગેરે સર્વે સુખાસનો નમાલા અને નિસ્તેજ ભાસે છે, તેમજ દરબાર દુર્ગ અને અતઃપુર વિગેરે ભભકે ભરેલા ભવ્ય ભૂવનો પણ રાજરત્નની ખામીને લીધે ભયંકર ભાસે છે. આ બાબત મારા મનમા

વખનો વખત ઉભરા આવતા હતા, પરંતુ આપને વિદિત કરવાનો અવકાશ મળતો નહોતો. આ વખતે એકાન્ત અને અનુકુળતા હોવાથી મેં મારી જીજ્ઞાસા જણાવેલી છે

પાટરાણીની માધુર્યમય મનોહર વાણી શ્રવણ કરી પ્રસન્ન થયેલો રાજા બોલ્યો કે હે ! રાણી, તમને પુત્ર મણીની ખામીથી ખેદ થાય એ સ્વાભાવિક છે, કેમ કે મને પણ પ્રસંગોપાત એ વાત યાદ આવ્યા કરે છે તમનેજ આ બાબત લાગણી છે અને તમેજ દ્રગ દ્વારાએ પાણી પાડો છો એમ ન સમજવું, પરંતુ કોઇ કોઇ વખત અફશોષ ઉભરાઇ જવાથી મારાં નેત્રોમાથી પણ નીર નિકળી પડે છે, તેમજ તમને જેમ સર્વ વસ્તુ ઉપર અભાવ આવે છે તેમ મને પણ એ બધી વસ્તુઓ અપ્રિય ભાસે છે; એટલુજ નહિ પણ પુખ્ત ઉમર થઇ જવા છતા મહાદેવજીએ પ્રસન્ન થઇ પુત્ર આપી વાઝીઆ મેણાની મલીન છાપ ટાળી નહિ તેથી આ સંસાર પણ સારો લાગતો નથી. પુત્ર પ્રાપ્તિને માટે આજ સુધી યત્નો કરવામાં કાઇ કચાસ રાખેલી નથી, હવન હોમ અને મત્ર તત્ર વિગેરે જે જે રસ્તા લોકોએ દર્શાવ્યા તે રસ્તે વગર વાધે ચાલ્યા, પરંતુ અફશોષ છે કે એ બધા શ્રમનું કાંઇ પણ ફળ મળ્યું નહિ. હવે છેવટ મારો એવો નિશ્ચય છે કે રાજ્યનો તમામ વહિવટ આપણા શાણા અને સદ્‌ગુણ સંપન્ન સચિવને સ્વાધિન કરી આંહીથી થોડે દુર અરણ્યમાં એક શિવાલય છે ત્યાં જઇ તપારંભ કરી પુત્ર રૂપી મહામણી મળવા માગણી કરીશ. જો આપણા લલાટપટમાં લખેલુ હશે તો પુત્ર રૂપી રત્નની પ્રાપ્તિ થશે, અથવા પુત્ર રૂપી રત્નનો પ્રકાશ આપણા શુન્ય ભૂવનને વિષે નહિ પડવાનો હોય અને ભવિષ્યમાં આપણે આખર સુધી અપુત્ર રહેવાનુજ નિર્માણ થયેલું હશે તો તે વાતનુ પણ નિરાકરણ થઇ જશે.

રાજાની મધુરી અને મૃદુ વાણીથી રાણીનુ અફશોષે ઉકળતું અંતઃકરણ કાંઇક શાન્ત થવાથી તે બોલી કે હે ! પ્રાણાધાર આપે જે વિચાર ધારેલો છે, તે બહુજ સારો છે, પરંતુ આપ એકલા અરણ્યમાં પધારો તેના કરતા મને પણ સાથે તેડી જવા કૃપા કરો તો વધારે સારૂં; કારણ કે હું હમેશાં આપના પાદ પંકજની પુજા કર્યા પહેલાં અન્નોદક અંગીકાર કરતી નથી. જ્યારે આપ શત્રુઓની સાથે યુદ્ધ મચાવી રણ રગ લેવા રણભૂમિમાં પધારો છો અથવા મૃગયા રમવા અરણ્યમાં પધારો

છો ત્યારે હુ ઉપવાસ કરીને અગર તો ફળાહાર કરીને વખત નિર્ગમન કરી લઉ છુ આ બાબત આજ સુધી આપને જાહેર કરવાની જરૂર પડી નહોતી, પરતુ આજે પ્રસંગ આવવાથી અંતરની વાત આપ આગળ જાહેર કરૂં છુ. માટે મારી નમ્ર અરજ ધ્યાનમાં લઇ આ અનુચરી ઉપર દયા દૃષ્ટિ કરી આપ જ્યારે અરણ્યમાં પધારો ત્યારે મને પણ સાથે તેડી જવા કૃપા કરશો

રાજા બોલ્યો કે હે ! રાણી તું શાણી અને સદ્‌ગુણી તેમજ ખરી ક્ષત્રાણી છો, તેમજ જેવી રીતે તું પતિવ્રત પાળે છે તેવી રીતે પતિવ્રત પાળવાનુ બીજી સ્ત્રીઓથી બનવુ મહા મુશીબત છે, એટલુજ નહિ પણ સ્વામી સેવામાં તદાકાર થયેલી તુ મારો વિરહ વેઠી શકતી નથી એ વાતનો પણ મને પૂર્ણ અનુભવ છે. આ વખતે અરણ્યમાં તપ કરવા જતાં તુ મારી સાથે આવવા ઇચ્છા બતાવે છે, પરતુ નિર્જન વનમાં નિવાસ કરવો એ અતિ અઘરૂં અને કષ્ટકારક છે, મતલબ કે ત્યા મોજ મજા માણવા માટે જવું નથી, તેમજ સેવા ચાકરી કરનારા ચાકર નોકર વિગેરે દાસ દાસીઓને પણ સાથે તેડી જવાં નથી, પરતુ અરણ્યમા જઇ એકાએક રહી તપ કરી કાયાને કષ્ટ આપવાનું છે, માટે જો એ બધા સંકટ સહન કરવા શક્તિ હોય તો ખુશીથી મારી સાથે ચાલો. હું પ્રાતઃકાળે પુજામાંથી પરવાર્યા પછી પ્રધાનને તેડાવી રાજ્યનુ રક્ષણ કરવા ભલામણ આપી અરણ્યમાં ઉપડી જવાની તૈયારી કરીશ.

દુઃખ દરિયામાં ડુબેલી દારાને રાજાએ દિલાસો દીધો અને પોતાની સાથે આવવા આજ્ઞા આપી એટલે તેનુ શોકે સેકાયેલુ સુદર શરિર શુષ્ક થઇ ગયેલુ હતું તે પાછુ પુત્ર પ્રાપ્ત થવાના પ્રમોદે પ્રફુલ્લિત થવા લાગ્યુ, તેમજ તેનુ મુખ રૂપી કમળ કરમાઇ ગયેલુ હતું અને નેત્રો નિસ્તેજ થઇ ઉડાં ઉતરી ગયેલા હતાં તે પાછા સતેજ થયા; એટલુજ નહિ પણ એ વખતે આનંદનો ઉભરો આવી જવાથી તે બોલી ઉઠી કે હે ! મારા પ્રાણવલ્લભ, હું આપની સાથે ચાહે તેવા ભય કર અને અગોચર અરણ્યમાં પણ રહેવા ઇન્તેજાર છું. મને આપનો વિયોગ થાય છે ત્યારેજ દુઃખ દૃષ્ટિએ પડે છે, પરંતુ આપ સદ્‌ગુણ સાગર સ્વામીના સયોગમાં સકષ્ટ દૃષ્ટિ મર્યાદાથી દૂર રહે છે. હું આપની સાથે આવવાથી આપને કોઇ પણ જાતની હરકત થશે નહિ, પરતુ ઉલટી હુ આપને મદદગાર થઇ પડીશ, કારણકે હું પણ ખરા ક્ષત્રીના બુંદમાથી ઉત્પન્ન થયેલી ક્ષત્રાણી છુ. જેથી વાઘ, વરૂ, દીપડા

અને ચિત્તા વિગેરે હિંસક પશુઓથી દિલમા ડરૂ તેમ નથી, તેમજ ભૂત, પ્રેત, ડાકણી, સાકણી અને ચૂડેલ વિગેરે ચેટકથી પણ મારૂ ચિત્ત ચળાચમાન થાય તેવુ નથી, એટલુજ નહિ પણ જો કદિ આપ આજ્ઞા કરો તો પુરૂષનો પોશાક પહેરી શમશેર સજી શત્રુઓની સાથે સંગ્રામે ચડવામા પણ પાછો પગ ભરૂ તેવી નથી.

રાજા પોતાની પ્યારી પાટરાણીનુ આવુ શૌર્ય ભરેલુ બોલવુ સાભળી બહુજ પ્રસન્ન થઇ બોલ્યો કે હે ! શાણી રાણી, તને ધન્ય છે, તારી જનુનિને ધન્ય છે અને તને પેદા કરનાર તારા પિતાને પણ ધન્ય છે તારી હિમ્મત, તારૂ શૌર્ય, તારૂ પતિવ્રત અને ટુંકામા તારા તમામ સદ્‌ગુણોનો અનુભવ કરતા મને તો ખરેખરી ખાત્રી થઇ ચુકી છે કે તુ સાચી સતી અને શુરી ક્ષત્રાણી છો. તારામા કુદરતે જે જે સદ્‌ગુણો મુકેલા છે તે બધા સ્ત્રીની શોભામા વૃદ્ધિ કરનારા અને સ્તુતિપાત્ર છે; એટલુજ નહિ પણ તારા સદ્‌ગુણોથા પ્રસન્ન થયેલો હુ એટલે સુધી કહું છુ કે પૂર્વે પ્રગટ થયેલ પૂર્ણ પતિવ્રત પાળનારી પતિવ્રત્તાઓમાં સપ્ત સતી થયેલી છે તેમાં તું અષ્ટમી સતી છો. હું તારી સાથે થયેલ વાત વિનોદથી પ્રસન્ન થઇને તને આજ્ઞા આપુ છુ કે તું ખુશીથી મારી સાથે તપ કરવા આવતી કાલે અરણ્યમા આવજે. આવી રીતે વાત વિનોદ કરતાં રાજા અને રાણી બે પ્રહર નિશા વીત્યા બાદ નિદ્રાદેવીને આધિન થયા

બીજે દિવસ રાજાએ પોતાના પ્રધાન વિગેરે રાજ્યમડળના આગેવાન અધિકારીઓને બોલાવી અરણ્યમાં જવાની ઇચ્છા જાહેર કરી કહેવા લાગ્યો કે હે ! મારા નિમકહલાલ નોકરો, તમો સર્વે સુજ્ઞ અને નીતિવાળા હોવા સાથે પૂરેપૂરા પ્રમાણિક અને સર્વ પ્રકારે લાયક હોવાથી તમોને ઉપદેશ આપવાની કાઇ જરૂર નથી, તો પણ આ વખતે તપ કરવા અરણ્યમાં જતા રાજ્યની લગામ તમારે કબજે કરૂ છુ, એટલે બે બોલ કહુ છું તે ઉપર ખાસ લક્ષ આપજો. જેવી રીતે મારી હાજરીમાં પ્રજા પૂર્ણ સુખ શાન્તિ ભોગવે છે તેવીજ રીતે મારી ગેરહાજરીમા પણ પ્રજાનુ પ્રતિપાલન થવુ જોઇએ, મતલબ કે પ્રજાને મારી ગેરહાજરીથી કોઇ પણ જાનની ઓછપ આવવી જોઇએ નહિ, તેમજ કોઇ પણ જાતનુ કષ્ટ પણ થવુ જોઇએ નહિ; એટલુજ નહિ પણ હાલ રાજની જે આબાદી છે, તેમા પણ દિન પ્રતિદિન વૃદ્ધિ થવી જોઇએ આ બાબતમા કાઇ

પણ કસુર ન થાય તેને માટે પુરતી સંભાળ રાખજો, એટલુંજ નહિ પણ રાજનો કોઇ પણ નોકર મારી પ્રાણાધિક પ્યારી પ્રજાને પજવે નહિ, તેમજ અધર્મ કર્મ કરી લોભાધિન થઇ લોકો આગળથી લાંચ લે નહિ તેવો પક્કો બંદોબસ્ત રાખજો. છેવટ હું એટલુજ કહું છું કે મેં ઉપર કહેલી બધી બાબતો બરોબર લક્ષમા રાખવા સાથે હુ અરણ્યમાંથી આવતા સુધી રાજ્યનો બરોબર બારીકીથી બંદોબસ્ત રાખજો અને રૈયતનું તન મન ધનથી રક્ષણ કરજો.

ઉપર પ્રમાણે અમલદાર વર્ગને સૂચના આપી રાજાએ તેઓ બધાને રજા આપી અને પોતે પોતાની પાટરાણી સહિત પુત્ર રત્નની પ્રાપ્તિ થવાની આશાએ રાજપાટ તજી અરણ્ય તરફ ચાલવુ શરૂં કર્યું. ચાલતા ચાલતાં નૌત્તમપુર નગર નિકટ ઉત્તર દિશામા આવેલ એક અરણ્યમા મારૂ મંદિર હતું ત્યાં આવી તેઓ પતિ પત્નિ મારા ઉપર ઉગ્ર તપ કરવા લાગ્યાં, તે એવી રીતે કે એક વર્ષ અને ચોવીસ દિવસ ફક્ત ફળફુલ ખાઇનેજ પોતાનો વખત નિર્ગમન કર્યો, એક વર્ષ અને ચોવીસ દિવસ જળપાન કરીનેજ વખત ગુજાર્યો અને એક વર્ષને ચોવીસ દિવસ કાંઇપણ ખાધાપીધા વિના ફક્ત પવન ભરખીનેજ તપ કર્યું

## હરિગીત છંદ.

વન્હી વરસ દ્રગ માસપર, દિનકર દિવસ બહુ તપ કર્યું,
દિલ અડગ રાખી દંપતિ, સેવા કરી મુજ મન હર્યું,
ત્યારે થયો તૃપમાન હું, વરદાન શુભ મે આપિયુ,
શિવજી કહે સુણુ પાર્વતી, મુજ દાસનુ દુખ કાપિયુ.

## ગીતિ.

દ્રઢ આસન વાળીને, દંપતિ જપ તપ કરવા લાગ્યા,
વિપિન વિપત નિત વેઠે, આત્મજ મળવા સુખ સહુ ત્યાગ્યા.

ખાનપાન અને ગાનતાન વિગેરે વૈભવ વિલાસ ત્યાગી અરણ્યના અનેક સંકટ સહન કરી રાજા અને રાણીએ ત્રણ વર્ષ ને બોતેર દિવસ સુધી તપ કર્યું, ત્યારે હું તેઓના પર પ્રસન્ન થઇ વરદાન આપવા સન્યાસીના

વેશે વનમાં ગયો ત્યાં જઇ પ્રથમ તો તેઓ પતિપત્નિને તપ તજી રાજમાં પાછાં જવા ભલામણ કરી, પરંતુ તેઓ પૂરેપૂરા આસ્તિક હોવાથી મારૂ કહેવુ કબુલ કર્યું નહિ. મેં તેઓને બહુ બીવરાવ્યા અને કહ્યું કે હે ! રાજ રત્નો, આ સ્થળે તપ કરી કરીને તમે મરી જશો તો પણ ત્રિપુરારિ તમારા પર પ્રસન્ન થશે નહિ, માટે મારૂં કહ્યું લક્ષમા લઈ મમતા મુકી તમે તમારા રાજમા પાછાં જાઓ, અને રાજકાજ કરી બાકી રહેલુ આયુષ્ય પુરૂ કરો. આ પ્રમાણેનુ મારૂ બોલવુ સાભળી લીધા પછી રાજા બોલ્યો કે હે ! મહાત્મા યોગેન્દ્ર, આપ આપને રસ્તે પધારો અમે અમારૂ કાર્ય સાધ્યા શિવાય આહીથી ઉઠવાનાં નથી, કદાચ આ સ્થળેજ અમારૂ મૃત્યુ થશે, તો પણ અમને એ બાબત બિલકુલ ચિંતા નથી; કારણ કે અમારો અડગ નિશ્ચય છે કે ઇશ્વર અમારા ઉપર કરૂણા કરી આત્મજ ઉત્પન્ન થવા વરદાન આપશે તોજ અમે આ સ્થળેથી ઉઠી અમારા રાજમાં પાછા જશું, અગર ઇશ્વર જો અમારી આશા પુરી નહિ કરે તો પછી પાછા જવાની કાઇ જરૂર નથી, કારણ કે જે કાર્ય સાધવા માટે અમો નિકળેલા છીએ તે સાધ્યા શિવાય લુતે લમણે પાછા જવુ એ અમો ઉચિત માનતાં નથી.

પાર્વતી પ્રત્યે શિવજી કહે છે કે હે ! સતી, એ દંપતિનુ આવુ અચળ ચિત્ત જોઇ મારા મનમાં દયા આવી એટલે મે મારૂ મૂળ સ્વરૂપ પ્રગટ કરી તેમને દર્શન દીધા અને પ્રસન્ન થઈ વરદાન આપ્યુ કે હે ! ભક્તજનો, તમારી જે ઇચ્છા હોય તે વિદિત કરો, કારણ કે તમારી ઇચ્છા પરિપૂર્ણ કરવા હુ તૈયાર છુ રાજા અને રાણી મારૂ સન્યાસીનુ સ્વરૂપ બદલી જવાથી થોડી વાર તો સાનદાશ્ચર્ય પામી સ્તબ્ધ થઇ મારા તરફ એક દૃષ્ટિથી જોઇ રહ્યા, પછી તુર્તજ તેઓ સાષ્ટાંગ પ્રણામ કરી બન્ને જણાં મારાં ચર્ણ ચાપવા લાગ્યા અને ગદ્ ગદ્ કંઠે કહેવા લાગ્યા કે હે ! ભોળા શંભૂ, અમો દંપતી ઉપર દયા કરી આપે અમને દર્શન દીધા એટલે અમે તો પૂર્ણ ભાગ્યશાળી થઇ ચુકયાં. આપ દયાળુ દેવના પ્રતાપે અમને સંસારના સર્વે સુખ સાંપડેલા છે, પણ પુત્ર રૂપી મહા મણીના પ્રકાશ વગર અમારા સુદર સદન શુન્ય અને શોક જનક ભાસે છે, માટે આપ પ્રસન્ન થયા છો તો અમારી પુત્ર પ્રાપ્તિની ઇચ્છા પરિપૂર્ણ કરો

રાજારાણીની એ વિનંતી શ્રવણ કરી લીધા બાદ મે તે રાજાને કીધું કે હે ! રાજા, તારે પુત્ર સુખનો લ્હાવો લેવો છે તો તારી ચારે.

રાણીઓને એક એક પુત્ર ઉત્પન્ન થશે, તેમાં તારી સાથે આવેલ પાટરાણીને પેટ પાટવી પુત્ર પ્રગટ થશે; મતલબ કે આ તારી સાથે આવેલ અર્ધાંગના આજથી અગીયાર માસે આત્મજને જન્મ આપશે અને બાકીની બધી રાણીઓને બાર માસે પ્રસવ થશે, આટલુ કહી હું અંતર્ધાન થયો એટલે તેઓએ પોતાના નગર તરફ જવા તૈયારી કરી. ચાલતાં ચાલતા ત્રીજે દિવસે તેઓ પોતાની સરહદમાં આવી પહોચ્યાં, ત્યાં પહોંચ્યા પછી કોઇ ખેડુતની સાથે રાજાએ અમાત્ય મંડળને પોતાના આવાગમનના સમાચાર કહેવરાવ્યા કે રાજા અને રાણી અરણ્યમાંથી આહી આવી પહોચેલાં છે અને નગરના નૈરૂત્ય ખુણામાં આવેલા અમૃતઝર ઉપવનમાં ઉતર્યા છે.

અમાત્ય મડળને રાજા રાણીના આવાગમનના શુભ સમાચાર મળ્યા કે તુર્ત જ રાજના નાના મોટા બધા નોકરોને એકત્ર કરી મોટા આડમ્બરથી સ્વારી તૈયાર કરવાની આજ્ઞા આપી દીધી અને પ્રજા વર્ગમાં પણ એ સમાચાર જાહેર કરી દીધા. સેનાપતિના ફરમાનથી સૈન્ય તૈયાર થયુ એટલે અમલદારો અને નાના મોટા નોકરો વિગેરે રાજ મંડળના માણસો અને નગર નિવાસી લોકો ગાજતે વાજતે રાજા રાણીને તેડવા ઉપવન તરફ ચાલ્યાં.

આ વખતે વિવિધ પ્રકારનાં વાદ્ય વાગતાં હતાં અને બંદૂકોના પણ બ્હાર થતા હતા, તેમજ ઢોલ, નગારાં અને શરણાઇના સુસવાટે ગામ ગાજી રહેલુ હતુ. સૈન્યમાં હાથી, ઘોડા અને પાયદળનો પાર નહોતો, તેમજ અશ્વગાડી, વૃષભવેલ, પાલખી મ્યાના, સીગ્રામ અને સુખપાલ વિગેરે વાહનોનો પણ કાંઇ તોટો નહોતો. ધીમે ધીમે ગાજતુ વાજતું આ બધું મંડળ રાજા ઉતરેલો હતો ત્યા જઇ પહોંચ્યું અને રાજાની હજુરમાં હાજર થયુ

રાજાએ પ્રમુખ પુરૂષો પાસે અરણ્યમાં બનેલા બધા બનાવોનુ વિસ્તાર પૂર્વક વર્ણન કર્યું, પછી તેઓ બધાની સાથે સ્વારી સહિત પોતે શહેરમાં આવ્યો. પ્રથમ અંત.પુરમા જઇ રાજમાં રહેલી પોતાની ત્રણે રાણીઓને મળ્યો અને થોડાજ વખતમા બધી રાણીઓને સતતિ સંપાદન થવાના શુભ સમાચાર આપ્યા

રાજાએ આપેલી વધામણીથી પ્રસન્ન થયેલી ત્રણે રાણીઓએ રાજાને તથા પાટરાણીને સાષ્ટાંગ પ્રણામ કરી પાદ પખાળી ચર્ણોદક શિર ચડાવ્યું

અને પાટરાણીને પગે પડી પૂરેપૂરો વિવેક વર્તાવ્યો. લગભગ સવાત્રણ વર્ષ જેટલી લાંબી મુદત થયાં લોકોએ દયાળુ રાજાનાં દર્શનનો લાભ લીધેલો નહોતો, જેથી રાજાના દર્શન થવાથી રાજ મંડળનાં માણસોમાં અને પ્રજાવર્ગમાં પુર્ણાનંદ છાઇ રહેલો હતો. ગલીએ ગલીએ અને ચકલે ચકલે માણસોનાં મોટાં મોટા ટોળાં મળી પુરપતિની પધરામણી વિષે વાતો કરી પ્રમોદ પામતાં હતા શહેરના સારા સારા શેઠીયાઓ વિવિધ પ્રકારની મિઠાઇના મોટા મોટા થાળ ભરી રાજાનો હસ્ત સ્પર્શ કરાવી બાળકોને વહેંચી આપતા હતા. રાજાએ પણ અન્નોદકની વ્યાધિ વેંઢારતાં ગરીબ ભિક્ષુકોને ભોજન આપવા માટે રાજ રસોડુ ખુલ્લુ મુકાવેલુ હતું. આવી રીતે પ્રજાપાળક પુરપતિની પધરામણીથી આખા શહેરમાં સર્વ સ્થળે આનંદ ઉત્સવ થઇ રહેલો હતો.

---

## પ્રકરણ ચોથું.

અરણ્યમાંથી આવ્યા પછી રાજા રાણીઓની સંભાળ બહુજ સારી રીતે રાખતો હતો. રાણીઓએ ગર્ભ ધારણ કર્યા ત્યારથી તેઓને જે જે ઇચ્છા થતી તે રાજા પરિપૂર્ણ કરતો હતો. ખાવા પીવામાં અને પહેરવા ઓઢવામાં તેમજ રમત ગમતમા રાજા હમેશાં રાણીઓ સાથે રહી પોતાનો વખત ગુજારતો હતો. એમ કરતા અગીયાર મહિના પુરા થયા એટલે પૂર્ણ પરિશ્રમ લઇ રાજાની સાથે અરણ્યમાં ગયેલી પાટરાણીને પેટ પુત્રનો પ્રસવ થયો. પ્રસવ થયેલ પુત્રનાં રૂપ, રંગ અને અંગાકૃતિ વિગેરે આદર્શ રૂપ અને વખાણવા યોગ્ય હતાં, તેનાં નેત્રો ચંચળ અને અસ્થિર હતાં, મુખારવિંદ ગૌર અને ગોળાકાર હતું, હસ્ત ચરણ નાજુક અને કોમળ હતાં અને તેમાં ચક્રાદિક આયુધરેખા, ઉર્ધ્વ રેખા અને આયુષ્યરેખા અતિ ઉત્તમ હતી, એટલુંજ નહિ પણ તેનુ સુવર્ણના જેવી કાન્તિ વાળું સુંદર શરિર જોનાર જનોના અંતરમાં આલ્હાદ ઉત્પન્ન કરે તેવુ હતું.

જે વખતે પાટરાણીને પુત્ર પ્રસવ થયો તે વખતે રાહ જોઇ રહેલા દાસ દાસીઓ તુર્તજ રાજા આગળ વધામણી ખાવા જવા દોડ ધામ

કરવા લાગ્યા. રાજા એકાન્ત આલયમાં આરામ આસન ઉપર બેઠો બેઠો એજ વિચાર કરતો હતો, તેવામા વધામણી ખાવાની ખાયસથી ઉતાવળા થયેલા અનુચરોએ વિનય યુક્ત વચનો વડે પાટની કુમાર પ્રસવ થયાના ખુશ ખબર આપ્યા.

પોતે પુખ્ત વયે પહોચ્યા પછી પોતાની પ્રિય પાટરાણીને પેટ પુત્ર પ્રસવ થયાની વધામણી સાંભળી રાજાનુ હૃદય રૂપી કમળ પ્રમોદે પ્રફુલ્લિત થવા લાગ્યું અને આત્મજ ખામીના યોગે ઉત્પન્ન થયેલ અફશોષ રૂપી અંધકાર અંત કરણમા છાઇ રહેનો હતો તે પુત્ર રૂપી પારસમણીના પ્રકાશથી નાશ થયો, એટલુંજ નહિ પણ નહિ અનુભવેલુ એવુ નવીન સંતતિ સુખ સંપાદન થવાથી રાજાના પ્રમોદનો પાર રહ્યો નહિ

આવી રીતે અતિશય આનંદ ઉત્પન્ન થવાથી મગ્ન થયેલા રાજાએ વધામણી આપનારા અનુચરોને ઇચ્છિત વસ્તુઓ આપી પૂર્ણ સંતુષ્ટ કર્યા; કોઇને મંદીલ, કોઇને સેલા અને કોઈને સોનામહોર વિગેરે રોકડ નાણા આપ્યા. પ્રથમ વધામણી ખાનાર પાસવાન ઉપર પ્રસન્ન થઇ એક ગામ, પચીસ ઘોડા, એક હાથી, બે વૃષભવેલ અને એક પાલખી વિગેરે ઇનામ આપ્યુ એ ઉપરાત જરીયાની પોશાક અને ઉમદા આભુષણો આપીને તેનુ દાળીદ્ર દૂર કરી ન્યાલ કરી નાખ્યો.

થોડી વારમાંજ આ શુભ સમાચાર આખા શહેરમા પ્રસરી જવાથી રાજ મંડળના અને પ્રજા મંડળના આગેવાન પુરૂષો હર્ષ પ્રદર્શિત કરવા દરબાર દૂર્ગમા આવવા લાગ્યા. રાજાએ તુર્તજ એક સુંદર ચિત્રોથી ચિત્રેલ વિશાળ અને સુંદર સદનમા સભા ભરી સાકર, સોપારી અને શ્રીફળો વહેચવા શરૂ કર્યાં આ વખતે દરબારી અથવા તો ઘરબારી હરકોઈ માણસને રાજસભામા આવવાની છૂટ આપેલી હતી ગમે તેવા ગરીબ માણસોને પણ અટકાયત કરવામા આવતી નહોતી, તેમજ જે કોઇ સભામા દાખલ થતુ તેનો બહુજ સારો સત્કાર કરવામા આવતો હતો. સ્ત્રીઓ અને ન્હાના બાળકો વિગેરે જેઓ સભામા જવા ઇતરાજ અથવા અશક્ત હોય તેમને વહેંચવા માટે દરબાર દૂર્ગની બહાર સાકર સોપારી અને શ્રીફળોના મોટા મોટા ઢગલા કરી મુકેલા હતા આ બાબતની લોકોમાં જાણ થતા સ્ત્રીઓ અને બાળકોના મોટા મોટા ટોળા મળી દરબાર દૂર્ગ તરફ ઉલટભેર દોડયાં જતા હતા. અન્ન વસ્ત્રની ઓછપની ઉપાધિથી પીડા

પામતાં પ્રાણીઓને ઇચ્છિત પદાર્થો આપી સંતુષ્ટ કરવાની રાજાએ આજ્ઞા આપી દીધેલી હતી. ભાટ, ચારણ અને ભાડ ભવાયા વિગેરે યાચના કરનારા યાચકોને વેઢ, વીંટી અને કડા કુંડળ વિગેરે આભૂષણો આપવામાં પણ કાઇ ખામી રાખી નહિ. ટુંકામા જેવી જેની ઇચ્છા તેવુ તેને આપવામા પુરપતિએ પાછો પગ ભર્યો નહોતો સર્વ યાચકોની આશા પરિપૂર્ણ કરી સંપૂર્ણ સંતોષાનદ આપ્યો હતો.

કવિ કોવિદ અને પડિત પુરાણી વિગેરે વિદ્વાન વર્ગમા ચળકતા ચંદનહારો અને મુકતાની માળાઓ વહેંચવા ઉપરાત સોનામહેરોના ઇનામ આપવામાં આવ્યા હતાં. કૂળગોરને પણ કિમ્મતી વસ્ત્રાભૂષણોથી સંતુષ્ટ કરવામા આવ્યો હતો, બ્રાહ્મણવર્ગમા કોઇને હાર, કોઇને કડાં, વેઢ, વીંટીઓ ચાંદીના થાળો અને એ ઉપરાત દસ દસ સોના મહોરો દક્ષણા તરીકે આપી સારો આર્શિવાદ લીધો. શહેરની તમામ જ્ઞાતિની કુમારિકાઓને દરબાર દૂર્ગમા એકત્ર કરી શોભતા વસ્ત્રાભૂષણો પહેરાવી સાકર, સોપારી અને શ્રીફળના ખોળા ભરાવી રજા આપી

આવી રીતે ઉમદા આભૂષણો અને જરીયાની વસ્ત્રો તથા મિષ્ટાન વિગેરે ખાનપાનનુ દાન દેવામાં રાજાએ મણા રાખી નહિ. રાજા તરફથી મળેલ માલ મિલકતના પ્રતાપે નિર્ધન દશાના નિચ અને દારૂણ દુઃખમાં ડુબી ગયેલા કેટલાંએક નિર્ધન માણસો ધનવાન બની ગયાં અને પોતાની જીંદગી સુધરી જવાથી તેઓ બધા પુરપતિના ગુણની ગર્જના કરવા લાગ્યાં, તેમજ આખા શહેરમા સર્વ સ્થળે રાજાના નામનો જય જયકાર થઇ રહ્યો બાળકથી વૃદ્ધ સુધી સર્વ કોઈ રાજાનાં વખાણ કરી પ્રમોદ પામતા હતાં કોઇ પણ માણસ રાજાનુ બિલકુલ બુરૂં બોલતું નહોતું. રાજા ઉદાર અને આનંદી હોવાથી વખતો વખત મોટા મોટા મેલાવડા અને ધામધુમ થતી હતી ખરી, પરતુ પાટવી કુમારના પ્રસવ પ્રસગે થયેલી ધામધુમની તો અવધિ હતી. આવો અત્યત આનંદ ઉત્પન્ન કરનારો ઉમદો અવસર અદ્યાપિ પર્યત આવેલો નહોતો. આ પ્રસગે તો આખા શહેરમા, અંતઃપુરમા અને દરબાર દૂર્ગમા આનદ ઉત્સવ થઇ રહેલો હતો. કોઇ પણ માણસ ઉદાસી અથવા દુખી દૃષ્ટિએ પડતો નહોતો, સર્વ કોઇ સુખાનંદમા મગ્ન બનેલાં દેખાતા હતા. કારાગ્રહમાં કષ્ટે કચરાતા કેદીઓને પણ બેડી તોડી નાખી સારા સારા વસ્ત્રો પહેરાવી ભાવતાં ભોજન જમાડી છોડી મુકયા હતા

વેપારી વર્ગમાંહેના કેટલાએક માણુસો પાસે તેમજ ખેડુત વર્ગ પાસે રાજનું જુનું લેણું હતું, તે બધા કરજદારોને બોલાવી લેણા પૈસા માફ કરી તેઓ સર્વેને રાજાએ રાજી કર્યા હતા.

આવી રીતે દેવા લેવાની ક્રિયા થઇ રહ્યા પછી જ્યોતિષ જાણુનારા જોશીઓને બોલાવી રાજાએ આજ્ઞા આપી કે હે ! ભવિષ્યવેત્તાઓ, તમો ત્રિકાળ જ્ઞાની હોવા સાથે જ્યોતિષ શાસ્ત્રમાં પૂર્ણ પારાંગત છો, તો આ મારા પુત્રની ગૃહ દશા કેવી છે ? અને તે પરિણામે કેવો નિવડશે ? તેનું નિરાકરણ કરો.

રાજાએ નમ્રતા પૂર્વક કરેલી વિનતી લક્ષમા લઇને એક વયોવૃદ્ધ અને જ્યોતિષ શાસ્ત્રને જાણુનારો જટાશંકર નામનો જોશી કહેવા લાગ્યો કે હે ! પુન્યાતમા પૃથ્વીપતિ, આ તમારો આતમજ એવો પરાક્રમી અને પ્રતાપી થશે કે તેની બરોબરી બીજો કોઈ પણ રાજા કરી શકશે નહિ. શત્રુઓને સંહારનારો, પ્રજાને પાળનારો અને અતિ ઉત્તમ આચરણુથી કૂળને તારનારો આપનો આ આત્મજ મોટા મોટા મહિપાળોને પોતાના બાહુબળ વડે સ્વાધિન કરી શકશે, અને પરિણામે પૃથ્વીપતિનું પદ પામશે. યૌવન વયમાં આવતા આપના શત્રુઓ તેનો પરાજય કરવા પ્રયત્ન કરશે અને શત્રુઓ એક વખત તેને પોતાના સપાટામાં સપડાવી લેશે, પરંતુ પરિણામે તે પોતાના પુન્ય અને પરાક્રમના પ્રભાવે શત્રુનો સંહાર કરી નાખશે; એટલુજ નહિ પણ આ તમારો પ્રતાપી પુત્ર સમગ્ર શત્રુઓનો સંહાર કરી પૃથ્વીમાં પોતાનો પૂરેપૂરો વિજય વરતાવી આપની અને પોતાની કીર્તિ ગગન મંડળ પર્યંત ગજાવી મુકશે. વીર પુરૂષોમાં તે અગ્રેસર થશે અને શત્રુ સમિપે યુદ્ધે ચડશે ત્યારે મરવુ અથવા મારવુ એવા અડગ નિશ્ચયથી લડશે.

યુવરાજના જન્મ વખતના રાશીચક્ર પરથી ગણુત્રી કરતાં તેનુ નામ વ અક્ષર ઉપર આવે છે. તેથી તેનુ વિરવટ એવું નામ રાખવા અમો ભલામણુ કરીએ છીએ. વિદ્વાન જોશીના મુખેથી યુવરાજનુ ભવિષ્ય શ્રવણુ કરીને રાજા બહુજ પ્રસન્ન થયો.

આવેલ જોશીઓનું મંડળ મોટું હતું, પણુ તે બધા સાધારણુ જ્ઞાન-વાળા હતા, કોઇ ભવિષ્ય ભાંખી શકે તેવા નહોતા, ફક્ત એ વયોવૃદ્ધ પુરૂષ એકજ ત્રિકાળજ્ઞાની હતો. તેની વાણીમા એવો ચમત્કાર હતો કે તે

જે કહેતો તે બધું ખરૂંજ પડતું. આ વાતનો રાજાને પોતાને પણ અનુભવ હતો. આમ હોવાથી રાજાએ બીજા બધા જોશીઓને દસ દસ સોના મહોર અને એક એક ચાંદીપાત્ર આપ્યું, પરંતુ વૃદ્ધ જોશીને હેમનો હાર અને હજાર સોના મહોર આપી સંતુષ્ટ કરી સર્વેને રજા આપી એ કામ પુરૂં થયું અને દરબાર દુર્ગમાં આવતા જતાં માણસોની ભીડ ઓછી થઈ ગઇ એટલે પ્રધાન વિગેરે અમલદારોને સભા વિસર્જન કરવા આજ્ઞા આપી રાજા પોતાના અવાસમા ચાલ્યો ગયો. ત્યાં જઈ ભોજન કરી નિદ્રા દેવીને આધિન થયો.

યુવરાજનો જન્મ થયા પછી એક માસે એકજ દિવસે ત્રણે રાણીઓને પુત્ર પ્રસવ થયા. એ વખતે પણ રાજાએ સારી ધામધુમ કરી સર્વને સંતોષાનંદ આપ્યો.

રાજાને જે ચાર રાણીઓ હતી, તેમાં પાટરાણીનું નામ સદ્‌ગુણ સુંદરી, બીજીનું નામ સ્વરૂપ સુંદરી, ત્રીજીનું નામ કામકુમારી અને ચોથીનુ નામ ચપળચંદ્રિકા હતુ પાટરાણીના ઉદરથી ઉત્પન્ન થયેલ પાટવી પુત્રનું નામ વિરવટ રાખ્યુ, સ્વરૂપસુંદરીના પુત્રનુ નામ રણજીતસિંહજી રાખ્યુ, કામ કુમારીના પુત્રનું નામ રામસિંહજી રાખ્યું અને ચપળચંદ્રિકાના પુત્રનું નામ રણવીરસિંહજી રાખ્યું. ચાર રાણીઓના ચાર કુંવરો પૈકી યુવરાજની અંગાકૃતિ અને શરિરની સુદિરતા અવનવી અને તદન જુદાજ પ્રકારની હતી.

યુવરાજ દિન પ્રતિદિન શુક્લ પક્ષના ચંદ્રની પેઠે પોતાની કળાનો અધિક અધિક પ્રકાશ પાડવા લાગ્યો. પુત્ર પ્રાપ્તિ માટે અરણ્યનાં અસહ્ય સંકટ સહન કરનાર સદ્‌ગુણસુંદરી અને રાજા બુદ્ધિચંદ્ર યુવરાજની બાળ ચેષ્ટાથી ઉત્પન્ન થતા આનંદમાં અહરનિશ ગરકાવ રહેતાં હતાં. તે દંપતિ પોતાના પ્રાણાધિક પ્યારા પુત્રને પ્રીતિ પૂર્વક છાતી સાથે ચાંપી ચુમ્બન લઇ રમાડતાં ત્યારે તેમનાં હૃદય કમળ આનંદે ઉભરાઇ જતાં હતા અને દ્રગ દ્વારાએ પડતા હર્ષાશ્રુના પ્રભાવે પહેરેલાં પટકુળો ભીંજાઇ જતાં હતાં. પુત્ર પ્યારમાં તદાકાર થયેલ પુરપતિ મારી સેવા પુજા કરતો અને રાજ-કાજમાં પ્રવર્ત થતો એટલો વખતજ પુત્રનો વિરહ વેઠતો હતો; બાકીનો બધો વખત યુવરાજની સાથે રમત ગમતમાં ગુજારતો હતો. રાણી પણ યુવરાજને ઘડી વાર અળગો કરતી નહિ. રાજકુંવરને રમાડનારાં, તેડનારાં અને હેરવ ફેરવ કરનારાં દાસ દાસીઓ ઘણાં હતાં, પરંતુ રાણી કોઇનો

વિશ્વાસ કરતી નહોતી. તે પોતેજ યુવરાજને સ્વહસ્તે નવરાવતી, ધવરાવતી અને ખવરાવતી હતી.

આવી રીતે આનંદ ઉત્સવમા વખત વ્યતિત કરતા યુવરાજ આઠ વર્ષની ઉમ્મરનો થયો એટલે રાજાએ રાજ કાજમાથી લક્ષ ખેંચી લીધું અને આ અસાર સંસારની આધિ, વ્યાધિ ને ઉપાધિ આદિ અનેક આફતથી અલગ થઇ અરણ્યમાં જઇ ઇશ્વર આરાધનમા બાકી રહેલું આયુષ્ય પુરૂં કરવાના પ્રયાણે સૈન્યરત ધારણ કરી ચાલી નિકળવા તૈયારી કરી આ વખતે સદ્દગુણસુંદરી વિગેરે રાણીઓએ, પ્રધાન વિગેરે રાજમંડળના આગેવાન અમલદારોએ અને એ શિવાય પ્રજાવર્ગના પ્રમુખ પુરૂષોએ રાજાને રોકી રાખવા અનેક યત્નો કર્યા, પરંતુ આત્મજ્ઞાનના યોગે પરમ પદ પ્રાપ્ત થવાની લાલચમા લોભાયેલા રાજાએ કોઇનુ કહેવુ કબુલ કર્યું નહિ

આ અસાર સંસારના વિચિત્ર વહેવારથી કંટાળી જ્યારે રાજાએ યોગારંભ કરવા વનમા વિચરવા તૈયારી કરી ત્યારે યુવરાજની ઉમ્મર ફક્ત આઠ વર્ષનીજ હતી, છતાં પણ તે પુન્યાત્મા પુરપતિએ પોતાની હાજરીમાંજ યુવરાજને રાજરીતિ પ્રમાણે રાજ્યાભિષેક કરાવી દીધો અને પોતાના નામનો વાવટો ઉતારી વિરવટના નામનો વાવટો ચડાવી દીધો, તેમજ બીજા ત્રણ કુવરોને પણ એકેક ગામ અને દસ દસ લાખ સોનામહોર આપી દીધી.

રાજાએ યુવરાજને ગાદીએ બેસાર્યો, પણ તે બાળક હોવાથી રાજ્યની તમામ લગામ પોતાના પ્રમાણિક પ્રધાનને સુપ્રત કરી, અને યુવરાજ આદિ રાજકુમારોની તથા પ્રધાન આદિ અમલદાર મંડળની, તેમજ પ્રજાવર્ગની સંભાળ રાખવાની પાટરાણી સદ્દગુણ સુંદરીને ભલામણ કરી, એટલુંજ નહિ પણ પ્રજાનુ હિત બરાબર જાળવવા માટે શહેરના સારા સારા શેઠીયાઓનું એક પ્રજાપંચ નીમ્યુ અને તે પંચને પ્રધાન આદિ અમલદારો કરતા પણ વિશેષ અધિકાર આપ્યો. જેવી રીતે રાજાની હાજરીમા તેને પુછયા પછીજ બધા કામો કરવામા આવતા હતાં, તેવીજ રીતે રાજાની ગેરહાજરીમા પંચને પુછયા પછી બધા કામ કરવા એવો રાજાએ હુકમ ફરમાવ્યો આવી રીતે રાજ્યનો પાકો બંદોબસ્ત કરી રાજા નિમિષારણ્ય તરફ ચાલી નિકળ્યો ત્યાં જઇ જ્ઞાનાનંદ નામના મહાત્મા પાસેથી ઉપદેશ લીધો અને પછી અંતરની આસ્થા પૂર્વક ઇશ્વર આરાધન કરવા લાગ્યો.

---

# પ્રકરણ પાંચમું.

નૌત્તમપુર નગરનો નૃપતિ વિરક્ત થયાના સમાચાર સાંભળી મંચ્છા-પુરનો મહારાજા મદનમોહનસિંહજી મોટું લશ્કર લઇ લડાઈ કરવા ચડી આવ્યો. તેણે પ્રથમ શહેરના પ્રમુખ પુરૂષોને કહેવરાવ્યુ કે તમે અમારી સાથે યુદ્ધ કરવાને તૈયાર થાઓ અને યુદ્ધ કરવા અશક્ત હો તો અમારે શરણે આવી બીજા ખડીઆ રાજાઓની માફક ખંડણી ભરવાની કબુલત આપો. આવા ખેદજનક ખબર મળવાથી રાજ્યમંડળના તથા પ્રજાપંચના આગેવાન પુરૂષો વિચાર કરવા લાગ્યા કે હવે શુ કરશું ? કયા જશુ અને કોનો મત માગશુ ? કે જેથી આવેલ આફતનું વાદળ વીખાઇ જાય અને મનની મુંઝવણ મટે. છેવટ સર્વાનુમતે એવુ ઠરાવ્યુ કે આ બાબત રાજ માતા સદ્ગુણસુંદરીને પુછી જોવુ અને તેઓ મહારાણી સાહેબ કહે તેમ કરવુ. એવો ઠરાવ કરી સર્વે અંતઃપુરમાં રાજમાતા પાસે ગયા ત્યા જઇ પ્રધાન પાટરાણીને પ્રણામ કરી બે હસ્ત જોડી મસ્તક નમાવી કહેવા લાગ્યો કે હે ! રાજમાતા, નૌત્તમપુર નગરનો કેસરી સન્યાસી થઇ જવાથી આપણો કટ્ટો શત્રુ મંચ્છાપુરનો મહારાજા મદનમોહનસિંહજી આપણી રાજધાની પર ચડી આવેલો છે અને તેણે કહેરાવ્યુ છે કે અમારે શરણે આવી ખંડીયા રાજાઓની પંક્તિમા તમારૂ નામ નોધાવો અગર જો એમ કરવા નાખુશ હો તો અમારી સાથે યુદ્ધ કરો. આ પ્રમાણે આપણા શત્રુએ સંદેશો કહેવરાવ્યો છે તેનો તેને શુ પ્રત્યુત્તર આપવો એ બાબત આપનો અભિપ્રાય લેવા અમો અત્રે આવેલા છીએ. રાણી બોલી કે હે ! મારા નિમકહલાલ પ્રધાન, આ વખતે યુવરાજની ઉમ્મર અત્યંત નાની હોવાથી અને આપણુ લશ્કર તૈયાર નહિ હોવાથી યુદ્ધારંભ કરવો ઉચિત નથી, તો પણ શત્રુ વગર કારણે ચડી આવેલો છે તો તેનો યોગ્ય સત્કાર કરવો જોઇએ, મતલબકે શત્રુ સાથે યુદ્ધ કરી મરી જવુ એ સારૂ છે, પરંતુ શત્રુને શરણે જવામાં ખરા ક્ષત્રીને ખોટ છે, માટે મારો તો એવો અભિપ્રાય છે કે મહારાજા સન્યાસી થઈ ગયા પછી તેમની સાથેનુ વેર વાળવાની જીજ્ઞા-સાએ ચડી આવેલા શત્રુને સુંઠનો સ્વાદ ચખાડવો જોઇએ, કારણ કે મહારાજાએ સન્યાસ લીધેલો છે, પરંતુ મે અને તમે સન્યાસ લીધો નથી અગાઉ અરિદળ સાથે સંગ્રામ કરવા મહારાજા કેસરીયા કરી કુદી પડતા

હતા અને આ વખતે મારે તથા તમારે કેસરીયાં કરવા પડશે, જેથી આપ હવે વગર વિલંબે શત્રુનું સૈન્ય કાપી કતલ કરી નાખવા આપણું સૈન્ય સજ્જ કરાવી સત્વર આંહી મારી પાસે આવો. હું પોતે પણ પુરૂષનો પોશાક પહેરી અશ્વારૂઢ થઇ આપની સાથે આવીશ, અને શમશેર સજી શત્રુઓનો સંહાર કરવામાં મદદ કરીશ

શુદ્ધ સતી અને શાણી રાણીના શૌર્ય ભરેલા શબ્દો સાંભળી સૈન્યનો અધિપતિ યુદ્ધાવેશમાં આવી જવાથી બોલી ઉઠયો કે હે ! રાજમાતા, આપ દયાળુ દેવીની અમારા પર આટલી બધી દયા દૃષ્ટિ છે એજ બસ છે. જ્યાં સુધી અમે જીવતા છઇએ અને શરિરમાં શોણિત વહે છે, તેમજ ધડ ઉપર મસ્તક મોજુદ છે ત્યાં સુધી આપને અસિ બાંધવાની કશી જરૂર નથી. આપ તો અંતપુરમાંજ બીરાજો અને યુવરાજ વિગેરે રાજકુમારોનુ રક્ષણુ કરો. અમે અરિનું મસ્તક મરડી તેના પ્રાણુ હરી લઇશુ અને શત્રુનુ સૈન્ય રણુમાં રોળી ચાંચડની પેઠે ચોળી નાખશુ. આપ એ બાબત કાંઇ પણુ ફીકર કરશો નહિ; હવે હું સૈન્યને સત્વર સજ્જ કરી આપ આગળ આજ્ઞા લેવા આવીશ. આટલું કહી તે પોતાની ફોજમાં ગયો અને ત્યાં જઇ સર્વે શુરવીરોને સૂચના આપી કે જેઓ અરિ સાથે યુદ્ધ કરવા શક્તિવાન હોય તેઓએ તૈયાર થવું અને જેઓ લડાઇનું નામ સાભળી કંપતા હોય તેઓએ હથીયાર હેઠાં નાખી ચાલ્યા જવું. સાથે આવ્યા પછી પાછુ અવાશે નહિ, માટે પૂરેપૂરી હિંમત હોય તેણેજ તૈયાર થવું.

### દોહરો.

દુશ્મનથી ડરવુ નહિ, કરવો રણુસંગ્રામ,<br>
ખડગ ગ્રહીને ખેલતા, અચળ રહેશે નામ.

### સોરઠો.

યુદ્ધ મચાવો યાર, પ્રાણુ તણી પરવા તજી,<br>
પગ પાછો ભરનાર, પડશે કુંભી પાકમાં.

આવી રીતે સૈન્યના આગેવાન શુરવીરોને લાગતાં વચનો કહી શુર ચડાવી સજ્જ કરી સૈન્યાધિપતિ રાજમાતા આગળ આજ્ઞા લેવા આવ્યો. રાજમાતા અરિ સાથે યુદ્ધ કરવા અત્યંત આતુર હતી, પરંતુ પ્રધાન વિગેરે પ્રમુખ પુરૂષોએ રાણીને રણુમાં નહિ આવવા વિનંતી કરી, જેથી પાટરાણીએ

વિચાર ફેરવી નાંખ્યો. બધું સૈન્ય સજ્જ થઇ સંગ્રામ કરવા ચાલ્યુ એટલે સણીએ સૈન્યના અધિપતિ આદિ આગેવાન યોદ્ધાઓને પોતાની પાસે બોલાવી દિલાસો દીધો કે હે ! મારાં રાજ રત્નો; મને આશા છે કે તમો વિજય કરીનેજ વળશો, તો પણ તમને ફરી ફરીને કહું છું કે તમે તમારા પ્રાણને પ્યારો કરી દુશ્મનોથી ડરી નાચાર થઇ નાશી જશો નહિ. કદાચિત તમે રણમાં પડશો તો તમને સ્વર્ગ પ્રાપ્ત થશે અને તમારા કુટુંબનું પ્રતિપાલન અમે કરશું.

ગીતિ.

અસિ કસીને ધસી પડવુ, પ્રાણ જતાં પણ હઠવુ નહિ પાછું;
ચુસ્ત ચપળ ચિત રેજો, સંગ્રામ તણું કામ નથી કાચુ.

હવે હું તમને વધારે ભલામણ કરતી નથી, તો પણ છેવટ કહું છું કે તમે બરોબર હુશિયાર રહેજો અને જેમ બને તેમ શત્રુનો સત્વર નાશ થાય તેમ કરજો. સણીએ આપેલો ઉપદેશ શ્રવણ કરી યુદ્ધાવેશમાં આવેલા યોદ્ધાઓ બોલી ઉઠયા કે હે ! રાજ માતા, આપ એ બાબત તદન નિશ્ચિંત રહો; કારણ કે જ્યાં સુધી અમારા ખોળીયામાં પ્રાણ હશે ત્યાં સુધી અમે અરિને પીઠ બતાવશું નહિ, તેમજ દુશ્મનોનું દળ દેખી દિલગીર ડરી પણ જશુ નહિ, ટુંકામા ગમે તેમ થવા છતાં અમે આપ દયાળુ દેવીના પુન્ય પ્રતાપે પાછો પગ ભરશું નહિ. મરવુ અથવા મારવુ એવા અડગ નિશ્ચયથી યુદ્ધ કરવા અમે કમ્મર કસી છે. મદનમોહનસિંહજીના લશ્કર કરતાં પણ મોટાં મોટાં સૈન્યોને મહારાજાની આગેવાની હેઠળ અમે પાછાં હઠાવેલાં છે; એટલુજ નહિ પણ આ મદનમોહનસિંહજીને પણ અમે અનેકવાર પાછો હઠાવેલો છે, તો આ વખત તે દુષ્ટથી કેમ ડરશું ? આટલું કહી રાજમાતાને પ્રણામ કરી સિંહનાદ સરખી ઘોરગર્જના કરતા મરવા મારવા તૈયાર થયેલ યોદ્ધાઓ શમશેર સજી સજ્જ થયેલ સૈન્ય સહવર્તમાન અરિદળના પડાવ તરફ ચાલી નિકળ્યા. મદનમોહનસિંહજી આળસુ અને મિથ્યા ભિમાની હતો, જેથી તે વખતો વખત ગફલતમા રહી પરાભવ પામતો હતો, આ વખતે પણ અરિદળ પોતા પર ધસી આવ્યુ ત્યાં સુધી તે અચેત અવસ્થામાં પડેલો હતો. અરિદળ આવી પહોચ્યુ એટલે આગેવાન યોદ્ધાઓએ રાજાને કીધુ કે હવે અમને આજ્ઞા આપો એટલે અમે નૌતમપુર

નગરના સૈન્ય સાથે યુદ્ધારંભ કરીએ. આજ્ઞા માગવા આવેલ યોદ્ધાઓના ઘોંઘાટથી મદનમોહનસિંહજી સુતેલે સ્થળેથી બેઠો થયો અને આળસ મરડી આમ તેમ જોઇ યોદ્ધાઓને કહેવા લાગ્યો કે કેમ ? તમે શુ કહો છો ? શા માટે મને નિદ્રામાથી જાગ્રત કર્યો ? રાજાના આવા આળસુ સ્વભાવથી યોદ્ધાઓને બહુ માઠુ લાગ્યુ અને તેઓ બોલી ઉઠયા કે હે ! રાજા, સુખે સુઇ રહેવાનો આ વખત નથી. આ વખત તો આવેલ અરિ-દળની સાથે યુદ્ધ કરવાનો છે. માટે આપ તૈયાર થાઓ અને અમને સત્વર આજ્ઞા આપો, અગર જો હવે વિલંબ કરશો તો શત્રુનુ સજ્જ થઇ આવેલુ સૈન્ય આપણા અસ્વસ્થ સૈન્યને દબાવી દેશે, તેમજ અમને અને આપને પણ હરકત કરશે. આવી રીતે રાજા અને યોદ્ધાઓ અરસ પરસ કડાકુટ કરતા હતા, તેવામા નૌત્તમપુર નગરનુ શુરૂ સૈન્ય આવીને એકદમ મદન મોહનસિંહજીના માણસો ઉપર તુટી પડયુ આ વખતની ઝપાઝપી અને કાપાકાપી જોવા જેવી હતી

અરિદળ અકસ્માત આવી ચડવાથી અને ઉપરીની આજ્ઞા નહિ મળવાથી મદનમોહનસિંહજીના માણસોએ થોડો વખત મુગે મોઢે માર ખાધો, પણ પછી તેઓ પણ અરિદળને આવકાર આપવાને તૈયાર થઈ શમશેરાદિ શસ્ત્રો લઇ કુદી પડયા. એ વખતે અરિના પ્રાણ હરી મોક્ષે મોકલનારી સર્વોત્કૃષ્ટ શક્તિ ( શમશેર ) વર્ષારૂતુમા ચળકતી વિજળીની માફક ચમકારા મારી રહી હતી, અને શત્રુના શોણિતનુ પાન કરી રક્ત વર્ણી થઇ ગયેલી હતી, પ્રતિપક્ષીના પ્રાણ હરણ કરનારા તીક્ષ્ણ તીરો શિયાળાના સમિર સમાન સુસવાટી મારી રહેલા હતા. બંદૂક અને તોપના થતા ભડાકા સાભળી ઝાડ અને પહાડમા વસનારા પશુ પક્ષી વિગેરે પ્રાણીઓ ભયભીત થઈ પોતપોતાના નિવાસમા ગુપચુપ ભરાઇ ગયેલા હતા. યુદ્ધમા યોદ્ધાઓ એક બીજાથી અધિક પરાક્રમ બતાવવાની ઇન્તેજારીથી જોસમા આવી લડતા હતા કોઇ તરવારથી, કોઇ ભાલાથી, કોઇ બરછીથી અને કોઇ બંદૂકથી લડતા હતા, તેમજ કોઇ કોઇ વીર પુરૂષો તો હથિયાર તુટી છુટી જવાથી હાથો હાથ અને બાથો બાથ પણ આવી ગયેલા હતા.

મદનમોહનસિંહજી પોતે પૂરેપૂરો પ્રમાદી હતો, પણ તેનુ સૈન્ય સબળ અને આગેવાન યોદ્ધાઓ નેકી ટેકી તેમજ બહુ બળવાન હોવાથી નૌત્તમપુર

નગરનું ઉમંગ ભેર આવેલુ શુરૂ સૈન્ય એકદમ ધસારો કરી તુટી પડયુ છતાં પણ ફાવી શકયું નહિ. દિવાકર અસ્ત થયો અને અજવાળું મટી અંધારૂં થયું, તો પણ મદનમોહનસિંહજીનાં માણુસો મહાત થયાં નહિ. નૌત્તમપુર નગરના યોદ્ધાઓએ એવોજ નિશ્ચય કરેલો હતો કે અરિ દળનો નાશ કરી વિજય મેળવીનેજ પુરમાં પ્રવેશ કરવો, અને તેમ નહિ તો સંગ્રામ સ્થળેજ મરણને શરણુ થવુ, પણ ખાલી પાછું ફરવુ નહિ. આવા તેમના નિશ્ચયને લીધે રાત્રી પડી, તો પણ તેઓએ યુદ્ધ બંધ કર્યું નહિ. આવી રીતે યુદ્ધ કરતા મધ્ય રાત્રી થઇ ગઇ અને સૂર્યોદય થયો ત્યાં સુધી અંધારામા પણ એક બીજાએ કાપાકાપી કરવામા મણા રાખી નહિ. છેવટ કમ કિસ્મતના યોગે નૌત્તમપુર નગરનો એક મહાન આગેવાન યોદ્ધો મુર્છાગત થઇ ઢળી પડયો, એટલે નૌત્તમપુર નગરનું બીજું સૈન્ય પણુ નાઉમેદ થઇ ગયુ, એ તકનો લાભ લઇ મદનમોહનસિંહજીનાં માણુસો એકદમ ધસી પડયા અને મોટુ રમખાણુ મચાવી હાહાકાર કરી મુકયો. આ વાતની પાટરાણી સદ્‌ગુણુસુંદરીને ખબર પડતાં તુર્તજ પુરૂષનો પોશાક પહેરી અશ્વારૂઢ થઇ એકદમ પોતાના સૈન્ય તરફ ચાલી નિકળી, ત્યાં જઇ સૈન્યના આગેવાન શુરવીરોને પડકારો કરી દિલાસો દીધો અને પોતે હાથમાં ખુલ્લું ખડગ ધારણુ કરી અરિ દળનો સંહાર કરવા કેસરીયાં કરી કુદી પડી.

બરોબર અણીના સમયે મહારાણી આવી પહોચવાથી નૌત્તમપુર નગરના સૈન્યમાં નવીન જુસ્સો ઉત્પન્ન થવાથી તે પૂર જોરમાં આવી લડવા લાગ્યું અને થોડીજ વારમા બાજી પલટાઇ ગઇ, અગર જો રાણી સમય પર આવી ન હોત તેનુ સૈન્ય અવશ્ય પરાભવ પામત અને અરિ નૌત્તમપુર નગર કબજે કરી લેત રાણી આવ્યા પહેલા તેનુ સઘળુ સૈન્ય અવ્યવસ્થિત થઇ ગયેલુ હતુ, પણુ રાણીએ આવી પડકારો કરી દિલાસો દીધો અને પોતે શમશેર ખેંચી આગળ ધસી પડી તેથી સૈનિકો ઉશ્કેરાઇને સતેજ થઇ ગયા અને હિંમત રાખી લડવા લાગ્યા.

અજાના યુથમા મદોન્મત માતંગનુ મસ્તક મરડી નાખનાર વનરાજ કુદી પડતાં જેવી રીતે ભંગાણુ પડે છે, તેવીજ રીતે રાણી કેસરીયાં કરી કુદી પડતા મદનમોહનસિંહજીના માણુસો નાસ ભાગ કરવા લાગ્યાં. પ્રથમ રાણીએ મોરચા માંડી બેઠેલા મોટા મોટા મહારથીઓને મરણને શરણુ મોકલી દીધા અને પછી લશ્કરનો કચ્ચરઘાણુ કાઢવા લાગી આ ઝપાઝપીમાં

મદનમોહનસિંહજીના કેટલાએક સૈનિકો રાણીને હાથે કતલ થઇ ગયા અને કેટલાએક જખમી થઇ જમીન પર પડી ગયા.

રાણીના ત્રાસે પોતાના સૈન્યમાં ભંગાણુ પડી ગયુ, ત્યારે મદનમોહનસિંહજી પોતે રાણી સાથે લડવા બહાર મેદાનમાં આવ્યો. રાણી પોતાના સૈન્યાધિપતિને કાંઇ પુછપરછ કરતી હોવાથી તેનું ધ્યાન એ તરફ હતું, તેવામાં એકદમ ઓચિંતો મદનમોહનસિંહજી રાણી ઉપર તુટી પડયો અને શમશેરના સપાટાથી રાણીને આકુળ વ્યાકુળ કરી નાખી, અશ્વ ઉપરથી જમીન પર પછાડી દીધી. રાણી પર પડેલા ઘાના પ્રતાપે તેણે પહેરેલું લોઢાનું મજબુત બખતર પણ છિન્ન ભિન્ન થઇ ગયું. રાણી દુશ્મનનું આવું અદ્ભુત પરાક્રમ જોઇ સ્તબ્ધ થઇ ગઇ અને તેનો ગર્વ ગળી ગયો, તો પણ ક્ષત્રી કુળ દીપાવનારી દેવી નાહિમ્મત થઇ નહિ, તેમજ નાચાર થઇ નાસી જવાનો પ્રયત્ન પણ કર્યો નહિ. મદનમોહનસિંહજીએ પૃથ્વી પર પડેલી રાણીને ઉપાડી લેવા અનેક યત્નો કર્યા, પણ રાણીના શરિરને તે સ્પર્શ કરી શકયો નહિ; કારણ કે રાણીને જ્યાં સુધી મુર્છા રહી ત્યા સુધી તેના આગેવાન યોદ્ધાઓએ શત્રુને નિકટ આવવા દીધો નહિ રાણીને શુદ્ધિ આવી એટલે તુર્તજ જમીન ઉપરથી ઉઠી મદનમોહનસિંહજી તરફ ધસી અને અસિ પ્રહારે અરિને અકળાવી અશ્વપરથી હેઠો નાખી દીધો; એટલુજ નહિ પણ તેને પકડી મુસ્કેટાટ બાંધવાનો હુકમ કર્યો.

રાજા પોતે પકડાઇ જવાથી બાકી રહેલ માણસો પણ રાણીને શરણ આવ્યા. અરિદળ નાસીપાસ થયું એટલે રાણી પોતાના આબાદ રહેલ સૈન્ય સહવર્તમાન નગારે ડંકો દઇ નૌત્તમપુર નગર તરફ પાછી વળી.

રાણીએ રણુસ ગ્રામમાં જઇ શત્રુઓનો પરાભવ કરી વિજય મેળવ્યો એ વાત આખા શહેરમાં ચર્ચાઇ જવાથી સહુ કોઇ રાણીનાં વિવિધ પ્રકારે વખાણ કરી ધન્યવાદ આપવા લાગ્યાં, એટલુજ નહિ પણ વિજય કરી વળેલી દેવીનાં દર્શન કરવા પ્રજાવર્ગનાં માણસો ટોળે વળી શહેર બહાર એકઠાં થવા લાગ્યાં અને જ્યારે રાણી નગર નજીક આવી ત્યારે તેને પુષ્પ વૃષ્ટિથી વધાવી બહુ સારૂં માન આપ્યુ આ વખતે રાણી, આબાદ રહેલા યોદ્ધાઓ અને લશ્કરનાં માણસોના અંતઃકરણ આનંદમા ગીરફતાર થઇ ગયાં હતાં. દરબાર દુર્ગમા પહોચ્યા પછી પોતાના સૈન્યની વીરતાથી પ્રસન્ન થયેલી રાણીએ પ્રધાનને બોલાવી કહ્યુ કે હે ! મારા પ્યારા અને પ્રમાણિક

પ્રધાન, હું આપને આજ્ઞા આપુ છું કે આબાદ રહેલા યોદ્ધાઓને એક એક હજાર સોના મહોર અને સૈનિકોને સો સો સોનામહોર આપજો; એટલુંજ નહિ પણ જેઓ ઉજ્વળ કીર્તિની ઇચ્છાએ અરિ સાથે યુદ્ધ કરતાં મરણ પામેલા છે તેમના કુટુંબનુ પ્રતિપાલન કરવાનો પાકો બંદોબસ્ત કરજો અને તેઓનાં કુટુંબના માણસોને દિલાસો આપજો.

ઉપર પ્રમાણે આજ્ઞા આપી રાણી અંતઃપુરમા રવાના થઇ એટલે હુકમ પ્રમાણે કારભારીએ બધાને ઈનામ વિગેરે આપી દીધાં અને મરણને શરણ થયેલ શુરવીર પુરૂષોના કુટુંબને માટે પણ બંદોબસ્ત કરી દીધો. હવે પકડાયેલ મદનમોહનસિંહજીને માટે શું કરવું ? તેનો નિર્ણય થતાં સર્વાનુમતે એવુ ઠર્યુ કે તેને મારી નાખવો અને તેનું રાજ કબજે કરી નૌત્તમપુર નગર સાથે જોડી દેવું, પરંતુ મદનમોહનસિંહજી રાણીને પગે પડયો અને કરગરી કાલાવાલા કરવા લાગ્યો; એટલુંજ નહિ પણ માફી માગી વિનંતી કરવા લાગ્યો કે હે ! દયાળુ દેવી, મહેરબાની કરી આ વખત મને જીવતો જવા દીઓ. હવેથી હું કોઇ કાળે પણ આપ સાથે યુદ્ધ કરવા આવીશ નહિ. વાજબી રીતે વગર કારણે ચડી આવેલ અરિને જીવતો જવા દેવો જોઇએ નહિ, પણ શરણ થયેલ શત્રુને મારવામા ક્ષત્રીને ખોટ બેસે એટલા માટે રાણીએ મદનમોહનસિંહજીને જીવતો જવા દીધો, તેને કાંઇ પણ હરકત કરી નહિ.

---

## પ્રકરણ છઠ્ઠું.

મંચ્છાપુરપતિ મદનમોહનસિંહજીને મારી નાખવો અને તેનું રાજ કબજે કરી લેવુ એવો સર્વેનો ચોક્કસ વિચાર હતો, પણ એ સમયે તે સ્વાર્થ સાધક વખત વરતી લાચાર થઇ ગયો અને પાટરાણીને પગે પડી આજીજી કરવા લાગ્યો, તેથી એ દયાળુ દેવીએ તે દુષ્ટને દંડ દીધા વગર જવા દીધો અને જીવીતદાન આપી આભાર કર્યો; એટલુંજ નહિ બલકે તેના રાજ્ય ઉપર પણ હાથ નાખ્યો નહિ.

આવી રીતે ખરા ક્ષાત્ર ધર્મને જાણનારી રાણીએ પોતાના શત્રુને કાંઇ પણ શિક્ષા કર્યા વગર છોડી મુકયો, પરંતુ મિથ્યાભિમાની અને મૂર્ખ

મદનમોહનસિંહજીએ રાણીનો ઉપકાર માનવાને બદલે અપકાર માન્યો, અને મરણના મુખમાંથી મુક્ત થયો કે તુર્તજ વૈર વાળવાની તૈયારી કરવા લાગ્યો. પોતાની રાજધાનીમા ગયા પછી તે અહોનિશ એજ વિચાર કરતો હતો કે હવે કયે પ્રકારે સબળ શત્રુનો નાશ થાય ? અને કયે પ્રકારે નૌત્તમપુર નગર કબજે કરી શકાય ? ક્યારે એવો વખત આવે કે મને મુસ્કેટાટ કરી માર મારનારાઓને રણમા રોળી ચાચડની પેઠે ચોળી નાખુ ? અરેરે ! શુ એવો અમૂલ્ય અવસર નહિજ આવે ? આવી રીતે દુરાશામાં ડુબેલો દુષ્ટ અનેક તર્ક વિતર્ક કરતો હતો, પણ બારીકીથી વિચાર કરી જોવા છતાં ફાવવાનો કોઇ પણ રસ્તો મળી શકયો નહિ તેથી નાચાર થઇ નિરાશ થઇ ગયો

એક દિવસ તે પોતાના એકાન્ત આલયમા અફશોષ રૂપી અગ્નિમાં ગીરફતાર થયેલો આરામ આસન ઉપર આમ તેમ આળોટતો હતો, અને પોતાના અઘટિત તેમજ અનીતિ ભરેલા વિચારો અમલમા આણવા અનેક યત્નો કરી અકળાઇ જવાથી આલસ વિલસ થતો હતો, એ વખતે તેની મુખ મુદ્રા તદ્દન નિસ્તેજ થઇ ગયેલી હતી; તેમજ તેનું સુવર્ણમય સુંદર શરિર શિથિલ થઇ ગયેલુ હતું, એટલુંજ નહિ પણ અરિનો નાશ કરી નાખવાની ઇન્તેજારીના યોગે ઉત્પન્ન થયેલી ચિંતાગ્નિમા તે તદ્દન દગ્ધ થઇ ગયેલો હતો. એટલામાં યુદ્ધમલ નામનો તેનો એક યોધ્ધો આવી ચડયો. આવીને તેણે રાજાને રિવાજ પ્રમાણે સલામ ભરી, પણ રાજાનું તેના પર લક્ષ ખેચાયુ નહિ, તેથી યુદ્ધમલે ફરીથી શબ્દ સાથે સલામ ભરી, એટલે રાજાએ યુદ્ધમલને આવકાર અને આસન આપ્યુ રાજાને આવી રીતે ચિંતાગ્નિમાં ડુબેલો દેખી યુદ્ધમલ બોલી ઉઠયો કે હે ! પૃથ્વીપતિ, આપને એવુ શું સંકટ આવી પડેલુ છે કે જેથી આપ આટલા બધા ઉદાસ થઇ ગયા છો. રાજા બોલ્યો કે હે ! મારા માનવતા મિત્ર, મારા મનમા નૌત્તમપુર નગરનો નાશ કરી નાખવા રાત દિવસ અસખ્ય તર્ક વિર્તક થયા કરે છે, પરંતુ કમ કિસ્મતના યોગે એકે વિચાર પાર પડતો નથી, કદાચ હિમત રાખી બીજી વાર યુદ્ધારભ કરૂં, તો પણ વિજય મળવાની આશા વ્યર્થ છે; કારણ કે જ્યાં સુધી રાણી હૈયાત છે ત્યાં સુધી આપણું બળ અને કળ સર્વે નિરૂપયોગી છે, માટે જો રાણીનો નાશ થાય તો પછી બીજા બધાને તો હુ પહોચી વળું. યુદ્ધમલ બોલ્યો કે હે ! મહારાજા, રાણીને મારી નાખવી એમાં તે કયુ પરાક્રમ કરવાનુ છે ?

તેમજ તેમાં મુશીબત પણ શું છે ? રાણી ગમે તેવી બળવાન હોય તો પણ તે બિચારી આપણુને શું કરી શકે ? તેનો ભાર શું ? તે કોણ માત્ર ? એતો અબળા છે, પરંતુ કોઇ મહા બળીષ્ટ મર્દ હોય તો પણ તેને હંફાવી દેવા હું તૈયાર છું. યુદ્ધમલનાં આવાં ગર્વિષ્ટ વચનો સાંભળી રાજા બોલ્યો કે હે ! યુદ્ધમલ, આ રાણીને અબળાની ઉપમા આપવી યોગ્ય નથી, કારણ કે તે મોટા મોટા મહારથીઓને પણ ટક્કર ખવરાવે તેવી સબળા અને શુરી છે, રાણી જો કે સ્ત્રી જાતિ છે, તો પણ રણ સંગ્રામમા યુદ્ધ કરતી વખતે તે મોટા મોટા યોદ્ધાઓને પણ ગણકારતી નથી; તેમજ અસ્ત્ર શસ્ત્ર આદિ યુદ્ધકળામાં પણ કોઇથી ઓછી ઉતરે તેવી નથી, એટલુજ નહિ પણ મને તો લાગે છે કે બળ પરાક્રમમા બુદ્ધિચંદ્ર રાજા કરતા પણ સરસાઇ કરે તેવી છે, યુદ્ધમલ બોલ્યો કે જો આપની ખાત્રી હોય કે રાણી સાથે યુદ્ધ કરવાથી વિજય પામશુ નહિ તો પછી તેનો બીજી કોઇ રીતે નાશ કરી નાખીએ, મારા આગળ એવી એવી યુક્તિઓ છે કે ગમે તેમ કરીને પણ હુ તેને મારી નાખીશ. રાજા બોલ્યો કે હે ! યુદ્ધમલ, એ રાણીને પાણી પાય અને તેને મરણને શરણ મોકલે એવા બહાદુર નરની તો હું રાહ જોયાનેજ બેઠો છું, જો કોઇ વીર પુરૂષ એ કાર્ય બજાવી લાવે તો હુ તે શખ્સને તેની ઇચ્છા અનુસાર ઇનામ આપુ. એટલુજ નહિ પણ નૌત્તમપુર નગર મારે કબજે થાય તો એ શખ્સને ગામ ગરાસ અને રોકડનાણુ આપી ન્યાલ કરી નાખું. યુદ્ધમલ બોલ્યો કે જો આપ આજ્ઞા આપો તો હુ આપના પુન્ય પ્રતાપે આપના અરિનો પ્રાણ હરી આપના અંતરમા ઉત્પન્ન થયેલો અફશોષ રૂપી અગ્નિ ઓલવી નાખવા તૈયાર છુ, આપના પ્રતાપે મેં મોટા મોટા મહિપાળોને પ્રપંચ પાસમાં પકડી પાડેલા છે અને રાજ ખટપટની રસિક રચના રચી અનેક રાજાઓના રાજ ઉથલ પાથલ કરી નાખેલા છે. રાજા બોલ્યો કે હે ! યુદ્ધમલ, જો તમારી હિમ્મત ચાલતી હોય તો પછી એથી વિશેષ સારૂ શુ ? જો તમેજ એ કાર્ય માથે ઉપાડી લેતા હો તો હુ તમને ખુશીથી આજ્ઞા આપુ છુ, પરંતુ તમે ત્યાં જઇને શી યુક્તિ કરશો ? અને રાણીને શી રીતે તમારા દાવમા લેશો ? યુદ્ધમલ બોલ્યો કે હુ ત્યાં જઇ યુક્તિથી રાજની નોકરીમા દાખલ થઇ જઇશ નોકરીમા ચાલાકી અને ચુસ્તપણું રાખી મોટા મોટા અમલદારો અને રાણી વિગેરેની મહેરબાની મેળવી માનીતો

થઇશ અને પછી મારો દાવ આવશે ત્યારે આપના અરિનો યુક્તિથી નાશ કરી નાખીશ. બનતાં સુધી તો રાણીના ખોરાકમાંજ કાંઇ ઝેરી વસ્તુ નાખી દઇશ; અગર એમ કરવાની અનુકુળતા નહિ આવે તો પછી મરણીઓ થઇ અંધારી રાત્રે યાહોમ કરી અંતપુરમાં ઉતરી પડીશ અને નિદ્રાધિન થયેલી રાણીને સુતેલે સ્થળેજ કતલ કરી નાખીશ; ટુંકામાં ગમે તેવી યુક્તિ પ્રયુક્તિ કરીને અને ગમે તેવો શ્રમ સહીને આપનું કાર્ય ફતેહ કરી આપીશ.

યુદ્ધમલ યુદ્ધ કરવામાં એક્કો હતો, તેમજ પ્રપંચી પણ પૂરો હતો, જેથી રાજાને તેની વાત પર વિશ્વાસ બેઠો અને તેથી તેને આજ્ઞા આપી કહ્યું કે જો આ કાર્ય કરવામા તમે ફતેહ મેળવશો તો હું તમારૂં દાળિદ્ર દુર કરી નાખીશ અને પ્રાણાંતપર્યંત તમારો આભાર માનીશ, એટલુંજ નહિ પણ તમને મોઢે માગ્યાં ગામ ગરાસ આપી મેટા સરદારોના મંડળમાં તમને દાખલ કરી દઇશ. આ વખત તમોએ ચલાવેલી હિમતથી પ્રસન્ન થઈ તમને સો સોનામહોર આપુ છુ તે લઇ જાવ અને જેમ બને તેમ સત્વર કાર્ય ફતેહ કરી આવો, કારણકે જયા સુધી આ કાર્ય ફતેહ થવાના શુભ સમાચાર હું શાભળીશ નહિ ત્યા સુધી મારા અતરમા આનદ ઉત્પન્ન થશે નહિ, તેમજ સુખે નિદ્રા પણ આવશે નહિ, એટલુંજ નહિ બલકે જ્યાં સુધી મારા કટ્ટા શત્રુના કુળનુ નિકંદન નિકળી જશે નહિ ત્યાં સુધી ભાતભાતનાં ભોજનો પણ ભાવશે નહિ રાજાએ બતાવેલી ઇન્તેજારી જાણી લીધા બાદ યુદ્ધમલે ચિન્તામાં ચકચુર થયેલા દેશાધિપતિને દિલાસો દીધો અને પોતે રજા લઇ રવાના થયો.

યુદ્ધમલ દરબાર દુર્ગમાંથી નિકળી પોતાને ઘેર ગયો અને ત્યાં જઇ કલ્પેલ કાર્ય સિદ્ધ કરવાની ઇન્તેજારીએ તૈયારી કરી નૌત્તમપુર નગરનો રસ્તો લીધો. ચાલતાં ચાલતા ચોથે દિવસે નૌત્તમપુર પહોચ્યો પ્રથમ શહેરમાં આમ તેમ આટા મારી દરબાર દુર્ગમાં દાખલ થયો. ત્યા જઇ પાટરાણીને પત્રદ્વારાએ અરજ કરીકે હે ! દયાળુ દેવી, આપને આશરે અનેક પ્રાણી પોતાનો પરિવાર પાળી પોષી આપને આશિષ આપે છે, અને હું પણ આપ સદ્ગુણ સંપન્ન મહારાણીના વખાણ સાંભળી શેર અન્ન અર્થે આપને આશરે આવેલો છું, માટે મારા પર મહેરબાની કરી મારી માગણી મંજુર કરવા દયા દૃષ્ટિ કરશો અને મને આપનો આશ્રિત ગણી આશ્રય આપશો એવી આશા રાખુ છું. યુદ્ધમલની આ પ્રમાણેની અરજી

વાંચી રાણીએ તેને પ્રધાન પાસે મોકલાવ્યો, ત્યાં જઇને પણ યુદ્ધમલે વિનય યુક્ત વચનો વડે નોકરી મળવાની માગણી કરી. પ્રધાને યુદ્ધમલને નાત જાત અને નામ ઠામ વિગેરે બધી બાબત પુછપરછ કરી તાવી તપાસી જોયો, પણ પુછેલા પ્રશ્નોના પ્રત્યુતર પ્રપંચી યુદ્ધમલે એવી શાન્તિથી આપ્યા કે પ્રધાન તે શ્રવણ કરી પ્રસન્ન થયો અને તુર્તજ તેને પોતાના પટાવાળાની જગ્યા આપી.

યુદ્ધમલ અભિમાની અને અતિ બળવાન હતો, તેમજ મંચ્છાપુરના મહારાજાનો અમીર અને મોટો યોદ્ધા હતો. એટલુંજ નહિ પણ તે રાજાઓની સાથે રહેનારો અને એશઆરામ ભોગવનારો હતો, તેથી તે આવી ન્હાની નોકરી સ્વિકારે તેવો નહોતો, તો પણ આ વખત સ્વાર્થ સાધવાનો હોવાથી પટાવાળા જેવી હલકી નોકરીનો પણ આનંદથી સ્વિકાર કર્યો.

યુદ્ધમલ બધી બાબતમાં હુશિયાર હોવાથી દરેક કામમાં ચાલાકી અને ચુસ્તપણું બતાવી થોડાજ વખતમા ઉપરી અમલદારોની મહેરબાની મેળવી માનીતો થઈ ગયો અને એમ કરતા કરતાં આગળ વધી યોદ્ધાઓમાં પોતાનું નામ નોંધાવી દીધું બીજા બધા યોદ્ધાઓ નિસ્પ્રેહી અને નિખાલસ હોવાથી પોતાની ફરજ શિવાય બીજી બાબતમાં અમલદારોની ઓશીયાળ રાખતા નહોતા; પરંતુ યુદ્ધમલ કલ્પેલ કાર્ય સિદ્ધ કરવા માટે સૌની સાથે હળીમળી ને ચાલતો હતો, તેમજ કામકાજમા પણ સહુથી સરસાઇ બતાવતો હતો, જેથી અમલદારો તેના પર અધિક પ્રીતિ રાખતા હતા, અને જ્યારે ત્યારે જોખમ ભરેલુ કામ કાજ તેનાજ હસ્તે કરાવી જસ અપાવતા હતા.

એક દિવસ યુદ્ધમલ યુવરાજ આદિ રાજકુમારો સાથે ઉપવનમા ફરવા ગયેલો હતો. ઉપવનમાં રાજકુમારો પોતાના પાસવાનો સહિત ઉપવનની અનુપમ શોભા નિરખતા આમ તેમ આંટા મારી મદ મંદ અને સુગંધી સમિરની લહેરો લેતા હતા.

અમરાધિપતિ ઈંદ્ર મહારાજનાં નંદન વનની ભ્રાન્તિ ઉત્પન્ન કરાવનાર આ ઉપવનમાં અનેક જાતનાં અમુલ્ય પુષ્પોની ખુશ્બો ખીલી રહી હતી; તેથી હવા ખાવા આવનાર પ્રાણીને બહુજ આનદ આવતો હતો. ઠેકાણે ઠેકાણે જામફળ, સીતાફળ, નારંગી, અનાર અને આમ્રફળ વિગેરે મિષ્ટફળો પણ ઉત્પન્ન થયેલાં હતાં, આવાં અત્યુત્તમ ઉપવનની મજા મુકી એક ગમન

કરવું રાજકુમારોને ગમતું નહોતું, પરંતુ આ આખી અગ્નિને ઉજ્વળતાથી આચ્છાદન કરનાર દિવાકર અસ્ત થયો અને અંધારૂં થવા લાગ્યુ તેથી રાજકુમારોએ શહેર તરફ વળવા વિચાર કર્યો. રાજકુમારો અરસપરસ ઉપવનમાં ઉત્પન્ન થયેલ આનંદની વાત વિનોદ કરતા ચાલ્યા જતા હતા, તેવામાં અકસ્માત એક વાઘ આવ્યો અને ઘોર ગર્જના કરી રાજકુમારો તરફ ધસ્યો. રાજકુમારો વાઘથી ડરે તેવા નહોતા, પરંતુ એ વખતે કોઇની પાસે આયુધ હતા નહિ તેથી તેઓ પોતાનો પ્રાણ બચાવવા ઝાડ પર ચડી જવા લાગ્યા. એક પછી એક એમ અનુક્રમે ત્રણે કુમારો ઝાડ ઉપર ચડી ગયા અને યુવરાજ ચડવા જતો હતો તેવામા વાઘ નિકટ આવી પહોચ્યો અને યુવરાજને પકડી પાડવા ફાળ ભરી એ વખતે યુદ્ધમલે તલવારના એકજ ફટકે વનરાજના બે ટૂકડા કરી નાખ્યા અને યુવરાજને કાંઇ આંચ આવવા દીધી નહિ. આ વાતની રાજ માતાને ખબર પડતા તેણે યુદ્ધમલને ઇનામ તરીકે એક હજાર સોના મહોર આપી અને ત્યારથી રાજ કુમારોનું રક્ષણ કરવાનું કામ તેને સોપ્યું, તેમજ પગારમાં પણ વધારો કરી આપ્યો.

યુદ્ધમલ હમેશાં સાંજ સવાર કુમારોની સાથે ફરવા જતો હતો અને બાકીનો બધો વખત પોતાને આપેલ ઉતારામાં ગુજારતો હતો, આવી રીતે ઘણો વખત વીતિ ગયો પણ રાજમાતાનો નાશ કરી નાખવાની તક મળી નહિ, કારણકે રાજમાતા શુદ્ધ સતી અને અતિ બળવાન હોવાથી તેના ત્રાસે મોટા મોટા યોદ્ધાઓ પણ થરથરતા હતા અને પ્રધાનાદિક પ્રમુખ પુરૂષો પણ રાણીની આજ્ઞા ઉલ્લંઘન કરી શકતા નહિ. એટલુંજ નહિ પણ પટરાણીએ કરેલ પરાક્રમના તેજ પુંજ પ્રતાપે સહુ કોઇ અંજાઇ ગયેલા હોવાથી રાણી સામી ઉંચી દૃષ્ટિ પણ કરી શકતા નહોતા આવી અનેક અગવડતાના યોગે યુદ્ધમલ પોતાનુ કાર્ય કરી મદનમોહનાસેહજી તરફથી મોજ અને માન મેળવી શકે તેમ નહોતુ, તેથી તેણે દગો પ્રપંચ કરવાનો વિચાર માંડી વાળ્યો અને નેક નિષ્ઠાથી નોકરી કરવા લાગ્યો.

યુવરાજને અઢાર વર્ષ પુરાં થયાં અને ઓગણીસમું વર્ષ બેઠું, તો પણ તેનાં લગ્ન લીધેલા નહોતાં, તેમજ મોટા મોટા મહિપાળોએ માન મુકી માગાં મોકલવા છતાં કોઇનું શ્રીફળ સ્વિકારેલુ નહોતું; એટલુંજ નહિ પણ પાટરાણી પોતાના પ્યારા પુત્રને બાળક જાણી બહાર ગામ પણ જવા

દેતી નહોતી ફક્ત તેને પોતાની દૃષ્ટિ તળે રાખી તનમન ધનથી રક્ષણ કરી રાજી રહેતી હતી.

એક વખત યુવરાજ પોતાનાં મંડળ સાથે સિંહાસન પર બિરાજમાન થયેલો હતો અને ઇન્સાફ આપવાની રીતિ પર પ્રીતિ રાખી અનુભવ કરતો હતો, તેવામાં એક બાગેટ આવ્યો અને તેણે યુવરાજને અભિનંદન કરી આશિર્વાદ આપી અમરગઢના અધિપતિ ઉમેદસિંહજી તરફનો આમંત્રણ પત્ર આપ્યો જેની અંદર નિચે પ્રમાણે હકિકત લખેલી હતી.

નૌત્તમપુરનગરના નૃપતિ.

જોગ લી. અમરગઢના અધિપતિ ઉમેદસિંહજીના યથાઘટિત વાંચવા, બીજું હાલમાં હું મારી પુત્રીનો સ્વયંવર કરૂં છું, તે પ્રસંગ પર મોટા મોટા મહિપાળો આવનાર છે અને સહુના પરાક્રમની પરિક્ષા થનારી છે; એટલુંજ નહિ પણ ખરા અને ખોટા ક્ષત્રીઓનું પારખું પડવાનો આ અતિ ઉત્તમ પ્રસગ છે, માટે આપે અવશ્ય આવવા કૃપા કરવી, અગર મોકલાવેલ આમત્રણ પત્રનો અનાદર કરી આપ આ વખતે નહિ પધારો તો આપની આબરૂ ઓછી થશે, અને આપના પ્રતાપી પિતાએ પૂર્ણ પરિશ્રમ લઇ મેળવેલી કીર્તિને પણ કલક લાગશે, કારણકે આ સ્વયવરમાં બળહીણ, બીકણ બાયલા અને કાયર નરો આવશે નહિ, પરંતુ આપ સરખા પ્રતાપી અને ખરેખરા ક્ષત્રીઓ હશે તેજ આવશે પોષ માસના પ્રથમ પક્ષની સપ્તમી અને સાતમનો શુભ દિવસ મડપને માટે મુકરર કરેલો છે તો એ શુભ સમય પર એક દિવસ અગાઉથી આવી, મડપની શોભામા અધિકતા કરી આભારી કરશો ખરા આશા રાખુ છુ એજ અરજ. બુદ્ધિચંદ્ર જેવા બળિષ્ટ પંન બહાદુર પુરૂષના પુત્રને આટલુ લખવુ બસ છે, કારણ કે તેજણ જેમ ફટકો મારવાના જરૂર નથી તેમ આપને હવે વિશેષ લખવાની જરૂર નથી.

લી. આપનું શુભ ઇચ્છનાર.

ઉમેદસિંહજીના યથાયોગ્ય.

અમરગઢના અધિપતિ તરફથી આવેલો આમંત્રણ પત્ર યુવરાજે આદ્યપ્રતિ એક કરતાં વધારે વાર વાંચ્યો અને વિચાર કરવા લાગ્યો કે હવે શું થશે ? જવું કે ન જવું ? માતાજી આજ્ઞા આપશે કે નહિ ? અગર માતાજી આજ્ઞા આપશે, તો અમરગઢમાં મારા નામનો વિજય વાવટો ચડશે કે નહિ ?

આવી રીતે અનેક પ્રકારના તર્ક વિતર્ક કરી લીધા પછી યુવરાજે મુંગે મોઢે પત્ર પોતાના પ્રધાનને આપી દીધો. પ્રધાને પત્ર વાંચી કહ્યું કે હે ! મહારાજા, હું આ પત્ર માતુશ્રીને વંચાવીશ અને એ દયાળુ દેવી આજ્ઞા આપશે તેમ આપણે વર્તશું. આટલું કહી કચેરી બરખાસ્ત કરવાનો હુકમ આપી પ્રધાન અને યુવરાજ અંતપુરમાં ગયા અને રાજમાતાને પ્રેમપૂર્વક પ્રણામ કરી અમરગઢના અધિપતિ તરફથી આવેલો પત્ર તેમની હજુરમાં હાજર કર્યો. રાણી કાગળ લઇને વાંચવા લાગી અને વાંચતા વાચતાં વિચારમાં પડી જવાથી કાષ્ટની પુતળીની પેઠે સ્થિર થઇ ગઈ. તેમજ પોતા પર ધર્મ સંકટ આવી પડેલું ધારી ધૈર્ય તજી દિલગીર થવા લાગી; તેણે યુવરાજને અદ્યાપિ પર્યંત એક દિવસ પણ અળગો કરેલો નહોતો, તો પછી આ વખતે શી રીતે મોકલી શકાય ? અગર મોકલવાથી કાંઇ માઠું પરિણામ આવે તો શું કરવુ ? કોને કહેવુ અને કયા જવુ ? આવા બધા વિચારોથી રાણી મુઝાણી એટલે પ્રધાન તરફ દૃષ્ટિ કરી બોલી કે હે ! પ્રધાનજી, આ વખતે આપ શું સલાહ આપો છો ? યુવરાજને સ્વયંવરમા જવા દેવો કે નહિ ? અને મોકલવાથી કાંઇ ઉપાધિ ઉત્પન્ન થવાનો ભય છે કે નહિ ? એ બાબતનો બારીકીથી વિચાર કરી જવાબ આપો; કારણકે અમરગઢના અધિપતિનો બહુજ આગ્રહ હોવાથી યુવરાજને મોકલ્યા વગર ચાલે તેમ નથી, અને મોકલવામા પણ વિચાર જેવું છે રાણીની વાત સાંભળી લીધા પછી પ્રધાન નમ્રતા પૂર્વક મસ્તક નમાવી બોલ્યો કે હે ! મહારાણી, હું પણ પત્ર આવ્યો ત્યારનો એજ વાતનો વિચાર કર્યા કરૂં છું, પણ કાંઇ નિર્ણય કરી શકતો નથી, મતલબ કે આપના કહેવા પ્રમાણે યુવરાજ હજુ બાળક છે, તેમજ તેણે કોઇ વખત કાઇ જોયુ જાણ્યું નથી એટલે આજ્ઞા આપતાં આચકો આવે છે અને ઉમેદસિંહજીએ લખેલ લાગતાં વચનો પર લક્ષ ખેંચી વિચાર કરી જોતાં મોકલવાની પણ ખાસ જરૂર જણાય છે, અગર આટલું આટલુ લખવા છતા યુવરાજને નહિ મોકલાવીએ તો આપની શોભા ઓછી થવાનો સંભવ છે, એટલુંજ નહિ બલકે ન મોકલવાથી મહારાજાએ મેળવેલી કીર્તિને પણ કલંક લાગે તેવું છે. આવી રીતે સુડી વચે સોપારી હોવાથી હું હા અથવા ના કાંઇ કહી શકતો નથી, જેમ આપને અનુકુળ આવે તેમ કરો. રાજમાતા નિર્ણય નહિ કરી શકવાથી તેણે પોતાના પ્રધાનને પુછ્યુ, પરંતુ પ્રધાને પણ આવો અસ્પષ્ટ ઉત્તર આપ્યો, એટલે તેણે યુવરાજનેજ પ્રશ્ન કર્યો કે હે ! પુત્ર

આ બાબત તમારી શી ઇચ્છા છે ? તમે સ્વયંવરમાં પધારવા ખુશી છો કે નહિ ? અને ખુશી હો તો ક્ષત્રીવટની પરિક્ષામા પસાર થઇ વિજય મેળવા શકા ની હિમ્મત છે કે નહિ ? એટલુંજ નહિ બલકે કદાચિત કોઇ અંગ યુદ્ધ કરવા આવે તો તેની સાથે સગ્રામ કરવા શક્તિ છે કે નહિ ? જો તમારામા શૌર્ય શક્તિ અને હિમ્મત હોય તેમજ રણભૂમિમાં કાપાકાપી અને ઝપાઝપી થતી વખતે અરિની અતિ ચળકતી શમશેરથી ખસી નહિ જતા કેસરીયાં કરી સામે પગલે લડવા સમર્થ હોતો ખુશીથી સ્વયવરમા મોજ માણવા અને ક્ષત્રીનું ખરાપણુ દર્શાવી દેવા પધારો.

યુવરાજ પોતાની માતા સાથે બોલતાં શરમાતો હતો અને કોઇ વખત છુટથી બોલેલો નહોતો, છતાં પણ આ વખતે એકદમ બોલી ઉઠયો કે હે ! માતુ હું આપના ઉદરથી ઉત્પન્ન થયેલો છું, તેમજ આપનુંજ પય પાયેલુ છે, અને આપનાજ હસ્ત તળે ઉછરેલો છુ; એટલુંજ નહિ બલકે બુદ્ધિચંદ્ર જેવા બળિષ્ટ અને બહાદુર રાજાનો હું પુત્ર છું તો હું દુસ્મનોથી કેમ ડરૂ ? અને ક્ષત્રીની પરિક્ષામાં પસાર કેમ ન થાઉં ? તેમજ મારામા શૌર્ય અને હિમ્મત કેમ ન હોય ? હુ આપ દયાળુ દેવીના પ્રતાપે પૃથ્વી ઉથલપાથલ કરી નાખવાને પણ હિમત હારૂં તેમ નથી. આપના મનમાં વાત્સલ્ય ભાવ હોવાથી આપ મને બાળક ગણો એ સ્વાભાવિક છે, પરતુ હે ! જનુંન સિંહણનુ બચ્ચુ જન્માંને તુર્તજ મહા મસ્તાન માતગ સરખા બળવાન પ્રાણીનુ કુંભસ્થળ તોડી નાખે છે અને ગાઢ ગર્જના કરી ઝાડ પ્હાડમાં રહેનારા પ્રાણીઓને ડરાવી દીએ છે, તેમજ પોતે સ્વતત્ર થઇને મરજી મુજબ મ્હાલે છે. સિંહસુત અજાયુથનો કદિ ભય ભોગવતોજ નથી, એવીજ રીતે હુ પણ આપના પુન્ય પ્રતાપે અરિનું મસ્તક મરડી નાખવાની શક્તિ ધરાવું છુ.

યુવરાજનું આવુ જુસ્સાદાર ભાષણ સાંભળી રાજમાતાના અંતઃકરણમાં ઉત્પન્ન થયેલી ઉદાસી ધીમે ધીમે ઓછી થવા લાગી, તેમજ પોતાના પ્રતાપી પુત્રના પરાક્રમની પરિક્ષા લેવા માટે પુછેલા પ્રશ્નોનો મરજી મુજબ પ્રત્યુત્તર મળતા પુર્ણાનંદ પ્રાપ્ત થયો, એટલુંજ નહિ બલકે યુવરાજ ખરા ક્ષત્રીની પરિક્ષામા પસાર થશે એવી સપૂર્ણ ખાત્રી થવાથી પાટરાણીના પ્રમોદનો પાર રહ્યો નહિ. આવી રીતે હર્ષાનંદમાં મગ્ન બનેલી મહારાણી આનંદાવેશમાં આવી જવાથી એકદમ બોલી ઉઠી કે હે ! મારા પ્યારા

પુત્ર, તમને મારી પાસેથી એક દિવસ પણ અગળા કરતાં આંચકો આવે છે; કારણ કે તમારા વગર અને એક પળ પણ ચેન પડતું નથી, તોપણ ઉમેદસિંહજીનો અત્યંત આગ્રહ હોવા સાથે તેણે મેણાં મારેલા છે એટલે આ વખત આજ્ઞા આપુંછું, પરતુ હે ! પુત્ર, તમે જો મારૂં પય પીધેલું હોય અને મારા ઉદરમાં આળોટેલા હો, તો કોઇ દિવસ અરિ સાથે યુદ્ધ કરતા પાછો પગ ભરશો નહિ, અને પ્રાણાંત પર્યંત ક્ષત્રીવટ ખોશો નહિ. અરિ સામે યુદ્ધે ચડો ત્યારે દ્રઢ દિલથી લડજો અને મરતાં સુધી ડરશો નહિ. આવી રીતે યુવરાજને શિખામણના બે શબ્દો કહી .આજ્ઞા આપી, એટલે યુવરાજ પોતાનું લશ્કર લઇ અમરગઢ તરફ રવાના થયો.

સ્વયંવરનો મુકરર કરેલ દિવસ આવ્યા પહેલા રાજવંશીઓનાં ટોળેટોળાં આવવાં શરૂ થઈ ગયેલાં હતાં, તેઓ સર્વેને આદર સહિત ઉતારા આપી ખાનપાનનો બંદોબસ્ત કરવામા આવતો હતો, તેમજ કોઇ મોટો રાજવંશી આવતો ત્યારે ઉમેદસિંહજી પોતે તેને તેડવા સામો જતો હતો અને આવનાર મહારાજાનો સત્કાર કરી સંતોષાનંદ આપતા હતો. નૌત્તમપુર નગરનો મહારાજા વિરવટ પધરવાના ખુશ ખબર શાભળી રાજા તુર્તજ તેને તેડવા સામો ગયો અને ગાજતે વાજતે ગામમા તેડી લાવ્યો. બીજા રાજાઓને બહારના ભાગમા ઉતારા આપવામા આવેલા હતા, પરંતુ વિરવટને ખાસ રાજમહેલમાં ઉતારો આપ્યો અને તેની સરભરા કરવા મોટા મોટા અમીરોની નિમનોક કરી.

---

## પ્રકરણ સાતમું.

પોષ માસના પ્રથમ પક્ષની સપ્તમી અને શુક્રવારના શુભ દિવસે અમરગઢ શહેરમાં મોટી ધામધૂમ થઇ રહેલી હતી દરબાર દુર્ગના વિશાળ અને અતિ રળીયામણા ચોકમાં જોનાર જનોની દષ્ટિને આનંદ આપે એવો એક અત્યુત્તમ મંડપ રચેલો હતો; જેમાં હાંડી, ઝુમર અને મોટા મોટા તકતા ટાગેલા હતા, ઉપરના ભાગમાં સુંદર અને સોનેરી બુટ્ટાવાળી જવાહિરથી જડેલી ચળકતી ચાદર બાધી દીધેલી હતી, તેમજ થોડે થોડે અંતરે સુવર્ણ સ્તભોમાં કારિગરોએ કોતરકામ કરી પૂર્વે થયેલા પ્રતાપી અને પવિત્ર પુરૂષોનાં ચિત્રો ચિત્રેલાં હતાં. સ્વયંવરમાં આવનાર દેશાધિપતિઓને

બેસવા માટે સોના ચાંદીની સુશોભિત ખુરશીઓ, કોચ અને માણેક મુક્તાથી મઢેલાં મહા મુલ્યવાન સિંહાસનોની સુંદર બેઠક બહુ ભભકા ભરેલી રીતે ગોઠવેલી હતી. તેમાં મોટા આડમ્બરથી ભભકો મારી કિમતી વસ્ત્રાભૂષણો પહેરીને પુરપતિઓ બિરાજમાન થયેલા હતા, તેઓ બધા અમરગઢના અધિપતિ ઉમેદસિંહજીની પ્રિય પુત્રી રૂપાળીબાનુ ચિન્તવન કરતા હતા, અને તેના દર્શન કરવાની ઇચ્છાએ અતિ આતુરતાથી આડી અવળી દૃષ્ટિ ફેરવતા હતા.

મંડપમાં બિરાજેલા ભૂપાળો પૈકી કેટલાએક ભૂપાળો રેશમી રૂમાલથી પોતાનાં મુખારવિંદ લુછીને સાફ કરતા હતા, કેટલાએક મહારાજાઓ મુછ મરડી ખોખારા ખાતા હતા, કેટલાએક પોતાની વડાઇની વાતો કરી શ્રોતાઓને ડોળ દેખાડતા હતા અને કેટલાએક મુગે મોઢે કાષ્ટના પુતળાની પેઠે સ્તબ્ધ થઇ બેઠા હતા.

આવી રીતે સઘળી સમાજ આનંદથી પ્રફુલ્લિત થઇ બેઠી હતી, તેવામાં નૌત્તમપુર નગરનો નૃપતિ વિરવટ પણ પોતાના પરાક્રમી યોદ્ધાઓ સહવર્તમાન આવી પહોચ્યો. તનમનથી તૈયાર થઇ આવેલ વિરવટને નજરે નિહાળી સભામા બિરાજેલા સઘળા રાજાઓની સુંદિરતા ઉડી ગઇ અને ઝાખાશ જણાવા લાગી, તેમજ ચંદ્રોદય થવાથી નભોમંડળના ઉડગણો જેમ ઝાખા જણાય છે, તેવીજ રીતે વિરવટના આવાગમનથી સઘળી સભા નિસ્તેજ થઇ ગઈ, એટલુંજ નહિ પણ સમસ્ત ભૂમંડળના ભૂપાળોની શોભાનો તિરસ્કાર કરનાર વિરવટના શરિરની સુંદિરતા, વાક્યચાતુરી અને નેત્ર કટાક્ષની છટા નિહાળી કેટલાએક કાયર ભૂપાળોએ તો નિરાશ થઇ નિશ્ચય કર્યો કે હવે આપણને એ કન્યા પ્રાપ્ત થશે નહિ, કારણ કે આવા રૂપવાન અને કુળવાન પુરૂષનો અનાદર કરી આપણને વરમાળા આરોપે એવી આશા રાખવી નિષ્ફળ છે.

મોટા મોટા મહિપાળોનુ મળેલું મંડળ જોનાર જનોને સ્વર્ગની શોભા પણ તુચ્છ લાગે તેમ હતુ. એક પછી એક એમ અનુક્રમે આમંત્રણ આપેલા બધા અવનિપતિઓ આવી ગયા અને પોતપોતાના આસન ઉપર બેસી ગયા, એટલે અમરગઢના અધિપતિ ઉમેદસિંહજીનો અંગીકૃત આશ્રિત બારોટ આવી મંડપમાં બિરાજેલા મહારાજાઓને પ્રણામ કરી

વિનય યુક્ત વચનો વડે વિનંતી કરી કહેવા લાગ્યો કે હે ! ક્ષત્રીપુત્રો, આ વખતે આપ પ્રતાપી પુરૂષોના પરાક્રમની પરિક્ષા કરવા માટે અમારા મહારાજા ઉમેદસિંહજી સાહેબે એક મહા મસ્તાન મહિષ અને એક ગજ-રાજ મગાવેલ છે, તે મહિષના જે પુરૂષ પોતાની શમશેરના એકજ ઝટકા વડે બે કટકા કરી નાખશે અને એકજ ગદા પ્રહારે ગજરાજને મારી મોક્ષે પહોચાડશે તે વીર નરને મહારાજા ઉમેદસિંહજી રૂપાળીબા નામનાં પોતાનાં પુત્રી પરણાવી દેશે, એટલુજ નહિ પણ તેને પાંચ ગામ ઇનામ તરીકે આપશે, માટે ક્ષત્રીપુત્રોએ પોતાની શમશેર સજી સાવધ થવું આ વખતે ખરા ક્ષત્રીનોજ ખપ છે, બળહીણુ અને બીકણુ હોય તેઓએ મુગે મોઢે બેસી રહેવુ, કારણુ કે જે મહારાજા મહિષને અને માતંગને મારવા મેદા-નમાં ઉતરશે પણ કાર્ય કરી શકશે નહિ તેનાં હથિયાર પડાવી લેવામાં આવશે, તેમજ તેનુ અપમાન કરી કાઢી મુકવામા આવશે આટલું બોલી બારોટે પાડાના પાળકને હાકલ મારી અને માવતને કહી માતંગ મગાવ્યો.

જ્યા સુધી ફુલીને ફાટી ગયેલ પાડાને નજરે જોયો નહોતો અને ગજરાજની ગાઢ ગર્જના શ્રવણે સાભળી નહોતી. ત્યા સુધી સર્વેના મનમા જુદા જુદા વિચારો ઉત્પન્ન થતા હતા, પરતુ ચિતવૃત્તિને ચળાયમાન કરી નાખે એવી ગાઢ ગર્જના કરી રહેલ ગજરાજ અને તેને ટક્કર મારે એવો મહિષ દૃષ્ટિ સમિપ હાજર થતા વેશધારી ક્ષત્રીઓ તેમજ કાયર પુરૂષો કપવા લાગ્યા, અને અરસપરસ વાતો કરવા લાગ્યા કે આવા રૂષ્ટ પુષ્ટ અને બળિષ્ટ પાડાને એકજ ઘા વડે કેમ કાપી શકાય ? તેમજ આવા મસ્ત થયેલા મદોન્મત માતંગને પણ એકજ ગદા પ્રહારે શી રીતે મારી શકાય? એવો કયો શમશેર બહાદુર ક્ષત્રી છે ? અને એવુ પ્રબળ બળ પણ કોનુ છે ? ખરેખર, અમરગઢના અધિપતિએ આપણી આબરૂ ઓછી કરવાના ઇરાદાથીજ આ પ્રતિજ્ઞા લીધેલી જણાય છે, નહિતર આવી સખ્ત પ્રતિજ્ઞા શા માટે લીએ ?

આવી રીતે નાહિમ્મત થયેલા નૃપતિઓ એક બીજામા ઝીણી ઝીણી વાતો કરતા હતા, તેવામા ઉમેદસિહજીની આજ્ઞાથી ગજરક્ષકે ગજરાજને છેડી છુટો મુકી દીધો માવતથી મોકળો થયેલો માતગ અકુશનો ડર દૂર થવાથી આમ તેમ ઘૂમવા અને મસ્તી કરવા લાગ્યો અને આસપાસમા

ભેળાં થયેલા માણુસોને ભગાડી માર્ગ કરી નિશ્ચિંતપણે મંડપ આગળના મેદાનમાં દોડાદોડ કરવા લાગ્યો; એટલુ જ નહિ પણ ગજરાજે ગર્જના કરી કરી દરબાર દુર્ગ ગજાવી મુકયો અને મળેલ મંડળને ભયભિત કરી નાખ્યું

એક તરફ ગજરાજે મસ્તી મચાવી મુકી અને બીજી તરફ પાડો પણ ફુફાડા મારતો અને રણકારા કરતો કરતો ગજરાજની ભેટ લેવાની ઇન્તેજારીથી આતુર થઇ પોતાના પાળકના હસ્તથી મુક્ત થવાની મહેનત કરવા લાગ્યો માલ મસાલો ખાઇને મસ્ત થયેલો પાડો પાળકની પરવા રાખે તેવો નહોતો, પરંતુ તેના ચારે ચર્ણું લોઢાની સાંકળોથી સજ્જડ બાંધેલા હતા, તેથી તેનુ કાઇ ચાલતુ નહોતું, તો પણ ફક્ત ફુફાડાથીજ લોકોને ડરાવી દેતો હતો

એક તરફ ગજરાજની ગર્જના અને બીજી તરફ મહિષની મસ્તી જોઇ ડોળધાલુ દેશાધિપતિઓ પોતાના આસન ઉપર પણ ટકી શકતા નહોતા, તેમજ તેઓનાં કુમળાં કાળજામાં ભય પેસી જવાથી થરથરતા હતા અને હવે શુ થશે ? કેમ કરશુ ? અને કયાં જશું ? વિગેરે બાબત તર્ક વિર્તક કરતા હતા, તેવામા ગાડો થયેલો ગજરાજ મડપમાં બિરાજેલા મહિપાળો આદિ માણુસો પર ધસી આવ્યો, પરતુ રસ્તામાં એક ખાડો આવવાથી તેમાં ગબડી પડયો, એટલે તેનું કાઈ ચાલ્યુ નહિ, તો પણ મડપ માથે મોરો માડી ચિકાર શબ્દની ધ્વની કરી કેટલાએક બીકણુ અને બાયલા પુરૂષોને નાહિમત કરી નાખ્યા; એટલુંજ નહિ પણ હસ્તીને નજીક આવતો જાણી ઘણા ખરા મહારાજાઓ માન મુકી મુકી આસન પરથી ઉઠી જવાની તૈયારી કરવા લાગ્યા, આવી રીતે જેના ત્રાસે આસન ઉપર સ્થિર બેસી રહેવાની પણ કોઇની હિમ્મત ચાલતી નહોતી તો પછી તેને મારી નાખવા કયો સખ્સ શમશેર ધરે ? અને એવો કોણુ શુરવીર હોય કે દેખી પાખીને મર્ણના મુખમા પ્રવેશ કરે ? થોડો વખત વીતી જવા છતાં સ્વયંવર મંડપમાં મળેલા મહિપાળો પૈકી કોઇ પણ ક્ષત્રી પુત્રે જ્યારે શમશેર પર હસ્ત નાખ્યો નહિ, તેમજ કોઇને શુર ચડયુ નહિ અને કોઈ પણ વીર પુરૂષ ક્ષત્રીનુ બીરદ રાખવા ખડો થયો નહિ ત્યારે ઉમેદસિંહજીના અતરમા અત્યંત ખેદ ઉત્પન્ન થવા લાગ્યો, તેમજ ક્ષત્રીપુત્રોનુ આવુ બાયલાપણું જોઇ તેનો ઉમગ ભગ થઇ ગયો; એટલુ જ નહિ પણ તે ક્રોધાવેશમાં આવી જવાથી બોલી ઉઠયો કે અરે !

ક્ષત્રી બાળકો, તમે આટલા બધા બેઠા છો તેમાં શુ કોઇની હિમ્મત ચાલતી નથી ? શું કોઇ પણ એવો વીર પુરૂષ નથી કે જે મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરે ? અરે ! આ શો જુલમ ? આવું મેં જાણ્યું હોત તો હુ આવી પ્રતિજ્ઞાજ લેત નહિ, તેમજ તમોને તરદી પણ દેત નહિ, પરતુ લાચાર છું કે ખરા ક્ષત્રી પૃથ્વી પર હશે એમ ધારીને મેં આ ભુલ કરી અને અર્વાચિન કાળના ક્ષત્રીઓને અનુકુળ ન આવે એવી પ્રતિજ્ઞા લીધી પ્રાચિન કાળમાં પ્રગટ થયેલા ક્ષત્રીપુત્રોના પરાક્રમની પ્રશંસા સાંભળી અદ્યાપિ પર્યંત હુ એમજ જાણતો હતો કે અર્વાચિન કાળમા પણ એવા યોદ્ધાઓ અને વીર પુરૂષો હશે, ન હોય તો ચાલે કેમ ? આવો મારા મનમા આજ સુધી નિશ્ચય હતો, પરતુ આજના અનુભવ પરથી ખાત્રી થઇ કે આગળની વાત આગળ ગઈ; આ વખતે એમાનુ કાઇ જણાતુ નથી.

આવી રીતે ઉમેદસિંહજીએ બધા રાજવંશીઓનુ અપમાન કરી નાખ્યુ અને શુરવીર પુરૂષોને ઘટે નહિ એવા અત્રટિત વચનોની વૃષ્ટિ વડે સહુને નવરાવી નાખ્યા, આ વખતે મચ્છાપુરનો મહારાજા મદનમોહનસિંહજી પણ હાજર હતો, તેણે ઉમેદસિંહજીને બોલતો અટકાવ્યો અને પોતે હસ્તમા ગદા ગ્રહણ કરી ગજરાજ તરફ ચાલ્યો. ગજરાજ ખાડામાંથી બહાર નિકળી મેદાનમાં મોકળો ઉભેલો હતો તેણે મદનમોહનસિંહજીને આવતો દેખી દુરથીજ દોટ દીધી અને મચ્છાપુરના મહારાજાને સુઢમા સપડાવી પુળાની પેઠે મહિપાળોના મડળમાં ફેંકી દીધો એ વખતે જોવા માટે ભેળાં થયેલા માણસો મદનમોહનસિંહજીની મશ્કરી કરવા લાગ્યા અને ઉમેદસિંહજીના યોદ્ધાઓએ તેનાં હથિયાર પડાવી લીધાં, એટલુજ નહિ પણ તેનું અપમાન કરી એક તરફ બેસારી દીધો એ વખતે મદનમોહનસિંહજીને મરવા જેટલુ માઠુ લાગ્યું, પરંતુ ઉમેદસિહજી આગળ તેનું કાઇ ચાલે તેમ નહોતુ, તેથી લાચાર થઈ મંડપ બહાર પડેલ બાક પર નિરાશ થઇ બેસી ગયો મચ્છાપુરનો મહારાજા વિજય મેળવી શકયો નહિ એટલે કામ નગરનો રાજા કનકસેન પોતાની શમશેર સજી રક્તવર્ણા નેત્રો કરી ધુધકારી મારી કુદી પડયો. કનકસેન પ્રથમ મેદાનમા બાધેલા મહિષ આગળ ઉભો રહી આમ તેમ જોવા લાગ્યો. થોડીવાર જોયા પછી મહિષને મોકળો મુકવા આજ્ઞા આપી પોતે પોતાની શમશેર ખેચી તૈયાર થઈ ઉભો રહ્યો. મહિષના રક્ષકે તુર્તજ તેના પગમાથી સાકળો કાઢી નાખી છેડી છ છેડી છુટો મુકી દીધો.

કનકસેન ચંચળ અને ચુસ્ત હતો, તેમજ તલવાર પણ બરોબર બજાવી જાણતો હતો, પરંતુ આ વખતે તેનો કાંઇ ઉપયોગ થયો નહિ; કારણ કે મહિષને મોટી મોટી સાંકળોથી બાંધેલો હતો ત્યારે કનકસેન પડકારા કરતો હતો, પરંતુ જ્યારે મહિષ મોકળો થયો અને રણકારા કરી તોફાન કરવા લાગ્યો ત્યારે તેને ધિરજ રહી નહિ. કનકસેન હજુ તરવારને બરોબર તપાસતો હતો, તેવામાં મહિષ એકદમ તેના પર કુદી પડયો. પોતા પર જોશભેર ધસી આવતા મહિષને નજરે નિહાળી કનકસેન કંપવા લાગ્યો અને ગભરાઇ જવાથી હસ્તમાં ધારણ કરેલી શમશેર સળકી પડી, એટલુંજ નહિ પણ મહિષની મસ્તીનો તાપ નહિ જીરવી શકવાથી મહિષનો સ્પર્શ થયા પહેલાજ તે પૃથ્વી પર ઢળી પડયો.

એક પછી એક એમ પાચ સાત પુરપતિઓએ ઉમેદસિંહજીની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનો પ્રયત્ન કર્યો, પણ કોઇ વિજય મેળવી શકયો નહિ. છેવટ જ્યારે બધાના હથિયાર હેઠા પડયાં અને કોઇથી કાંઇ થયુ નહિ ત્યારે સદ્‌ગુણસુંદરી જેવી શુરી ક્ષત્રાણીના ઉદરમા આળોટેલો નોત્તમપુર નગરનો મહારાજા વિરવટ કમર કસી ધસી પડયો, પ્રથમ તેણે હસ્તમા ગદા ધારણ કરી પછી મેદાનમા ઉભો રહી હાથીને લલકારવા લાગ્યો, હાથી પણ હેવાયો થઇ ગયેલો હતો, જેથી વિરવટે લલકાર્યો તેવોજ વિરવટ સાથે વળ્યો અને નજીક જઇ તેને પકડી પાડવા ઝડપ મારી, પણ વિરવટ તેની સુંઢમાં નહિ સપડાતા છગ કરી છટકી ગયો, આવી રીતે બે ચાર વખત ગજરાજે ઝડપ મારી પણ તેનું કાંઇ વળ્યુ નહિ, આખર વિરવટ આડું અવળું જોતો હાથીને ભુલ ખવરાવી તળપ મારી તેના મસ્તક ઉપર ચડી બેઠો અને બરોબર લાગમા લાવી એકજ ગદા પ્રહારે ગજરાજનું કુંભસ્થળ ભેદી નાખ્યુ. જ્યારે હાથીનુ કુંભસ્થળ ભેદાઇ ગયું ત્યારે તે ચિકાર શબ્દ કરી ધરણી પર ઢળી પડયો અને અલ્પ વખતમાજ મરણને શરણ થઇ ગયો.

આવી રીતે માતંગને મોક્ષે મોકલાવ્યા પછી વિરવટ પાડા પાસે ગયો ત્યા જઇ તેને બાંધેલી બધી સાંકળો સ્વહસ્તે છોડી નાખી મોકળો કરી મેદાનમા ઉભો રાખ્યો મહિષ રણકારા રૂબાડા કરતો ચારે તરફ હડીઓ હડી કરી રહેલો હતો તેને શાન્ત કરવા સારૂ વિરવટ પોતાની વ્હાલી શમશેર ખેંચી જેવી રીતે કરી કુંભસ્થળનો કોળીઓ કરવા કેસરી કુદી પડે છે, તેવી રીતે ફાળ ભરી પાડા પર કુદી પડયો અને એકજ ઘા મારી

એવા મહા મસ્તાન મહિષનું મસ્તક પણ ધડથી જુદું કરી નાંખ્યું. આ વખતે ભેગાં થયેલાં માણુસો વિરવટનાં વખાણુ કરી શાબાશી આપવા લાગ્યા અને સર્વ જનોને અત્યાનંદ ઉત્પન્ન થવાથી " જય થાઓ, જય થાઓ, " એવા સુંદર અને શુભ શબ્દો સાથે પુષ્પ વૃષ્ટિ કરવા લાગ્યાં.

વિરવટે ગદા ગ્રહણુ કર્યા પહેલાં ઉમેદસિંહજી તદ્દન નિરાશ થઇ ગયેલો હતો અને તેના અંતરમા ચોક્કસ ઠસી ગયુ હતું કે હવે કોઇ માતગને કે મહિષને મારી શકશે નહિ આવી રીતે પોતાની પ્રતિજ્ઞા પુર્ણ નહિ થવાની નિરાશાથી ઉમેદસિંહજી ઉદાસીના સાગરમા ગોથા મારતો હતો, પરંતુ વિરવટનું પરાક્રમ જોઇ તેના આઠે અગમાંથી ઉદાસી ઉડી ગઇ અને અનહદ આનંદ ઉત્પન્ન થયો, એટલુજ નહિ બલકે પોતાની પ્રતિજ્ઞા પુર્ણ થવાથી પ્રમોદ પામી પ્રફુલ્લિત થયેલો પુરપતિ આનદાવેશમા આવી જવાથી બોલી ઉઠયો કે હે ! નોત્તમપુર નગરના નૃપતિ, આ પ્રસગે જો આપ અત્રે પધાર્યા ન હોત તો મારી આબરૂ રહેત નહિ, અને મારૂં કાર્ય પણુ થાત નહિ, તેમજ મારી પ્રાણુધિક પ્યારી પુત્રી પરણુવા પણુ પામત નહિ. એટલુજ નહિ પણુ એ મારી એકની એક લાડીલી કોડીલી કુવરી કુંવારી રહી કાળ ગમન કરતાં ઝુરી ઝુરીને મરણુને શરણુ થાત આપે આ અત્યુત્તમ શુભ સમયપર અત્રે આવી અમારા ઉપર આભાર કરેલો છે, તેમજ ક્ષત્રીવટનો ખરો દાખલો દેખાડી હજારો માણુસોની મેદનીમા રજપુતાણીનુ પાણી રાખેલુ છે અને અર્વાચિન કાળમાં પણુ આગળ થઇ ગયેલા યોદ્ધાઓ જેવુ પરાક્રમ કરનારા પુરૂષો આબાદ છે એવી સહુને ખાત્રી કરી આપી છે, તેથી હે ! બાળારાજા, હુ આપના પર અત્યત પ્રસન્ન થઇ મારૂં અર્ધુ રાજ આપને અર્પણુ કરૂં છુ આટલું કહી તુર્તજ પોતાની પુત્રીને અત.પુરમાથી સ્વયવર મડપમા આવવા આજ્ઞા આપી.

પોતાના પિતાની આજ્ઞા થવાથી રૂપાળી સુદર શૃગારો સજી સરખે સરખી સહિયરોને સાથે લઈ મત્તકરિણીની માફક મહાલતી મહાલતી મડપમા આવી મહિપાળોનાં મુખાર્વિંદ નિહાળવા લાગી નિહાળતી નિહાળતી નોત્તમપુર નગરના નૃપત્તિ વિરવટ આગળ ઉભી રહી.

વિરવટ અદ્યાપિ પર્યંત સસાર વહેવારમાં પ્રવર્ત થયેલો નહોતો, તેમજ નવીન યોવન વાળી મુગ્ધાઓના રહસ્યની ખરી ખુબી પણ જાણુતો

નહોતો, તોપણ આ વખતે સમસ્ત ભૂમંડળના ભૂપાળોની કન્યાઓની કાન્તિનો અનાદર કરનારી દેવી જેવી દેદીપ્યમાન રૂપાળીનુ રૂપ જોઇ મોહાબ્ધિમા ગળકા ખાવા લાગ્યો તેમજ પોતાને આવી અનહદ રૂપવતી પદ્મણી પ્રાપ્ત થવાથી પૂર્ણ પ્રમોદ પામ્યો અને નેત્ર કટાક્ષ મારી રહેલી મુગ્ધાનો સત્વર સંયોગ થવા ઇશ્વરની સ્તુતિ કરવા લાગ્યો.

જેવી રીતે વિરવટ પોતાની પ્યારીની મનોહરી છબી નિહાળી મોહાધિન થયો, તેવીજ રીતે રૂપાળી પણ પોતાના પ્રાણાધાર પ્યારાનાં દર્શન કરી આનંદમા ગીરફ્તાર થઇ ગઇ તે પોતાના પરાક્રમી પતિના કંઠમાં રાજ્યની રૂઢી પ્રમાણે વરમાળા આરોપી પ્રણામ કરી પાછી ફરી અને આષાડ માસની વિજળીની પેઠે ઝબકારો મારતી અંતઃપુરમાં ચાલી ગઇ.

રૂપાળીની ચાલવાની ચપળતા અને તેણે પહેરેલાં વસ્ત્રાભૂષણોની શોભા જોઇ દેશાધિપતિઓ દિગ્મૂઢ જેવા થઇ ગયા. રૂપાળીનું રૂપ અને તેનાં નેત્ર કટાક્ષની છટા નિહાળી કેટલાએક કામાધિન થયેલા કામી પુરૂષોને મૂર્છા આવી ગઇ અને કેટલાએક રૂપાળીના રૂપને આધિન થઇ બેભાન બની ઝુરવા લાગ્યા છેવટ ઉમેદસિંહજીએ રાજ રીતિને અનુસરી વિરવટને કન્યાદાન દીધું, એટલે વિરવટ રૂપાળી રાણી સહવર્તમાન વાજતે વાજતે પોતાને ઉતારે ગયો અને બીજા રાજાઓ પણ નિરાશ થઇ પોત પોતાને ઉતારે ગયા

રાજપુત્રી રૂપાળીબાના લગ્નના શુભ દિવસે દરબાર દુર્ગમા, અંતઃપુરમા અને આખા શહેરમાં મોટી ધામધુમ થઇ રહેલી હતી, તેમજ બહાર ગામથી આવેલા દેશાધિપતિઓ પણ પોતાને ઉતારે રાજ્ય તરફથી આવેલ મિષ્ટાન વિગેરે ખાનપાન કરી ગાનતાનમાં ગુલતાન થઇ બેઠા હતા. કેટલાએક મહિપાળોને સ્હેજ માઠુ લાગેલું હતું, પણ પછી બારીકીથી ખ્યાલ કરી જોતા કોઇનો દોષ દ્રષ્ટિએ નહિ પડવાથી તેઓએ પોતાના અંતરમા ઉત્પન્ન થયેલ સોચનુ સમાધાન કરી નાખ્યુ અને વ્યર્થ વિખવાદ તજી શાન્ત થઇ મોજ મજા માણવા લાગ્યા. બધા મહિપાળો બની ગયેલ બનાવ વિસરી જઇને સુખ શાન્તિમા વખત ગુજારી આનંદની લ્હેરો લેતા હતા, પરંતુ મચ્છાપુરનો મહારાજા મદનમોહનસિંહજી શાન્ત થઇ સુતેલો નહોતો, તેમજ તે એશારામની ધુનમાં પણ પડેલો નહોતો તે મલીન મનના મહારાજા મંડપમાથી મુક્ત થઇ તુર્તજ પોતાને ઉતારે

આવી વિજય પામેલા વિરવટનો વિનાશ કરી નાખવાનો ઘાટ ઘડવા લાગ્યો, અને વિરવટ સાથે આવેલ યુદ્ધમલને તેડી લાવવા પોતાનો પાસવાન મોકલાવી દીધો યુદ્ધમલ પોતાની સાથેના માણુસોને આડું અવળુ સમજાવી કોઇ ન જાણે એવી યુક્તિથી રાત્રીના વખતે પોતાના જુના સરદારની હજુરમા હાજર થયો. મદનમોહનસિંહજીએ આવેલ યુદ્ધમલને અતિ આદર આપ્યો અને પોતાને પડખે બેસારી પુછવા લાગ્યો કે હે ! મિત્ર, મેં તમોને જે કાર્ય કરવા મોકલેલા છે તેનું તમે શુ કર્યું ? આજ સુધી તમારા તરફથી કાર્ય સિદ્ધિના ખુશ ખબર મળવાની આશામાં મે મારો વખત વિતાડયો, પરતુ હવે હું ધૈર્ય ધરી શકું તેમ નથી, કારણ કે જે રાજકુમારીને માટે મારૂ અપમાન થયુ તે રાજકુમારીને લઇ જનાર પુરૂષ જીવતો જાય અને તેને કાંઈ પણ શિક્ષા ન થાય તો મારા નામને, બળને અને બહાદુરીને બટ્ટો બેસે, માટે હવે વગર વિલંબે વૈર વાળવા અવશ્ય યત્ન કરવો જોઇએ. અગર આ વખત જો આપણે આળસને આધિન થઇ તક ગુમાવશું તો પછી પ્રાણાંત પર્યંત પસ્તાવો થશે

મદનમોહનસિંહજીનુ કહેવુ એક ધ્યાને સાભળી લીધા બાદ યુદ્ધમલ બોલ્યો કે હે ! રાજા, રાજમાતા સદ્‌ગુણસુંદરી અથવા વિરવટનો વિનાશ કરનાર વીર પુરૂષ અદ્યાપિ પર્યંત અવનિમા ઉત્પન્ન થયો નથી અને હવે પછી ઉત્પન્ન થશે કે નહિ ? એ કાઇ કહી શકાતું નથી મેં રાજ ખટપટ રૂપી શસ્ત્ર ધારણ કરી મોટા મોટા મહિપાળોને મારી નાખેલા છે, અને કેટલાએક રાજાઓના રાજ પણ ઉંધા વાળી દીધા છે, પરતુ લાચાર છુ કે આ સ્થળે તેઓ પરાક્રમી અને પુન્યાત્માના પુન્ય પ્રતાપ સામપ મારૂ કાંઈ પણ ચાલે તેમ નથી, અને જ્યારે મારૂ કાઇ ન ચાલ્યુ ત્યારેજ હુ શાન્ત થઇ બેઠો છુ, માટે હે ! મહારાજા, તમે પણ તમારૂ હિત ચાહતા હો તો મમત મુકી વિરવટ સાથે સપી ચાલો, અગર તમે મારી શિખામણુનો અનાદર કરી નૌત્તમપુર નગરના કેસરીને છંછેડશો તો પરિણામ સારૂં આવશે નહિ.

યુદ્ધમલનું આવુ બોલવુ સાંભળી મદનમોહનસિંહજીના મનમા માઠુ લાગ્યું, તેથી તે ક્રોધાવેશમાં બોલી ઉઠયો કે અરે યુદ્ધમલ ! તમે આ શુ બોલો છો ? મેં તમને મારા ખરા મિત્ર માની જે કાર્ય કરવા મોકલેલા છે, તે કાર્ય કરવા તમે તનમનથી યત્ન કરેલો જણાતો નથી, ઉલટા શત્રુને

સ્વાધિન થઈ તેમને મદદગાર થઈ બેઠા છે। તે શુ તમને ઘટિત છે ? નહિ નહિ. આ તમારૂ આચરણુ યોદ્ધાઓના ઉત્તમ નામને એબ લગાડે તેવુ છે; કારણુ કે તમારે ભરૂષે રહી મે આજ પર્યંત બીજો કાઇ પણુ યત્ન કરેલો નથી, અને તમે આમ છટકી બેસો છો તો હવે મારે શુ કરવું ? જો આ કાર્યમાં તમે મને મદદ નહિ આપો તો તમને હુ મારા મિત્ર માનીશ નહિ, પણુ શત્રુની સંખ્યામાં તમારૂ નામ નોંધીશ અને જીવતા સુધી તમારૂ મોઢું પણુ જોઇશ નહિ.

યુદ્ધમલ બોલ્યો કે હે ! મારા માનવતા મહારાજા, આપ જે કહો છો તે ઠીક છે, પરતુ અફશોષ માત્ર એટલોજ છે કે આ વીર પુરૂષ આગળ મારૂં બળ, પરાક્રમ અને પ્રપંચ બિલકુલ ચાલી શકે તેમ નથી, કદાચ હું પ્રપચની જાળ પાથરૂં અને એ વાતની તેઓને ખબર પડી જાય તો મારા શા હાલ થાય? હુ તેમને શું મોઢુ બતાવુ ? ખરેખર, જો એવોજ અવસર આવે તો મારે જીભ કરડીને મરવુ પડે.

મદનમોહનસિહજી બોલ્યો કે વિરવટને માટે તમને આટલી બધી લાગણી છે અને વિરવટનુંજ તમો સારૂં ઇચ્છો છો ત્યારે મારી સાથેનો સ્નેહ સત્ય સમજવો કે જુઠો ? યુદ્ધમલ બોલ્યો કે હું આપનો આશ્રિત અને આભારી છુ, તેમજ આપ મારા પ્રતિપાળ અને અન્નદાતા છો, જેથી મારાથી બની શકે તેવુ કાર્ય કરવા વગર વાધે હુ હમેશને માટે બંધાયેલો છુ, પરંતુ જે કાર્ય કરવા મારી મતિ ન પહોચે તે કાર્ય હુ શી રીતે કરૂ ? મદનમોહનસિંહજી બોલ્યો કે યુદ્ધમલ, હવે એ બધી બાબતો જવા દીઓ અને હું કહું તે વાત પર ધ્યાન આપો, કારણુ કે આ વખતે મે રચી રાખેલ તદબીરમા તમારે બિલકુલ શ્રમ સહેવો પડે તેમ નથી, તેમજ બળ પરાક્રમ કરવાની કે પ્રપચ જાળ પાથરવાની પણુ કશી જરૂર નથી, પરંતુ સાથે સામેલ થઇ જરા ટેકો આપો એટલે બસ, કારણુ કે તમે તેના પક્ષમા હો ત્યા સુધી મારાથી કાઇ બની શકે નહિ, તમે મારા આધાર રૂપ હોવાથી મારા બધા કાર્યોની સફળતાનો આધાર પણુ તમારા પર છે માટે હે ! યુદ્ધમલ હું કહું તે પ્રમાણે કરવાનુ અને અરિનો નાશ કરવા આપણામા જે ચર્ચા ચાલે તે ગુપ્ત રાખવાનું તમે મને વચન આપો. આવી રીતે જો તમે મને વચન આપતા હો તો મે મારા મનમા રચી રાખેલી તદબીર તમારા આગળ જાહેર કરૂં. યુદ્ધમલ

બોલ્યો કે હે ! મહારાજા, આપે એવી શી યુક્તિ રચેલી છે કે જેના યોગે વિરવટ સરખા વીર પુરૂષનો વિનાશ થાય અને આપણને ઉની આંચ પણ આવે નહિ. મદનમોહનસિંહજી બોલ્યો કે યુદ્ધમલ, વિરવટ બહુ બળવાન છે અને ઉમેદસિંહજી સરખા શૌર્ય સપન્ન સાસરાનો તેને ઓથ છે, તેથી એવા સમર્થની સાથે સંગ્રામ કરવાથી ફાવશુ નહિ, તેમજ વિરવટ જેવા વીર પુરૂષની વિરૂદ્ધ રહેવાથી પણ વિજય મેળવી શકશુ નહિ. માટે મેં એવી તદબીર કરેલી છે કે હાલમાં હું વિરવટની સાથે હળીમળીને ચાલીશ અને તેની ખુશામત કરી મહેરબાની મેળવીશ, એટલુજ નહિ પણ કાર્ય સિદ્ધિને માટે હુ તેની સાથે એક રૂપ થઇ જઇશ, અને જેમ બનશે તેમ તેને મારો ઇતબાર આવે એવી યુક્તિ કરીશ. આવી રીતે આહીં અમરગઢમા છે તે દરમ્યાનજ ગાઢ સ્નેહથી હું તેની સાથે જોડાઇ જઇશ. પછી જયારે તેઓ રૂપાળીરાણી સહિત અત્રેથી નૌત્તમપુર નગર તરફ રવાના થશે, ત્યારે હુ તેમને મિજબાની આપવા માટે મંચ્છાપુરમા રોકી રાખીશ, એટલુજ નહિ પણ એ પ્રસંગે લાગમા લાવી ગમે તે યુક્તિ કરી રાણી સહિત વિરવટને હુ મારા પ્રપચ પાસમા પકડી પાડીશ; પરંતુ મારી આ યુક્તિ તમારી સહાયતા વિના તદન નકામી છે, કારણ કે વિરવટની હજુરમા વસનારા યોદ્ધાઓ પૈકી જેઓ મને ઓળખે છે, તેઓ પ્રથમ તો મને વિરવટની મુલાકાત થવા દેશે નહિ અને મહા મુશિબતે મુલાકાત લેવા દેશે તો મહેરબાની થવા દેશે નહિ, અગર મહેરબાની થવા દેશે તો ઇતબાર તો ચોક્કસ નહિજ આવવા દીએ, એટલુજ નહિ પણ તેઓ વખતો વખત આડા આવ્યા કરશે માટે હે ! મારા મિત્ર, યોદ્ધાઓ આડા ન આવે અને વિરવટ મારા પર મહેરબાની સાથે વિશ્વાસ રાખે એવી તજવીજ તમારે કરવી પડશે, અને તમે તે સહેલાઇથી કરી શકશો એવી મારી ખાત્રી છે

યુદ્ધમલ બોલ્યો કે હે ! પૃથ્વીપતિ, એ બાબત આપ તદન નિશ્ચિત રહેજો, કારણ કે બીજા બધા યોદ્ધાઓ કરતા વિરવટ મારા પર વધારે વિશ્વાસ રાખે છે, તેમજ ઘણે ભાગે નાનું મોટુ બધુ કામ મને પુછીનેજ કરે છે એટલે આપની સાથે દોસ્તી કરાવી દેવામા મને કાઇ પણ અડચણ પડશે નહિ આવતી કાલે આપ અમારે ઉતારે આવજો એટલે એ વખતેજ આપને એમની સાથે સ્નેહ બધાવી આપીશ, અને તેઓ તમારા

પર દયા દૃષ્ટિ રાખે એવી યુક્તિ કરી મહેરમાની મેળવી આપીશ. આટલું કહી યુદ્ધમલ રજા લઈ પોતાને ઉતારે ગયો એટલે નૌત્તમપુર નગરના કેસરીને કબજે કરવાની દુરાશામા દોરાયેલો દુષ્ટ મદનમોહનસિંહજી પણ તર્ક સિંધુના તરલ તરંગો સાથે અફળાઈ અફળાઇને અશક્ત થઇ ગયેલો હોવાથી નિદ્રાદેવીને આધિન થયો.

યુદ્ધમલ સાથે થયેલ વાતચિતને અનુસરી બીજે દિવસ સુર્યોદય થતાંજ મિષ્ટાન અને મેવાના મોટા મોટા ખુમચા પોતાના પાસવાનો પાસે ઉપડાવી મદનમોહનસિંહજી મ્યાનામા બેસી દમામ સાથે વિરવટને ઉતારે ગયો, ત્યાં જઇ મેવા મિષ્ટાન વિગેરે સર્વે સામગ્રી સ્નેહ સહિત વિરવટને ભેટ ધરી પ્રણામ કરી પાસે બેઠો. વિરવટે મદનમોહનસિંહજીને પોતાને આશરે આવેલો જાણી સારી રીતે સત્કાર કર્યો અને ખબર અંતર પુછી ઉમદું આસન આપ્યુ, મદનમોહનસિંહજી મહા મલિન અને પ્રપંચનું પુતળું છે એમ વિરવટ જાણતો હતો, છતાં પણ આ વખતનો તેનો વિનય વિવેક જોઇ વિરવટ તેની કપટ કળાને વિસરી ગયો થોડી વાર આડી અવળી વાતચિત કરી વિરવટની પ્રસન્નતા મેળવી મદનમોહનસિંહજી પોતાને ઉતારે પાછો વળ્યો અને વખતો વખત એ પ્રમાણે આવ જા કરવા લાગ્યો.

એક દિવસ વિરવટ પોતાના અષ્ટ યોદ્ધાઓનું મંડળ ઉતારામાં એકઠું કરી, અમરગઢથી ઉપડી નૌત્તમપુર નગર તરફ ક્યારે, કેવી રીતે અને કયે રસ્તે જવુ ? એ બાબત ચર્ચા કરી રહેલો હતો, તેમાં સર્વાનુમતે એમ ઠર્યુ કે હવે આપણે અત્રેથી જેમ બને તેમ જલદી સૈન્ય સહવર્તમાન ઉપડવુ અને ચંદ્રપુરને રસ્તે ચાલવુ; કારણ કે મંચ્છાપુરનો માર્ગ ટુંકો છે તથાપિ તેની સડક સારી નથી, જ્યારે ચંદ્રપુરને રસ્તે આ અમરગઢથી તે ઠેઠ નૌત્તમપુર નગરના સિમાડા સુધી સડક સ્વચ્છ અને સીધી છે, તેમજ ખડ પાણી પણ પુષ્કળ છે, તેથી આપણને અણુમાત્ર પણ અડચણ આવશે નહિ આવી રીતે સર્વાનુમતે ઠરાવ થયો, પણ યુદ્ધમલને આ વાત અનુકુળ આવી નહિ, તેથી તેણે પ્રસંગ લાવી યુક્તિ પ્રયુક્તિથી વિરવટને અવળું સવળુ સમજાવી ચંદ્રપુરને રસ્તે ચાલવાનુ અળસાવી દીધુ અને મંચ્છાપુરનો માર્ગ પકડવાનું ચોકકુ બેસારી દીધુ. આ ઠરાવથી ઘતરાજ થઇ બહુબળ નામનો એક આગેવાન યોધ્ધો બોલ્યો કે હે ! મહારાજા,

સર્વાનુમતે સિદ્ધ થયેલ ઠરાવ રદ કરી એકના મતે કામ કરશો તો પરિણામ સારૂં આવશે નહિ. વખતો વખત આપ યુદ્ધમલ્લના મતને અનુસરીને ચાલો છો અને તેનેજ પુછીને પાણી પીઓ છો, તેમજ યુદ્ધમલ ઉપર આપ અમારા કરતા પણ અધિક પ્રીતિ રાખો છો તે વાજબી નથી; કારણ કે યુદ્ધમલને આપ ચાહે તેવો ખાનદાન, કુળવાન અને નિમકહલાલ સમજતા હો, પરંતુ હે ! અમારા મુકુટમણી, અમને યુદ્ધમલનો બિલકુલ ઇતબાર આવતો નથી, મતલબ કે તે ઉપરથી અચ્છો અને ભિતરથી ભૂંડો છે. એવી અમને તેની સાથેના સહવાસથી ખાત્રી થઈ ચુકેલી છે, માટે હે ! પૃથ્વીપતિ, આપ આપનુ હિત સમજતા હો તો યુદ્ધમલના મતને અનુસરીને ચાલશો નહિ, અગર મારી આ અરજ પર લક્ષ નહિ આપતાં યુદ્ધમલના દોર્યા દોરાશો તો જરૂર પાછળથી પસ્તાવો કરવો પડશે, એટલુંજ નહિ પણ જો આપ એ પાપીના પ્રપચ પાસમા પકડાઇ જશો તો મુક્ત થવુ પણ મહા મુશ્કેલ ભરેલુ થઇ પડશે યુદ્ધમલ વખત વરતી ચાલાકી ચલાવી આપને એવા ફાંસામાં ફસાવી દેશે કે પછી અમારી પણ કાઇ કારી ફાવશે નહિ. યુદ્ધમલે આગળ કેવા કેવા કુર કર્મ કરેલાં છે ? અને કેવાં કેવા રાજ રત્નોને ખટપટના ખાડામાં ઉતારી પાયમાલ કરી નાખેલા છે એ વાતનો આપને અનુભવ નથી, અગર જો અનુભવ હોય તો આપ તેને ઉભો પણ રહેવા દીઓ નહિ.

બહુબળનું બોલવું સાંભળી વિરવટ વિચાર સાગરમા પડી ગયો; કારણ કે તે પોતે યુદ્ધમલને પ્રમાણિક અને નિમકહલાલ જાણતો હતો, તેમજ તેને વિશ્વાસપાત્ર ગણી કેટલાંએક જોખમ ભરેલાં કામો પણ તેનેજ સોપતો હતો. આવા માણસના સબંધમા આવી હલકી વાત સાભળીને વિરવટને જરા ખેદ થયો ખરો, પરતુ તેના અતરમા યુદ્ધમલ ઉપર અભાવ ઉત્પન્ન થયો નહિ ફક્ત બહુબળ વિગેરે યોદ્ધાઓનું માન રાખવા માટે મચ્છાપુરને માર્ગે જવાનું માડી વાળી ચંદ્રપુરને રસ્તે ચાલવા આજ્ઞા આપી.

બહુબળ અને વિરવટ વચ્ચે ચાલેલી ચર્ચા અને આપેલ હુકમમાં થયેલ ફેરફાર સાભળી યુદ્ધમલના અંતરમા આતસ ધુકાવા લાગી; કારણ કે વિરવટને ફાંસામા ફસાવી મંચ્છાપુરના મહારાજા તરફથી મોટી મોટી મોજ મેળવવાનુ સાધન અટકી પડયું, તેમજ લીધેલો બધો શ્રમ વ્યર્થ જવાનો

વખત આવ્યો. આવી રીતે પોતે ધારેલી ધારણા નિષ્ફળ જવાથી શોકાતુર થયેલા યુદ્ધમલને અર્ધ નિશા વીતિ જવા છતાં નિદ્રા આવી નહિ અને પાણીથી વિખુટાં પડેલા માછલાંની માફક તરફડવા લાગ્યો. છેવટ વિચારમાં ને વિચારમાં રાત્રી વિતાડી સુર્યોદય થયો એટલે ગુપ્ત રીતે મદનમોહનસિંહજી પાસે પહોચી ગયો અને તેને ગઇ રાત્રીએ બનેલી બધી વાત વિસ્તારથી વિદિત કરી દિલગીરી દર્શાવવા લાગ્યો, યુદ્ધમલની વાત સાંભળી મદન મોહનસિહજી બોલ્યો કે હે ! મિત્ર, તમે તમારાથી બનતું કરવામાં કાંઇ બાકી રાખ્યુ નહિ, છતાં પણ વાત વણસી ગઇ તો પછી તેમાં તમારો શો દોષ ? કાઇજ નહિ, પરંતુ હવે આપણે બીજી કાઇ યુક્તિ તો કરવીજ જોઇએ, વારૂ, ત્યારે બીજી શી યુક્તિ કરશુ ? કયે રસ્તે કાર્યની સિદ્ધિ થશે ? અને એવો શુ ઇલાજ લેશુ કે જેથી વિરવટ ચંદ્રપુરને રસ્તે નહિ જતાં મચ્છાપુરને માર્ગેજ ચાલે, યુદ્ધમલ બોલ્યો કે હે ! મહારાજા, હવે મારાથી તો તેને કાંઈ કહી શકાશે નહિ, પરતુ મને એક યુક્તિ સુઝી આવી છે તે પ્રમાણે તમે કરો તો અવશ્ય આપની ઇચ્છા પાર પડે અને કશી અડચણ વગર કલ્પેલ કાર્ય સફળ થઇ જાય મદનમોહનસિંહજી બોલ્યો કે હે ! મિત્ર, એવી તે શી યુક્તિ છે ? જે હોય તે જલદી જાહેર કરો. હું ખુશીથી આપના કહ્યા પ્રમાણે કરીશ. યુદ્ધમલ બોલ્યો કે આપ અમારે ઉતારે આવીને વિરવટને વિનય વિવેક વડે રીઝાવી મભમ વચન માગો અને તે પ્રસન્ન થઇ વચન આપે એટચે મચ્છાપુરને માર્ગે ચાલવા માગણી કરજો, એટલે વચન પાળવા માટે વગર વાધે અને વગર વિલબે વિરવટ મચ્છાપુર તરફ ચાલશે

યુદ્ધમલના અભિપ્રાયને અનુસરીને મદનમોહનસિંહજી વિરવટને ઉતારે ગયો અને વિનય યુક્ત વચનોની વૃષ્ટિ વડે વિરવટને રીઝવી રાજી કર્યો. પ્રસન્ન થયેલા વિરવટ આગળથી વચન લેવા માટે વખત વર્તીને મદન મોહનસિંહજીએ નિશ્વાસ નાખ્યો અને દિલગીરીના દરિયામા ડુબી ગયેલા જેવો ડોળ દર્શાવી કપાળે હાથ મુકયો આ ઉપરથી વિરવટે પુછ્યુ કે હે ! મિત્ર, તમે દિલગીરી દર્શાવી આમ નિશ્વાસ નાખો છો તેનુ શુ કારણ છે ? તમે આંહી આવ્યા ત્યારે તો આનંદમાં મગ્ન બની કિલ્લોલ કરી રહેલા હતા અને અતરમા ઉદાસીનો અશ પણ નહોતો, છતાં અકસ્માત આમ નિશ્વાસ નાખવા લાગ્યા અને કાષ્ટનાં પુતળાંની પેઠે સ્તબ્ધ થઇ ગયા,

તેમજ અર્ક અસ્ત થવાથી કમળો સંકોચાઇને દુર્દશાને પાત્ર થાય છે, તેવી રીતે તમે પણ આ વખતે દુર્દશાનો દેખાવ દૃષ્ય કરો છો તેનું કાઇ કારણ સમજી શકાતું નથી. હું નથી ધારતો કે કોઇ પણ પ્રકારે મેં આપને દુભવ્યા હોય. અથવા મારૂ એવું અયોગ્ય આચરણ પણ નથી કે જેથી કરી આપને માઠું લાગે, છતાં પણ કદાચ ભુલચુકથી એમજ બન્યુ હોય તો મારે મોઢે મને કહેવામાં કાંઇ હરકત નથી, અને મારી કસુર હોય તો મને વઢવામાં પણ વાંધો નથી, માટે હે ! મિત્ર, આપને ઉદાસી ઉત્પન્ન થવાનું કારણ શુ છે ? તે સ્પષ્ટ કહો.

મદનમોહનસિંહજી બોલ્યો કે હે ! મહારાજા, આપ સાહેબ સદ્‌ગુણ સંપન્ન અને પૂરેપૂરા વિવેકવત છો, એટલે આપની વર્તણુકથી મને માઠુ લાગે એવુ સ્વપ્નાંતરમા પણ કેમ બને ? તેમજ આપ ઉદાર અને દયાળુ દિલના મહારાજા મારો આદર સત્કાર કરવામા પણ કાઇ કસુર કરતા નથી; એટલુજ નહિ પણ હું આપનો તાબેદાર હોવા છતા આપ મને મિત્ર તરીકે માનો છો તેથી મારા અંતરમા ઉત્પન્ન થયેલ અફ્શોષને માટે આપને દોષ દેવો ઉચિત નથી, તો પણ આટલું તો ચોક્કસ છે કે જો આપ મારા પર દયા દષ્ટિ કરી મારી ઇચ્છા પૂર્ણ કરવાનુ વચન આપો તો ઉદાસી આ વખતેજ આકાશ પથે ઉડી જાય અને મારૂ અંતકરણ પ્રફુલ્લિત થઇ જાય, વિરવટ બોલ્યો કે હે ! મિત્ર, જો તમને મારી મહેરબાનીની જરૂર હોય તો હું વચન આપુ છુ કે તમે રાજી રહો અને કહો તે પ્રમાણે કરવાને હું તૈયાર છુ, પરતુ તમે દિલગીર થાઓ નહિ, કારણ કે તમને ઉદાસ જોઇ મને સારૂ લાગતું નથી. આ પ્રમાણે વિરવટે વચન આપવાથી મદનમોહનસિંહજીની ઉદાસી ઉડી ગઇ અને આનદાવેશમા આવી એક દમ બોલી ઉઠયો કે હે ! પુન્યાતમા પૃથ્વીપતિ, આપ પ્રસન્ન થઇ મને વચન માગવાનું કહો છો તો હું એટલુજ માગુ છુ કે આપ નૌત્તમપુર નગર તરફ જવા આહીથી ઉપડો ત્યારે મચ્છાપુરને માર્ગે પધારી મારી મિજબાની સ્વિકારી મારી રાજધાનીને પાવન કરવાની કૃપા કરજો, કારણ કે આપની સેવા કરવાનો આવો અલભ્ય લાભ ફરી ફરીને મને મળશે નહિ, માટે મારા પર મહેરબાની કરી મારી માગણી મંજુર કરો અને મને આજ્ઞા આપો, એટલે હું અગાઉથી ત્યા જઇ બધી તૈયારી કરી રાખું અને આપ પધારો ત્યારે આપની હજુરમા હાજર થાઉ.

વિરવટને બહુબળ વિગેરે યોદ્ધાઓએ ખાસ કહેલુ હતું કે મદન મોહનસિંહજી મહા મલિન અને કુકૃત્ય કરનારો છે, તેમજ જે યુદ્ધમલના પર આપ અતિ વિશ્વાસ રાખો છો તે પણ ખુટલ છે. આવી રીતે આગેવાન યોદ્ધાઓએ અને અમીરાએ જાહેર રીતે જણાવેલુ હતુ, છતાં પણ ભાવિના પ્રબળ બળના પ્રભાવે વિરવટે કોઇનું કહેવું કબુલ કર્યું નહિ અને મદનમોહનસિંહજીની ઇચ્છાનુસાર મચ્છાપુરને માર્ગે ચાલવાનો ચોક્કસ હુકમ આપી દીધો. આવી રીતે વારંવાર હુકમમાં ફેરફાર થવાથી બહુબળ આદિ આગેવાન યોદ્ધાઓ બોલી ઉઠયા કે હે ! મહારાજા, આપ અમારા અન્નદાતા, આશ્રયદાતા અને સર્વ પ્રકારે સુખદાતા છો, તેમજ અમો આપના વેચાણ છીએ, તો પણ આ વખતે આપની આજ્ઞાને અનુસરશું નહિ; કારણ કે મચ્છાપુરને માર્ગે ચાલવા અમે એકથી વધારે વખત ધ્રુતરાજી બતાવ્યા છતાં પણ આપને માથે આફતનું વાદળ ચડી આવનારૂં હોવાથી આપ અમારી અરજ પર લક્ષ આપતા નથી અને મદનમોહનસિંહજી સરખા પ્રપચી પુરૂષના પ્રપચ પાસમા પડવા તેઓ દોરે છે તેમ દોરાઓ છો.

વિરવટના નિમકહલાલ યોદ્ધાઓ તેને જે કાઇ ઉપદેશ આપતા હતા તેમાં તેનુ હિત સમાયેલુ હતું, કારણ કે તેઓ પોતાના શુરા સરદારનું સદંતર હિત ચાહતા હતા, એટલુજ નહિ પણ નોત્તમપુર નગરની આબાદીનો આધાર પણ તેઓજ હતા, છતા પણ વિરવટે તેઓનું માન રાખ્યુ નહિ અને ઉલટા ક્રોધ કરી કહેવા લાગ્યો કે તમે બધા બીકણ અને બાયલા છો એટલે દિલમા ડરો છો, તેમજ રણ સંગ્રામ મચવાની ધાસ્તી લાગવાથી પાછો પગ ભરો છો, પરંતુ તમે વિચાર તો કરો કે મદન મોહનસિહજી મને શુ કરવાનો હતો ? તેનુ મારા આગળ શું જોર ? કેસરીને છંછેડી શિયાળીયુ શુ લાભ લેવા પામે ? તેમજ મને પ્રપંચ પાસમા પકડવા કોની હિમ્મત છે ? હું નથી ધારતો કે મદનમોહનસિંહજી મારી સાથે દગો કરે, અગર જો તે દગો કરશે, તો તેને હું પહોંચી વળીશ. તેમજ તેની ગમે તેવી કપટ જાળમાથી પણ સળકી જઇશ, માટે હવે વિશેષ હઠ નહિ કરતા મારા મતને મળી તમો સર્વે મંચ્છાપુરને માર્ગે ચાલવાની તૈયારી કરજો, અગર જો તમો મારી સાથે આવવા નાખુશ હો તો તમે બધા ચંદ્રપુરને રસ્તે થઇને નોત્તમપુર નગર જજો અને હું એકલો મંચ્છાપુર થઇને આવીશ. મારા તરફની તમો કશી પણ ચિન્તા કરશો નહિ

વિરવટના મુખમાથી નિકળતાં વિનય અને વિવેક રહિત વચનો શ્રવણ કરી યોદ્ધાઓને બહુજ માઠું લાગ્યુ, તો પણ તેઓએ પોતાના સરદારની મર્યાદા મુકી નહિ અને આસ્તે આસ્તે હસ્ત જોડી કહેવા લાગ્યા કે હે ! બાળારાજા, આપને આપના બાહુબળનો બહુ ગર્વ છે, તેથી આપ મરજી મુજબ બોલો છો, પરંતુ યાદ રાખજો કે પાંજરામાં પુરાયેલો સિંહ શિયાળ કરતાં પણ નબળી સ્થીતિ ભોગવે છે અને તે બળવાન પ્રાણી હોવા છતા પણ તેનુ બળ કાંઈ કામ આવતું નથી. અમારા ખોળીયામાં પ્રાણ હશે ત્યા સુધી તો હે ! અન્નદાતા, અમે આપને ઉની આંચ આવવા દઇશુ નહિ, પરતુ જો તેઓ તમને અમને પ્રપચ પાસમા પકડી પાડશે તો પછી કોઇથી કાઇ થઈ શકશે નહિ, એટલા માટે આગળથી ચેતી ચાલો તો વધારે સારૂ, પછી જેવી આપની ઈચ્છા. વિરવટ બોલ્યો કે હે ! વીર પુરૂષો, વનરાજને વોળાવા હોય નહિ, તેમજ વનમાં વસનારા વિકાળ પ્રાણીનો ડર પણ વનરાજને હોય નહિ, અને મદોન્મત માતગનુ મસ્તક ફાડી નાખનાર કેસરીનો કર્ણ પકડી તેને પ્રપચ પાસમા પણ કોઇ પકડી શકે નહિ.

બહુબળ બોલ્યો કે હે ! મહારાજા, અમે આપને વાજબી વાત વિસ્તારથી વિદિત કરી અમારી ફરજ બજાવી ચુકયા છીએ, હવે જેમ આપ આજ્ઞા આપો તેમ કરવા તૈયાર છીએ, કારણ કે અમે સઘળા આપને ઉપદેશ આપી આપીને થાકી ગયા તો પણ આપે આપની હઠ છોડી નહિ ત્યારે અમારો શો ઇલાજ ? વિરવટે પ્રત્યુતર આપ્યો કે કાઇ નહિ.



## પ્રકરણ આઠમું.

વિરવટ પોતાના સાસરા ઉમેદસિંહજી આગળથી રજા લઇ અમરગઢથી ઉપડી નૌત્તમપુર તરફ જવા રૂપાળી રાણી સહવર્તમાન મચ્છાપુરને માર્ગે ચાલ્યો અને મદનમોહનસિંહજી તરપ આગળથી માણુસ મોકલી પોતાના આવાગમનના સમાચાર આપ્યા. મદનમોહનસિંહજીએ આગળથી બધી ગોઠવણુ કરી રાખી હતી, તે મુજબ વિરવટ અને રૂપાળી રાણીને દરબાર દુર્ગમાં ઉતારો આપ્યો અને બીજા બધા માણુસોને શહેરમાં એક ભવ્ય

ડેલો હતો તેમાં ઉતારો આપ્યો. એક તરફથી ઉતારાની સગવડ કરી આપી અને બીજી તરફ જમવા માટે વિવિધ પ્રકારનાં ભોજનો તૈયાર કરવાની તાકીદ આપી. જમવાને જરા વિલંબ થવા સંભવ હતો તેથી તમામ માણસોને માટે સાકર સાથે કેસર કસ્તુરી અને અમર આદિ ઉમદા વસ્તુઓ નાખીને ગરમાગરમ દુધ તૈયાર કરાવી મોકલાવી દીધું, તે સહુએ પેટપૂર પીધુ અને તૃપ્ત થઇ ઓડકાર ખાવા લાગ્યા. થોડીવાર થઇ એટલે જમવાનુ તેડું આવ્યુ તેથી બધા માણસો જમવા ગયા જમતી વખતે જોઇતી વસ્તુઓ દેવા લેવામાં પીરસનારાઓએ પુરતી કાળજી રાખી સર્વેને સારી રીતે જમાડી તૃપ્ત કર્યાં જમી ઉઠયા પછી મદનમોહનસિંહજીએ બધા માણસોને તેમની યોગ્યતા પ્રમાણે પોશાક આપ્યા, તેમજ વિરવટ અને રૂપાળી રાણીને પણ બે કિંમતી મુક્તાહાર અને એ શિવાય અતિ ઉમદા જરીયાની વસ્ત્રો ભેટ આપી રાજી કર્યા

મદનમોહનસિંહજીએ કરેલી સરભરા અને તેનો વિવેક જોઇ વિરવટ બહુજ પ્રસન્ન થઇ તેની તારીફ કરવા લાગ્યો. સહુને શિરપાવ અપાઇ ગયા એટલે સભા વિસર્જન થઇ અને વિરવટના માણસો તેમને આપેલ ઉતારે જઇ ભોજનનો નિશો ઉતારવા આડે પડખે પડયા

મહા મલીન મનનો મદનમોહનસિંહજી નોત્તમપુર નગરના નિર્દોષ કેસરીને પોતાની જાળમા સપડાવવાની તક શોધ્યા કરતો હતો, પરતુ યુદ્ધમલે તેને કહેલુ હતુ કે જ્યા સુધી વિરવટના હાથમા હથિયાર હશે ત્યાં સુધી તે કોઇને કબજે થશે નહિ આ ઉપરથી મદનમોહનસિંહજી યુક્તિ લડાવી વિરવટને પોતાની કુળદેવીના દર્શન કરવાને બ્હાને સુન્દર સાગર નામના સરોવરના મધ્ય ભાગમા મોટા મોટા ખૂની અને બ્હારવટીયાઓને કેદ કરવા બધાવેલ જેલની જાત્રા કરાવવા તેડી ચાલ્યો. દરબાર દૂર્ગમાથી અશ્વારૂઢ થઇ વિરવટ પોતાના યોદ્ધાઓને સાથે લીધા શિવાય તેમજ તેમને કાઇ કહ્યા પુછ્યા શિવાય મદનમોહનસિંહજી અને યુદ્ધમલની સાથે સરોવર તરફ ચાલ્યો. કિનારે આવીને સહુ અશ્વ પરથી હેઠા ઊતર્યા એટલે હોડી વાળો હોડી લાવી હાજર થયો. આ વખતે અનુકુળ સમય ધારીને પ્રથમ મદનમોહનસિંહજીએ પોતાના હથિયાર હેઠા મુકયા અને પછી વિનય યુક્ત વચનો વડે આજીજી કરી કહેવા લાગ્યો કે હે ! પૃથ્વીપતિ, અમારી કુળદેવીના દર્શન કરવા જતી વખતે હથિયાર

સાથે લઇ જવાની સખ્ત મના છે, માટે આપ દયાળુ મહારાજાએ પણ દેવીની આજ્ઞાને અનુસરી વર્તવું જોઇએ.

વિરવટને હથિયાર પર એટલો બધો પ્યાર હતો કે તે શયન સમય પણ શમશેરને સોડમાં લઈ સુતો હતો, તેમજ અહો રાત્રી આયુધો અંગેથી અળગાં નહિજ કરવાં એજ ખરો ક્ષાત્ર ધર્મ છે, એવી તેની માન્યતા હોવાથી વિરવટે હથિયાર હેઠા મુકવા ઇતરાજી બતાવી અને મદનમોહનસિંહજીનું માન રાખ્યું નહિ બન્ને રાજાઓને વાદવિવાદ કરતા જોઈ અયોગ્ય આચરણ આચરવામાં આગેવાની ધરાવનાર યુદ્ધમલે આ વખતે આજીજી કરી કહ્યું કે હે ! મહારાજા, દેવ દરબારમાં દર્શન કરવા જતી વેળા હથિયારની શી જરૂર છે ! અગર કદાચ જરૂર પડે તો અમે પોતેજ આપનાં હથિયાર રૂપ આપની હજુરમાં હાજર છઇએ, માટે આ શુભ સમય દેવીના દર્શન કરવા જતા આપની અસિ કસી ધાસ્તી વગર પાસવાનને આપો અને આપ પુન્યાત્મા પૃથ્વીપતિ આ બોટમાં બેસી નિશ્ચિંત થઈ ચાલો. હું પણ આપની સાથેજ આવું છુ, એટલે જ્યાં સુધી મારા ખોળીયામાં પ્રાણ હશે ત્યા સુધી આપને ઉની આચ પણ આવવા દઇશ નહિ.

આ વખતે વિરવટની વાતને ટેકો આપનારા અને અંતઃકરણથી તેનુ હિત ઇચ્છનારા બહુબળ આદિક અષ્ટ યોદ્ધાઓ અથવા આગેવાન અમીરો હાજર નહોતા, તેથી યુદ્ધમલની વિનતી અંગીકાર કરી વિરવટે પોતાનાં આયુધો પાસવાનને આપી દીધા અને યુદ્ધમલ સહિત મદનમોહનસિંહજી સાથે બોટમાં બેસી દેવીનાં દર્શન કરવા ચાલ્યો

સુંદર સાગર સરોવરની સુંદરતા અને જળમા આમ તેમ ફરતાં કિલ્લોલ કરી રહેલા જળ જંતુની ચેષ્ટા જોતા જોતા ત્રણે જણુ સરોવરના મધ્ય ભાગે બંધાવેલ જેલ ઉપર જઇ પહોંચ્યા અને ' અંબીકા માતની જય, બહુચરબાળાની જય ' એવા શબ્દોચાર કરતા હોડીમાંથી હેઠા ઉતર્યા. દ્વારમા પ્રવેશ કરતાં આશરે અઢીસો યોદ્ધાઓનુ યુથ ઉઘાડી શમશેરો ધારણ કરીને ઉભેલુ વિરવટના જોવામાં આવ્યુ. એ ઉપરથી વિરવટના મનમાં એવો સ્વાલ ઉત્પન્ન થયો કે અરે ! આ શુ ! આ બધાં માણસો આગળ તો હથિયાર છે, તો પછી મારા હથિયારો શા માટે મુકાવ્યા હશે ? કાંઈ દગો તો નહિ હોય ? ખરેખર, આ બધું જોતા તો એવુંજ

ભાસે છે. વારૂ, પણ હવે પરિણામ શું આવે છે? તે જોઉં તો ખરો. આવી રીતે વિચાર કરતો કરતો વિરવટ એક ચોક પસાર કરી બીજા ચોકમાં ગયો, ત્યાં પણ એજ પ્રમાણે આયુધો સજી યોદ્ધાઓનુ યુથ ઉભેલું જોયુ એ ઉપરથી વિરવટના અતરમા ઉત્પન્ન થયેલ અદેશામાં વૃદ્ધિ થઇ; એટલુંજ નહિ પણ તેના મનમાં ચોક્કસ ઠસી ગયુ કે ખરેખર, આ લોકોએ મારા માટે કાંઈ કપટ જાળ બીછાવેલી છે, પ્રથમ તેઓએ ચાલાકી ચલાવી મારાં હથિયાર છોડાવી લીધાં છે, તેમજ મને સકટમાં સહાય કરે એવા યોદ્ધાઓને પણ અલગ રાખેલા છે, તેથી જરૂર આ પાપીની ધારણા પાર પડશે. ખેર, જેવી ઇશ્વરની ઇચ્છા.

થોડીવાર વિરવટને ઇધર ઉધર ફેરવી મદનમોહનસિંહજી અને યુદ્ધમલ આખર તેને કેદ કરવાના ઓરડા આગળ તેડી ગયા, ત્યા જઇ અધારીઆ ઓરડાનાં દ્વાર યુદ્ધમલે ઉઘાડી નાખ્યાં અને વિરવટને અરજ કરી કહેવા લાગ્યો કે હે ! મહારાજા, આપ અંદર પધારો, અમે પણ આપની સાથેજ આવીએ છીએ. અતિ અધકારયુક્ત ઓરડો જોઇ વિરવટ કહેવા લાગ્યો કે આ અંધારીઆ ઓરડામાં જોવા જેવું શું છે? કે જેથી તમો મને અંદર જવાનું કહો છો. મદનમોહનસિહજી બોલ્યો, કે મહારાજા, જે દેવીનાં દર્શન કરવા આપણે અત્રે આવેલા છઇએ. તે અમારી કુળદેવી આ ઓરડામા બીરાજે છે, માટે આપ અંદર પધારો અને અમે પણ આવીએ છીએ. વિરવટ બોલ્યો કે નહિ નહિ. આ દેવીનું સ્થાનક નથી, પણ કાઇ દગો લાગે છે. કારણ કે અમર આલયમાં આવું અંધારૂં કદિ હોયજ નહિ.

અધારીઆ ઓરડાનાં દ્વાર આગળ ઉભો રહી વિરવટ રકઝક કરતો હતો, તેવામાં અકસ્માત યોદ્ધાઓનુ યુથ તેના ઉપર તુટી પડયુ અને વિ-વરટને પરાણે પકડીને પુરી દીધો. વિરવટને દગલબાજીથી પરેજ કર્યા પછી મદનમોહનસિંહજી પોતાની બહાદુરીનાં વખાણ કરવા લાગ્યો અને ખો-ખારા ખાઇ મૂછ મરડવા મંડયો, ત્યારે વિરવટ બોલી ઉઠયો કે હે ! ચંડાળ, તું રજપુતના પેટનો નથી, પણ કોઇ કોળી, વાઘરી અથવા ખવાસ વિગેરે નિચ વર્ણના પુરૂષથી ઉત્પન્ન થયેલો છો, અને તેં રજપુતાણીનું દુધ પીધેલુ નથી પણ ગધેડી અથવા કુતરીનુ દુધ પીધેલુ છે અગર જો એમ ન હોય તો તું મારી સાથે સ્નેહ કરી દગો દેત નહિ. તું મહા મલીન

અને પૂરેપૂરો પ્રપંચી છો એવુ મારા આગેવાન અમીરોએ અને યોદ્ધાઓએ મને એકથી વધારે વખત કહેલુ હતું અને હું પોતે પણ એ બાબત સારી રીતે જાણતો હતો, છતા પણ તારો વિશ્વાસ કર્યો તો આ પરિણામ આવ્યુ

મદનમોહનસિંહજી બોલ્યો કે હે ! વિરવટ, હવે તુ મુગે મોઢે બેસી રહે, બકબક કરવાની કાંઇ જરૂર નથી આટલુ કહી વિરવટને પુરેલ અંધારીઆ ઓરડાની આસપાસ એક એકથી અધિક સરસાઇ બતાવે એવા એક હજાર યોદ્ધાઓની ચોકી બેસારી દીધી અને પછી નિશ્ચિતપણે મદનમોહનસિંહજી યુદ્ધમલ્લ સાથે શહેર તરફ પાછો ફર્યો.

વિરવટ સરખા વીર પુરૂષને પોતાના પ્રપંચ પાસમા પકડી ગર્વિષ્ટ બની ગયેલો દુષ્ટ મદનમોહનસિંહજી સરોવર પરથી પરબારો અંતઃપુરમાં ગયો અને ત્યા જઇ રૂપાળી રાણીને સ્વાધિન કરવાની તદબીર કરવા લાગ્યો. પ્રથમ તો તે તેણીને વિરવટના નામથી આડુ અવળું સમજાવી પોતાના રંગ મહેલમાં તેડી ગયો. મદનમોહનસિંહજી મહા મલિન અને પ્રપંચનુ પુતળુ છે, તેમજ તેણે પોતાના શિરતાજને પ્રપંચ પાસમા સપડાવેલ છે, એ બાબત રૂપાળી રાણી કાંઇ જાણતી નહોતી, તેથી તે બિચારી એ દુષ્ટના કહેવા પર ભરૂસો રાખી તેની સાથે ગઇ વખત થઇ જવા છતાં વિરવટ નહિ આવી પહોંચવાથી તે બિચારી અબળા નિષ્કપટપણે મદનમોહનસિંહજીને પુછવા લાગી કે વારૂ, હજુ સુધી તમારા મિત્ર કેમ ન આવ્યા ? કયારે આવશે ? કયાં રોકાણા છે ? હવે તો સત્વર પધારે તો સારૂં; કારણ કે ભોજન કરવા પધાર્યા ત્યારથી અદ્યાપિ પર્યંત બિલકુલ દર્શન દીધા નથી. રૂપાળી રાણીના સૌંદર્ય પર લુબ્ધ થયેલો મદનમોહનસિંહજી વધારે વખત ધિરજ નહિ ધરી શકવાથી તેણીએ પુછેલા સ્વાલોના પ્રત્યુત્તરમા કહેવા લાગ્યો કે હે ! રસિકા, હવે તુ વિરવટને સ્વપ્નાંતરમાં પણ મળવાની આશા રાખીશ નહિ; કારણ કે મેં તેને કારાગૃહમાં કેદ કરેલો છે. માટે હવે તું એની આશા તજી દઇ મારી પાટરાણી થા, હુ તને મારા પ્રાણ કરતા પણ અધિક રીતે રાખીશ અને તને જરા પણ દુઃખ થવા દઇશ નહિ

મદનમોહનસિંહજીના મુખમાથી નિકળતા વજ્ર, સરખા કઠોર વચન સાભળી રૂપાળી રાણીને બહુજ માઠુ લાગ્યુ, તેમજ પોતાના પ્રાણનાથને કેદ કર્યાના સમાચાર સાભળી તે બેહોશ થઇ ગઈ, એટલુજ નહિ પણ જેમ કદળી પર વિજળી પડવાથી તેની સુંદિરતાનો નાશ થઇ જાય છે,

તેવીજ રીતે વિરવટને કેદ કર્યાના ખબર સાંભળી રૂપાળી રાણીની સમસ્ત સુહિરેતાનો નાશ થઇ ગયો, અને કામાધિન થયેલા નર પિચાસ આગળ પોતાને નિરાધાર સ્થીતિમા જોઇ તેણીને મૂર્છા આવી ગઇ અને અચેત થઇ ધરણી ઉપર ઢળી પડી.

રૂપાળી રાણીને બેભાન પડેલી જોઇ કામાતુર થયેલો મદનમોહનસિંહજી આગળ પાછળનો કાંઇ પણ વિચાર કર્યા વગર અચેત પડેલી અબળાના અંગનો સ્પર્શ કરવા તેની નજીક ગયો, પરંતુ શુદ્ધ સતીના પવિત્ર પતિવૃતના પ્રબળ પ્રભાવે તેના અંગને સ્પર્શ કરવાની હિમત ચાલી નહિ. થોડીવારે રાણીની મુર્છા વળી એટલે ઉભી થઇ ક્રોધે કંપતી અને થર થર ધ્રુજતી કહેવા લાગી કે હે ! પાપી તું મારાથી દૂર ઉભો રહી વાત કર, મને સ્પર્શ કરવાની કાંઇ જરૂર નથી, અગર જો તું મને સ્પર્શ કરીશ તો હું તને આ વખતેજ રજપુતાણીનુ પાણી દેખાડી દઇશ. આટલું કહી એ દુષ્ટના મોઢા પર એક તમાચો મારી તેના હસ્તમાંથી બળાત્કારે તરવાર પડાવી લીધી અને એ પાપીને પદ પ્રહારે પૃથ્વી પર પછાડી તેની છાતી પર ચડી બેઠી રાણીના પંજામાંથી મુક્ત થવા માટે મદનમોહનસિંહજી બળ કરી મથી મુઓ, પરંતુ ખરી ક્ષત્રાણીના પંજામાંથી મુક્ત થવા શક્તિમાન થયો નહિ. આખર આજીજી કરી કહેવા લાગ્યો કે હે ! દેવી, કૃપા કરી મને મુક્ત કર. હું તને કદિ પણ છેડીશ નહિ, તેમજ જો આ વખત જીવતો જવા દઇશ તો ફરીથી તારે ઓછાયે પણ ઉતરીશ નહિ: એટલુંજ નહિ પણ જો તું મને કાંઇ ઇજા કરીશ નહિ તો હું તારા કેદ કરેલા પતિને પણ છોડી મુકીશ માટે હે ! સતી, મહેરબાની કરી મને જીવીતદાન દે, હું પ્રાણાંત પર્યંત તારો આભાર ભુલીશ નહિ. મહા મલિન અને મૂઢ મતિ મદનમોહનસિંહજી માન મુકીને કરગરવા લાગ્યો ત્યારે રાણીને દયા આવી એટલે તે ઉભી થઇ કહેવા લાગી કે હે ! પાપી, તારા જેવા વિશ્વાસઘાતીને તો મારીજ નાખવો જોઇએ, પરંતુ તું શર્ણું થઇ પ્રાણદાનની માગણી કરે છે તેથી તને જીવતો જવા દઉં છુ, નહિ તો આ વખતે તારીજ તરવારથી તને કતલ કરી નાખત.

રૂપાળી રાણીએ દયા કરી પ્રાણદાન આપ્યુ એટલે મદનમોહનસિંહજી આસ્તે આસ્તે ઉભો થઇ રંગ મહેલના દ્વારમાથી બહાર નિકળ્યો, અને પોતે છુટો થવાથી રાણીને કબજે કરવાનો ઘાટ ઘડવા લાગ્યો. છેવટ બીજો કાંઇ પણ રસ્તો નહિ મળવાથી જે ઓરડામા રાણી બેઠેલી હતી તે

ઓરડાનાં દ્વાર બંધ કરી દીધાં અને આસપાસ ચોકી બેસારી દીધી.

વિરવટને કેદ કર્યાની વાત તેનાં માણુસોએ જાણી ત્યારે તેઓ બહુજ ક્રોધાયમાન થઇ ગયા અને પોતાના સરદારને બંધન મુક્ત કરવા તૈયાર થઇ ઇચ્છાપુર પર મોરચો માંડી લડવાની તૈયારી કરવા લાગ્યા. મદનમોહનસિંહજીને યુદ્ધમલે અગાઉથી કહી રાખેલું હતું કે વિરવટને કેદ કરી નિર્ભય થઇ બેસી રહેવાનું નથી; કારણુ કે પ્રથમ તો તેની સાથે આવેલા અષ્ટ યોદ્ધાઓજ આપને દિવસે તારા દેખાડી દેશે, અને કદાચિત તમે તેનો નાશ કરી નાખશો તો અમરગઢનો અધિપતિ ઉમેદસિંહજી અને સદ્દગુણુસુંદરી ચાંહી ચડી આવીને આપનુ રાજ ખેદાન મેદાન કરી નાખશે માટે હે ! મહારાજા આપ આપની તૈયારીમા રહેજો, અગર જો ગાફલ રહેશો તો પરિણામ સારૂં આવશે નહિ. આ પ્રમાણે યુદ્ધમલે અગાઉથી સૂચવી રાખેલું હોવાથી મદનમોહનસિંહજીએ પોતાનુ સમસ્ત સૈન્ય બરોબર સજ્જ કરી રાખ્યું હતુ અને તે તમામ લશ્કરનું ઉપરીપણું પણુ યુદ્ધમલને આપેલું હતું. યુદ્ધમલે દરબાર દૂર્ગનુ રક્ષણુ કરવા બે હજાર માણુસ રાખેલા હતા, બે હજાર માણુસ વિરવટને આપેલ ઊતારાની આસપાસ રાખેલાં હતાં અને ચાર હજાર માણુસ સુંદર સાગરના ચાર કિનારા પર ગોઠવી રાખેલાં હતાં. આ બધા બંદોબસ્તની બાબત બહુબળ આદિક યોદ્ધાઓના જાણુવામાં આવતાં તેઓએ જાહેર રીતે લડીને હેરાન થવાનો વિચાર માંડી વાળ્યો અને અરસપરસ એવો ઠરાવ કર્યો કે આ વખતે આપણે આપણા ઉતારામાંજ ચુપચુપ બેસી રહેવું અને અર્ધ રાત્રીનો સમય થાય એટલે બીજુ બધું લશ્કર આંહી રાખીને ફક્ત આપણે અષ્ટ યોદ્ધાઓએજ ગુપ્ત રીતે મદનમોહનસિંહજી હોય ત્યા પહોંચી જવું અને પ્રથમ તો તેનેજ કાપીને કતલ કરી નાખવો. અગર જો એમ કરવામા આપણે આળસ કરશું તો આપણો અન્નદાતા અને આશ્રયદાતા વિરવટ કારાગ્રહમાંથી પ્રાણાંતે પણુ છુટવા પામશે નહિ, તેમજ રૂપાળી રાણીની પણુ દુર્દશા થશે, માટે ગમે તેવી યુક્તિ પ્રયુક્તિ લડાવીને મદનમોહનસિંહજીનું મસ્તક મરડી નાખવુ જોઇએ તેને યમપુરીમા પહોચતો કરી દીધાં પછી કદાચ તેના યોદ્ધાઓ આપણા પર ધસી આવી આપણો નાશ કરી નાખે તો પણુ પછી આપણી અસદ્ ગતિ થશે નહિ. આ પ્રમાણે નિશ્ચય કરી અંધારૂં થયુ એટલે યોદ્ધાઓ દરબાર દુર્ગમાં દાખલ થયા અને ત્યાં જઇ મદનમોહનસિંહજીનો રંગ મહેલ શોધી કાઢી આસ્તે આસ્તે ઉપર

ચડવા લાગ્યા. એ વખતે મદનમોહનસિંહજી અને યુદ્ધમલ બારીમા બેઠા બેઠા રાજ ખટપટમાં રહેલ રહસ્ય વિષે ચર્ચા ચલાવી રહેલા હતા. તેઓએ યોદ્ધાઓને ઉપર આવતા જોયા કે તુર્તજ બીજે બારણેથી બહાર નિકળી પોબારા ગણ્યા અને ભયભિત થઇ ભાગેલા બન્ને જણા પોતાના પ્રાણ બચાવવા માટે ભૂમિ ભિતર કોતરાવેલ ગુપ્તાલયમા સતાઇ ગયા. યોદ્ધાઓએ તે દુષ્ટોને પકડી પાડવા દોટ દીધી, પરંતુ ઘોંઘાટ સાંભળી દોડી આવેલા ચોકીદારોએ તેમને અટકાવી રાખ્યા. દરબાર દુર્ગનું રક્ષણ કરવા રહેલ માણસોએ આવેલ યોદ્ધાઓ વિરવટના છે એવું જાણ્યુ ત્યારે તેમના પર યાહોમ કરી તુટી પડયા. અજાનુ યુથ ગમે તેવડું હોય, તો પણ તેમાં એક કેસરી કુદી પડતાં જેમ તેનુ નિકંદન નિકળી જાય છે, તેવીજ રીતે અષ્ટ યોદ્ધાઓ પણ મદનમોહનસિંહજીનાં માણસો પર તુટી પડી તેમનુ નિકંદન કાઢવા લાગ્યા, મદનમોહનસિંહજીના માણસોએ થોડો વખત યોદ્ધાઓ સાથે યુદ્ધ કર્યું, પરંતુ તેઓ વધારે વખત ટક્કર ઝીલી નહિ શકવાથી નાસ ભાગ કરવા લાગ્યા, ફક્ત થોડાએક વીર પુરૂષોએજ સામે પગલે લડી પોતાના પ્રાણ અર્પણ કર્યા

પોતાના સરદારના શત્રુનો સમૂળગો નાશ કરી નાખવાની ઇચ્છાએ અતિ આતુર બનેલા યોદ્ધાઓએ ફક્ત બે કલાક કાપાકાપી ચલાવી બે હજાર માણસોને ખેદાન મેદાન કરી નાખ્યાં અને આખા શહેરમાં હાહાકાર વર્તાવી દીધો દરબાર દુર્ગના ચોકમાં જે સ્થળે હમેશાં હજારો માણસો કિલ્લોલ કરી વખત વ્યતિત કરતાં હતાં તે સ્થળે અષ્ટ યોદ્ધા શિવાય બીજું કોઈ પણ મનુષ્ય નજરે આવતું નહોતું. ફક્ત સ્વર્ગ મેળવવાની ઇન્તેજારીથી સંગ્રામ કરી સામે પગલે મરેલા શુરવીર પુરૂષોનાં શમશેર પ્રહારે છેદાયેલાં હસ્ત, ચરણ, મસ્તક અને ધડના ઢગલા પડેલા હતા. આવી રીતે રાત્રે રમખાણ મચાવ્યા બાદ બીજે દિવસે યુદ્ધાવેશમાં આવેલા યોદ્ધાઓએ ખૂદ મદનમોહનસિંહજીને ખોળી કાઢવાની ખટપટ ખેલવામાં ખામી રાખી નહિ, પરંતુ પૂર્ણ પરિશ્રમ સહન કરવા છતા પણ શત્રુ સપાટામાં આવ્યો નહિ, ત્યારે તેઓ વિરવટની મુલાકાત લેવા સુંદર સાગર સરોવર તરફ ચાલ્યા. યુદ્ધમલે પ્રથમથીજ પોતાની ચાલાકી ચલાવી ચારે તરફ ચોકી બેસારી દીધેલી હતી અને લશ્કરનાં તમામ માણસોએ પ્રાણાંત પર્યંત પાછો પગ નહિ ભરવો એવો સખત હુકમ આપેલો હતો, પરંતુ લશ્કરનો અધિપતિ યુદ્ધમલ પોતેજ જ્યારે સતાઇ

ગયો ત્યારે લશ્કર પણ બેદિલ થઈ ગયુ, અને જ્યારે અષ્ટ યોદ્ધાઓએ રમખાણુ મચાવ્યુ ત્યારે તળાવ ઉપરનુ તમામ લશ્કર જંગલ તરફ જતુ રહ્યું, તેમજ ઉતારાની આસપાસ ગોઠવી રાખેલુ લશ્કર પણ ગુપ્ત રીતે ગામમાં પેસી ગયુ

આવી રીતે પાકા બંદોબસ્તથી ચારે તરફ ગોઠવી રાખેલુ સમસ્ત સૈન્ય ઉપરી અમલદારના પડકારા વગર હિમત હારીને ઇધર ઉધર નાસી ગયેલુ હોવાથી સરોવર પર આવતા યોદ્ધાઓને કોઇ આડુ આવ્યુ નહિ. બે હજાર માણુસોનો પરાજય કરી વિજય પામેલા યોદ્ધાઓ આસ્તે આસ્તે સુંદર સાગરને કિનારે આવ્યા, અને બોટમા બેસીને સ-રોવરના મધ્ય સ્થળે બધાવેલ જેલ તરફ જવા લાગ્યા. યોદ્ધાઓ જ્યારે બોટમા બેસી જેલ તરફ જવા રવાના થયા ત્યારે તળાવ ઉપર ચોકી કરવા રાખેલા ચાર હજાર માણુસો માહેલો એક ઘોડેશ્વાર પોતાના ઘોડાને પાણી પાવા આવેલો હતો, તેણે બધાને તેમની બોલચાલ ઉપરથી ઓળખી લીધા અને એ યુથ યોદ્ધાઓનુજ છે એવી પાકી ખાતરી કર્યા પછી તુ-ર્તજ પોતાના ઘોડાને જોસભેર મારી મુકયો ઘોડેશ્વાર જગલમા જે સ્થળે લશ્કર પડેલુ હતું ત્યા પહોચી ગયો, ત્યા જઇ સર્વેને કહેવા લાગ્યો કે અરે ! આ વખતે તમે બધા બેઠા છો શુ ? થાઓ તૈયાર, બાધો હ-થિયાર, ચાલો હુ પણ તમારી સાથેજ આવુ છુ. કારણુ કે આ વખતે યોદ્ધાઓ બોટમા બેસી વિરવટની મુલાકાત લેવા ગયા છે

જ્યારે તેઓ જેલ નજીક પહોચશે ત્યારે જેલર તોપોના બ્હારથી તેમને પાણીમા ડુબાડી દેશે, છતા પણ કદાચ જેલરથી તેમ ન બની શકે અને એ લોકો પાછા ફરે તો આપણે બધા કિનારેથી બંદૂકના બ્હાર કરી તેમને વીંધી નાખશું, અને શત્રુનો નાશ કરી વિજયવંત બની મ-ચ્છાપુરના મહારાજાને ખુશ ખબર આપી મોટી મોજ મેળવશું

ઘોડેશ્વારનુ કહેવુ સાભળી વખત વર્તી તમામ લશ્કર સરોવર તરફ પાછું વળ્યું અને થોડાજ વખતમાં પ્રથમ પ્રમાણે ચારે કિનારે એક એક હજાર માણુસ શસ્ત્રો સજ્જ કરી ગોઠવાઈ ગયા અને પછી જેલરને જાહેર કર્યું કે દુશ્મનો બોટમા બેસીને તમારા તરફ આવે છે, માટે તેમનો નાશ કરી નાખવા તોપો તૈયાર કરો અને જ્યારે બોટ નજીક આવે ત્યારે લાગમાં લાવી બોટ સહિત દુશ્મનોને પાણીમા બુડાડી દેજો, કદાચ તેઓ તમારી બીકથી પાછા ફરશે તો અમો આંહીથી ગોળી બ્હાર કરી તેમનો

નાશ કરી નાખશું, કોઇ પણ રીતે દુશ્મનોને જીવતા જવા દેશું નહિ

આવી રીતે ચારે તરફ થતો દેકારો શ્રવણ કરી બોટમાં બેઠેલા યોદ્ધાઓએ અરસ પરસ વિચાર કરી નક્કી કર્યું કે હવે આપણે જેલ તરફ જવુ નહિ તેમજ કિનારા તરફ પણ જવું નહિ, કારણ કે આ તરફ જેલર તોપો તૈયાર કરી બેઠેલો છે અને કિનારે પણ અસંખ્ય લશ્કર હથિયાર બંધ બેઠેલુ છે, માટે આપણે દિવસ અસ્ત થતાં સુધી આહી મધ્ય ભાગમાજ વખત વ્યતિત કરવો, જ્યારે અંધારૂ થશે ત્યારે જેલ તરફ અથવા તો કિનારા તરફ જયા અનુકુળ આવશે તે તરફ બોટ હાકી જશુ. આવી રીતે અરસ પરસ મસલત કરી લીધા બાદ યોદ્ધાઓએ જેલ તરપ જતી હોડી અટકાવી દીધી અને શાન્ત થઇ આસપાસમા થતો ઘોઘાટ સાભળવા લાગ્યા, તેમજ હવે શત્રુના સપાટામાથી શી રીતે ઉગરશું ? કઇ યુક્તિ લાગુ પાડશુ ? કેમ કરી શત્રુના સમસ્ત સૈન્યની આંખો આંઝી આપણો વિજય વર્તાવશું એ બાબતના તર્ક વિતર્ક કરવા લાગ્યા.

જેલર અષ્ટ યોદ્ધાઓને હોડી સહિત જળમાં ઝબોળી દેવાની જીજ્ઞાસાએ તોપોમાં દારૂગોળાભરી તૈયાર કરી બેઠેલો હતો, તેમજ પોતાની પાસેના તમામ લશ્કરને પણ તૈયાર કરી રાખેલુ હતુ પરંતુ હોડી તો મધ્ય ભાગમાંજ અટકી ગઇ, એટલે તેની તમામ તૈયારી અને તદબીર બરબાદ ગઇ. આખો દિવસ પાંચ હજાર કરતા પણ વધારે માણસો ક્ષુધા અને તૃષાનું સંકષ્ટ સહન કરી ટળવળ્યા, તથાપિ યોદ્ધાઓ સ્થિર થયેલ ઠેકાણેથી આઘા પાછા ખસ્યા નહિ, તેમજ કોઈ પણ રીતે તેમના સપાટામા પણ સપડાયા નહિ. આખર આખો દિવસ ભુખ્યા તરસ્યા ખડે પગે ઉભા રહી થાકી ગયેલા માણસો અંગે સજેલાં આયુધો ઉતારી ખાવા પીવાની ખટપટ કરવા લાગ્યા, અને ખાધા પીધા પછી શાન્ત થયાં એટલે જરા આડે પડખે પડયા.

લગભગ એક પ્રહર રાત્રી વીત્યા બાદ કિનારે પડેલ લશ્કરમા થતો કોલાહલ શાન્ત થયો અને નજીકમાં ઉભેલો માણુસ પણ દેખી શકાય નહિ એવુ અતિશય અંધારૂં થયુ ત્યારે યોદ્ધાઓએ દક્ષિણ દિશા તરફ હોડી હાંકી મુકી અને આસ્તે આસ્તે કિનારા નજીક આવી પહોચ્યા આ વખતે કિનારે પડેલ લશ્કરમા ઉપરી અમલદારની ગેરહાજરી હોવાથી કેટલાએક સિપાઇઓ સુઇ ગયેલા હતા, કેટલાએક બેઠા બેઠા ઝોલા

ખાતા હતા અને કેટલાએક સૈનિકો રહેલાની કરવા શહેરમાં સળકી ગયા હતા, ફક્ત પોતાના ખાવિંદનુ શુભ ઇચ્છાનારા અને તનમનથી નોકરી કરી પોતાની ફરજ બજાવનારા થોડા ઘણા નિમકહલાલ માણુસો ખુલ્લા ખડગે ઇધર ઉધર ટેલતા હતા: બોટમા બેઠેલા બહાદુર યોદ્ધાઓ શત્રુના સમસ્ત સૈન્યની આખો આજી કિનારે આવી ઉતરી પડયા અને થોડીવાર વિશ્રાન્તિ લઇ શાન્ત થયા પછી અરિદળને કાપી કતલ કરી નાખવા શમશેરો સજી કેસરીયા કરી કુદી પડયા બહુબળ અને બરછી બહાદુર વિગેરે બળવાન યોદ્ધાઓએ યાહોમ શબ્દોચ્ચારની ગાઢ ગર્જના કરી ગગનમંડળ ગજાવી મુકયુ અને દુશ્મનોની કતલ ચલાવી હાહાકાર વર્તાવી દીધો, કોઇને તરવારની ધારથી પાર પહોચાડયા, કોઇને પાદ પ્રહારે પૃથ્વીપાટ કરી નાખ્યા, કોઇને મુષ્ટિ પ્રહારે મારી નાખ્યા અને કોઇના હસ્ત વડે મસ્તક મરડી યમપુરીમા મોકલી દીધા ચુસ્ત અને ચાલાક યોદ્ધાઓએ ચલાવેલી શમશેરના સુસવાટથી એ તરફને કિનારે મોટો ઘોઘાટ થઇ રહ્યો, તેથી આસપાસનુ સઘળું લશ્કર પણ એજ કિનારે એકઠુ થઇ ગયુ અને અસિ કસી યોદ્ધાઓ ઉપર તુટી પડયુ, યોદ્ધાઓને પણ શુરાતન ચડી ગયેલુ હોવાથી મરણીયા થઇ મંડી પડયા, અને શત્રુઓ સંખ્યા બંધ હોવા છતાં પણ તેની પરવા રાખ્યા વગર લડવા લાગ્યા, આવી રીતે કાપાકાપી કરતા સુર્યોદય થઇ ગયો, તો પણ અષ્ટ યોદ્ધાઓ માહેનો એક પણ યોધ્ધો ઓછો થયો નહિ, જ્યારે મદનમોહનસિંહજીના ચાર હજાર માણુસોમાથી ફક્ત એકજ હજાર માણુસ આબાદ રહ્યા. આ વાતની મદનમોહનસિંહજીને ખબર મળતા તે તુર્તજ યુદ્ધમલને સાથે લઇ અશ્વારૂઢ થઇ પોતાના સૈન્યની સંભાળ લેવા માટે સરોવરને કિનારે આવી પહોચ્યો, આવીને એકદમ તે પોતાના લશ્કરને લલકારવા લાગ્યો અને યુદ્ધાવેશમા આવી બોલી ઉઠયો કે અરે ! જુઓ છો શુ ? મારો શત્રુને. આવી રીતે પોતાના લશ્કરને પડકારો કરી યુદ્ધમલ અને મદનમોહનસિંહજી યાહોમ કરી યોદ્ધાઓ પર તુટી પડયા, અને તેઓની સાથે આબાદ રહેલ એક હજાર માણુસની ફોજ પણ કુદી પડી, યોદ્ધાઓ યુદ્ધમલને અને મદનમોહનસિંહજીને મારી નાખવા માટે અત્યાતુર થઈ રહેલા હતા, પરતુ તેઓ સંતાઇ જવાથી સપાટામા આવેલા નહોતા. તે આ વખતે અનાયાસે આવી મળવાથી યોદ્ધાઓનાં અંતરમાં અતિ આનંદ

ઉત્પન્ન થયો અને આવેલા અવસરનો લાભ લેવા અસિ કસીને એકદમ તેમના પર તુટી પડયા.

મદનમોહનસિંહજી અને યુદ્ધમલ ઉમંગ ભેર યુદ્ધ કરવા આવેલા હતા અને તેઓના મનમાં એમ હતુ કે મોટા લશ્કરની સહાયતાથી ફક્ત આઠ માણુસોનો પરાજય કરવો એમા શી મોટી વાત છે? પરંતુ મરણીઆ થઇ મચી પડેલા યોદ્ધાઓને નજરે નિહાળી તેમની હિમત હવામા ઉડી ગઇ, એટલુજ નહિ બલકે જ્યારે યોદ્ધાઓ તેમની નજીક આવ્યા ત્યારે તેઓ ભયભિત થઇ એકદમ પાછા હઠવા લાગ્યા અને શહેરનો સીધો રસ્તો લીધો. જ્યારે મદનમોહનસિંહજી અને યુદ્ધમલ વિગેરે ઉપરી અમલદારો અરિથી ડરી પાછા હઠયા, ત્યારે ફોજનાં માણુસોએ પણુ વખત વર્તી પોબારા ગણ્યા અને પોતાનો પ્રાણુ બચાવવા અનુકુળ આવ્યું તે રસ્તે નાસવા લાગ્યા

આવી રીતે અષ્ટ યોદ્ધાઓએ શમશેર ચલાવી ચાર હજાર માણુસોને પાયમાલ કરી હાહાકાર વર્તાવી દીધો, તેમજ મચ્છાપુરના મહારાજા મદન મોહનસિંહજીને પણુ દિવસે તારા દેખાડી દીધા. જ્યારે દુશ્મનો આડા અવળા પલાયન થઇ ગયા ત્યારે શત્રુઓના શોણિત વડે રંગાઇને રક્તવર્ણા થઇ ગયેલા યોદ્ધાઓ ઉઘાડી શમશેરો હસ્તમાં ગ્રહણુ કરી શહેરમાં દાખલ થયા અને શસ્ત્રો સજનાર સર્વે શુરવીર પુરૂષોની અસિ પ્રહારે પરિક્ષા લેવા લાગ્યા. આ વખતે તેઓ ફક્ત હથિયાર બાંધી સામે પગલે લડવા આવનાર શખ્સનેજ તરવારની ધારનો ચમત્કાર બતાવતા હતા, શિવાય શહેરના કોઇ પણુ માણુસને કશી અડચણુ કરતા નહોતા આવી રીતે દુશ્મનોને મારતા કાપતા યોદ્ધાઓ દરબાર દૂર્ગમાં જઇ પહોચ્યા, ત્યા જઇ યુદ્ધમલને અને મદનમોહનસિંહજીને શોધી કાઢવા તેઓએ બહુ પ્રયત્ન કર્યો, પરતુ કયાઇ પત્તો લાગ્યો નહિ, એટલે નાખુશ થઇ પાછા ફરવાનો વિચાર કર્યો, દરમ્યાન મદનમોહનસિંહજીએ પઢાવીને મોકલાવેલ તેનો એક પાસવાન યોદ્ધાઓને આડો પડી સાષ્ટાગ પ્રણુામ કરી કહેવા લાગ્યો કે હે! વીર પુરૂષો, તમે મને મારશો નહિ, હુ તમને મદનમોહનસિંહજીનો પતો બતાવુ છુ, ચાલો તમે મારી સાથે. આટલુ કહી તે કપટનું પુતળું આગળ થયું અને યોદ્ધાઓ તેની પાછળ ચાલ્યા યોદ્ધાઓની સાથે આવેલ પાસવાને આગળ જતાં એક ગુપ્તાલય આવ્યુ તે યોદ્ધાઓને બતાવી દીધું અને

કહેવા લાગ્યો કે હે ! યોદ્ધાઓ આ આલયની અંદર આપના અરિ નિર્ભય પણે મોજમજા કરી રહેલા છે, અને તમારા મહારાજાની પરણેલી રૂપાળી રાણી પણ આ સ્થળેજ હશે એમ લાગે છે, માટે જો તમારી હિમત ચાલતી હોય તો એકદમ ત્યાં પહોચી જાવ ઉપરનાં વચનો શ્રવણ કરી યોદ્ધાઓએ ચાલાકી ચલાવી ગુપ્તાલયનાં કમાડ ઉઘાડી નાખ્યાં, અને અંદર દાખલ થઇ ગયા અંદર જઇને જોયું તો ભોય તળીયે સુંદર અને સુશોભિત આરસ પાથરેલા બે વિશાળ ઓરડા નજરે પડયા જેમાં સોના ચાંદીના પલંગ પડેલા હતા અને મખમલથી મઢેલાં મોટાં મોટાં ગાદલા તેમજ ગાલમસુરીયા અને ઓશિકા વિગેરે આરામ લેવાનો સમસ્ત સરાજામ તૈયાર હતો. પશ્ચાત ભાગમાં એક બારી હતી, તે ઉઘાડી જોતાં એવાજ બીજા બે ઓરડા જોવામા આવ્યા અને તે ઓરડામાં પણ સોના ચાદીના મોટા મોટા થાળ અને વિવિધ પ્રકારના વસ્ત્રો વિગેરે પુષ્કળ માલ પડેલો હતો, પશ્ચાત ભાગના ઓરડાના પડખામાં એક ચોક હતો. તે ચોકમાં નિર્મળ જળથી ભરેલો એક કુવો હતો અને તે કુવાની આસપાસ ચારે તરફ ફેળાંના ભારથી લચી પડેલી કદળી, જામફળ, સીતાફળ, અનાર અને આમ્રના વૃક્ષો હતાં

આ બધું જોઇને યોદ્ધાઓ વિસ્મય પામ્યા અને ભૂમિ ભિતર આવી બધી ખૂબી જોઇ તેના બનાવનારની તારીફ કરવા લાગ્યા છેવટ આવી રીતે યોદ્ધાઓ આખા ગુપ્તાલયમા ફરી વળ્યા પણ દુશ્મનો દ્રષ્ટિએ પડયા નહિ, તેથી દિલગીર થઈ પાછા ફર્યાં અને જે દ્વારમાંથી અંદર આવેલા હતા તે તરફ જઇ બહાર નિકળવાનુ બારણું ગોતવા લાગ્યા, પરંતુ મહેનત કરી કરીને મથી મરવા છતાં મૂળ દ્વારનો પત્તો મળ્યો નહિ; કારણ કે જેવા તેઓ અંદર દાખલ થયા કે તુર્તજ મદનમોહનસિંહજીનાં માણુસોએ આગળથી કરી રાખેલ સંકેત અનુસાર કાષ્ટના કમાડ તોડી નાખીને એ સ્થળે એક મોટી અને મજબુત શિલા ગોઠવી દ્વાર બંધ કરી દીધુ હતું. યોદ્ધાઓએ અનેક યુક્તિ લડાવી અને બહુ પ્રકારે બળ કર્યું, તો પણ તેઓ બહાર નિકળવા શક્તિવાન થયા નહિ, એટલે નિરાશ થઇ અફશોષ કરવા લાગ્યા કે અરે ! અરિનુ મસ્તક મરડી નાખવા આવતા ઉલટા આપણેજ તેના પ્રપંચમાં પકડાઇ ગયા. હવે કેમ કરશુ? કયા જશુ? આપણને આ બંદીખાનામાંથી કોણ મુક્ત કરશે? એટલુંજ નહિ પણ આપણે

પુરાણા એટલે હવે આપણા અન્નદાતા વિરવટ અને કૃપાળીરાણીને કોણ મદદ કરશે ! કોણ તેમને કારાગ્રહમાંથી છોડાવી છુટા કરશે, ખરેખર, આ વખતે આ આખી અવનિને ઉત્પન્ન કરનાર ઇશ્વરે આપણા પર કોપ કરેલો છે, અગર એમ ન હોય તો આવી રીતે ઉપરા ઉપરી આફત આવે નહિ આ પ્રમાણે શોક સાગરમાં ગીરફતાર થયેલા યોદ્ધાઓ ઓરડામાં દાખલ થયા અને નિરાશ થઈ નિચે બેઠા.

નૌત્તમપુર નગરના કેસરીને કારાગ્રહમા પુરી કબજે કર્યો અને યોદ્ધાઓને પણ પ્રપંચ જાળમા પકડી ગુપ્તાલયમાં પુરી દીધા એટલે મદન મોહનસિંહજી મરણના મુખમાંથી મુક્ત થયો અને દગલબાજીથી દુસ્મનોને દબાવી દેવામા પોતાની મોટાઇ માનવા લાગ્યો; એટલુંજ નહિ પણ ગર્વાધિન થઇ યુદ્ધમલને કહેવા લાગ્યો કે કેમ ! યુદ્ધમલ, જોયા મરદના ઝપાટા ? તુ કહેતો હતો કે વિરવટને કબજે કરનાર કોઇ પુરૂષ પૃથ્વી પર પ્રગટ થયો નથી અને થશે પણ નહિ, પરતુ એ તારૂં અસત્ય વાક્ય પાણીના પૂરમા તણાઈ ગયુ કે નહિ ? યુદ્ધમલ્લ બોલ્યો કે હે ! મહારાજા, આપે વિરવટનો પરાભવ કર્યો એ વાત ખરી, પરતુ તેથી આપે ફુલાઇ જવાનુ નથી, મતલબ કે જો હું ન હોત તો વિરવટને આપ કબજે કરી શકત નહિ; કારણ કે તેને કબજે કરવામા મેજ કપટ કળા કરેલી હતી, અને મેજ આડુ અવળું સમજાવી તેના હથિયાર હેઠા મુકાવેલાં હતા, અગર જો મે તેને દિલાસો દઇ દગો દીધો ન હોત તો તમો તે કેસરીને કેદ કરી શકત નહિ, એટલુજ નહિ પણ યોદ્ધાઓને ગુપ્તાલયમા સપડાવવાની યુક્તિ પણ મેંજ બતાવેલી હતી, વળી વિશેષમા આપ નામદારને જીવીતદાન પણ મેજ દીધેલુ છે, કારણ કે જ્યારે સુદર સાગરને કિનારેથી આપણે પાછા ભાગ્યા ત્યારે યોદ્ધાઓનો ઉપરી બહુબળ અને રણ ભૂમિમાં હજારો માણસોને હઠાવી દેનારો બરછીબહાદુર અસિ કસીને આપ ઉપર ધસી આવ્યા તે વખતે તેઓની શમશેરો મે અધર ઝીલી લીધી ન હોત તો શું તમે તેમની તિક્ષ્ણ ધારના મારથી બચી શકત ? નહિ, નહિ, એજ વખતે આપની દુર્દશા થઇ જાત.

યુદ્ધમલનું કહેવુ ખરૂ હતુ, પરતુ મદનમોહનસિંહજીને મન તે સારૂં લાગ્યુ નહિ, તેથી તે યુદ્ધમલ ઉપર અભાવ આણી રક્ત વર્ણો થઇ ગયો અને કરડી દૃષ્ટિ કરી ક્રોધે કંપવા લાગ્યો; એટલુજ નહિ પણ ક્રોધાધિન થઇ

જવાથી પોતાના હિત અહિતની વાતનો વિચાર કર્યા વગર એકદમ બોલી ઉઠયો કે અરે ! યુદ્ધમલ તુ તારા મનમા ફુલાઇને ફાટી ગયોછો તેમજ મરજી મુજબ લવારો કરી રહેલો છે, પરતુ અગીયાર હજાર માણુસનું મારૂં લશ્કર તારી સહાયતામાં ન હોત તો તું શું કરી શકત ? અગર જો હજુ તારા મનમાં હામ રહી જતી હોય તો હુ તને આ વખતેજ રજા આપુ છું અને કહું છુ કે તારાથી મારૂં બની શકે તેટલું બુરૂ કરવામાં કાઇ કચાસ રાખીશ નહિ.

યુદ્ધમલ બોલ્યો કે હે ! મહારાજા, આપ આવી રીતે મારો તિરસ્કાર કરી મને રજા આપો છો, પરંતુ જો હું ચાલ્યો જાઇશ તો આપને પાછળથી પસ્તાવો કરવો પડશે, માટે હે ! રાજા, વખત વર્તીને વિચાર કરો તો સારૂ, અગર આપ મારો અનાદર કરી કટાં વચનો કહી કાઢી મુકશો તો પરિણામ સારૂ આવશે નહિ મદનમોહનસિંહજી બોલ્યો કે હે ! યુદ્ધમલ, તારા મર્યાદા રહિત ભાષણુ ઉપરથી તો તને આ વખતેજ કતલ કરી નાખવો જોઇએ, પરંતુ હું તારા પર દયા દૃષ્ટિ કરી તને જીવતો જવા દઉં છુ, માટે હવે તું સત્વર આહીથી ઉપડી મારી આખોથી અદ્રષ્ય થા. હવે પછી મને તારૂં મોઢું પણુ બતાવીશ નહિ, અગર આ વખતે બીજું કાઇ બોલીશ તો તારા જીવનો જોખમ થશે. યુદ્ધમલ બોલ્યો કે હે ! મહારાજા, આપ આટલું બધું બળ બતાવી મિજાજ મારો છો અને મને અપમાન સાથે રજા આપો છો એટલે હુ હવે ચાલ્યો જાઉ છુ, પરતુ મારી ગેરહાજરીમા આપ સુખશાન્તિથી રાજ કરશો એવી મને આશા નથી, એટલુજ નહિ બલકે સુતેલા સર્પને છછેડેલો છે તેથી તમારા કુળનુ પણુ મુળ નિકળી જશે અને જ્યારે તમે વિરવટના પંઝામા પકડાશો ત્યારે તેઓ તમને રીબી રીબીને મારી નાખશે. આટલુ કહી યુદ્ધમલ ચાલતો થયો અને અલ્પ વખતમા દરબાર દુર્ગથી બહાર નિકળી મચ્છાપુરની ઉત્તર દિશામા એક ગુપ્તાલય જેવુજ એકાન્ત આલય હતું ત્યા ગયો

પાછળથી મદનમોહનસિંહજીને અવારનાર અનેક વિચાર થવા લાગ્યા અને તે પોતાના મનની સાથે કહેવા લાગ્યો કે અરે ! યુદ્ધમલ જીવતો જાય છે એજ મોટી ભુલ થાય છે; કારણુ કે તે દુષ્ટ દુશ્મનોને મદદગાર થઇ પડશે અને તેનું ચાલશે તો મહા મુશીબતે કબજે કરેલા શત્રુઓને પણુ છોડી મુકશે. માટે પ્રથમ તો તેનુજ કાટલુ કાઢી નાંખવુ જોઇએ આવી રીતે પોતાના મનમાં સંકલ્પવિકલ્પ કરી નિશ્ચય કર્યા પછી

મદનમોહનસિંહજી યુદ્ધમલને પકડી મુશ્કેટાટ કરવા માટે પોતે જાતે એક સો ઘોડેસ્વારને સાથે લઇ ચારે તરફ તપાસ કરવા લાગ્યો, પરંતુ સૂર્યાસ્ત થતા સુધી શોધ કરવા છતા પતો લાગ્યો નહિ, એટલે હુતે લમણે પાછો આવ્યો અને પોતાના એકાન્ત આલયમા દાખલ થયો. મદનમોહનસિંહજી પાસેથી નિકળીને યુદ્ધમલ તુરત પોતાની તલવાર બગલમાં દબાવી વિરવટના લશ્કરને આપેલ ઉતારે ગયો, અને ત્યા જઇ પ્રમુખને જાહેર કર્યું કે હે ! વીર પુરૂષો, આપણા અષ્ટ યોદ્ધાઓએ અસખ્ય માણસને પાયમાલ કરી નાખ્યા, પરતુ આખર તેઓને દુશ્મનોએ પ્રપચ જાળ પાથરી ગુપ્તાલયમા કેદ કરી દીધેલા છે, માટે હવે તમે તમામ લશ્કર મારી સાથે આવો. અને હુ બતાવુ તે શિલાને એક તરફ ખસેડી આપણા આગેવાન યોદ્ધાઓને મુક્ત કરો. લશ્કરના માણસોને યોદ્ધાઓએ સ્પષ્ટ હુકમ આપેલો હતો કે જ્યારે અમે તમને બોલાવીએ ત્યારેજ તમે ઉતારાની બહાર નિકળજો, અગર તમારા ઉપર કોઇ ધસી આવે તોજ તમે લડજો, નહિતર ઉતારાની અદર બેસી રહેજો. આ પ્રમાણે હુકમ હોવા છતા પણ પોતાના સરદારો સપડાયાની વાત સાભળી તે હુકમની પરવા રાખ્યા વગર એકદમ સમસ્ત સૈન્ય તૈયાર થઈ યુદ્ધમલ સાથે ચાલ્યુ, અને મચ્છાપુરનુંજ લશ્કર છે એવો દમામ દર્શાવી દરબાર દુર્ગના પશ્ચાત ભાગમાં જ્યા ગુપ્તાલયમાં યોદ્ધાઓને કબજે કરેલા હતા ત્યાં જઇ પહોચ્યુ. આ સ્થળે કોઇ આવનાર જનારની ખબર આપવા એકાદ માણસ બેઠેલું હતુ તેને ધબરાવી નાખ્યું અને પછી સઘળા શુરવીરોનુ મડળ યુદ્ધમલના કહેવા પ્રમાણે પાષાણની વિશાળ શિલા ઉખેડી એક તરફ ખસેડવા યત્ન કરવા લાગ્યુ. શિલા ગુપ્તાલયના બારણામાં બરોબર બેસતી કરી દીધેલી હોવાથી માણસોને મહેનત કરવી પડી ખરી, પરંતુ આખર તેઓએ શિલા ઉખેડી નાખી અને માર્ગ મોકળો કરી મુકયો. આ વખતે યોદ્ધાઓ અદરથી એકદમ બહાર નિકળ્યા અને પોતાના લશ્કર સાથે યુદ્ધમલને જોઈ આશ્ચર્ય પામ્યા. યુદ્ધમલ આ વખતે બહુબળના પગમાં પડી પ્રણામ કરી કહેવા લાગ્યો કે હે ! વીરપુરૂષ હું તમારાથી દગો કરી શત્રુ સાથે મળી ગયેલો હતો ખરો, પરતુ હવે આપને શરણ આવેલો છુ માટે ક્ષાત્ર ધર્માનુસાર મને જીવીતદાન આપો અને મારી કસુરની માફી બક્ષો, કારણ કે આપને ઉગારવામાં મેં મહેનત કરેલી છે અને વિરવટને પણ આપણે ઐકયતા કરી ઉગારી લેશુ બહુબળ બોલ્યો

કે હે ! યુદ્ધમલ, તારા જેવા પ્રપંચી પુરૂષને જીવીતદાન દેવુ અને ઇતબાર આણવો એ અમને યોગ્ય જણાતું નથી, તો પણ તું અમને ઉગારવા આવા વિકટ વખતમાં મદદગાર થયો અને ખરી વાત વિદિત કરવા સાથે કસુર કબુલ કરી માફી માગે છ તેથી તને અમે અમારી સાથે સામેલ કરીએ છીએ, પરંતુ હવે પછી અમારી સાથે એવી અનીતિથી વરતીશ તો માર્યા વગર મુકશુ નહિ. યુદ્ધમલ બોલ્યો કે જો હવે હું આપને દગો દઉં તો ખુશીની સાથે આપની તલવારની ધારથી મારૂં મસ્તક મોળી નાખજો. વારૂ, પણ હવે હું આપને એક યુક્તિ બતાવુ છુ તે સાભળો. મારો મત એવો છે કે હાલમાં આપણે બીજી બધી બાબત બાજુ પર રાખી આ વખતેજ મહારાજા વિરવટની મુલાકાત લેવા જઇએ, કારણ કે જેલ ઉપર ચોકી કરનારા જાણતા નથી કે યુદ્ધમલ મદનમોહનસિંહજીનો મિત્ર મટી શત્રુ થયેલો છે. જેથી આપની સાથે હું આવીશ અને તેઓ પડકારશે એટલે હું કહીશ કે મહારાજા મદનમોહનસિંહજી પધારે છે. આવી રીતે બીડો મારી આપણે હોડીમાંથી ઉતરી તેઓને કાપી કતલ કરી નાખવા અડપી પડશુ. યુદ્ધમલની યુક્તિથી યોદ્ધાઓ અત્યંત પ્રસન્ન થયા અને તુર્તજ સઘળા માણસો સુંદર સાગરને કિનારે દાખલ થયા. આ વખતે બીજા બધા માણસોને ઉતારે જવા આજ્ઞા આપી ફક્ત અષ્ટ યો-દ્ધાઓ અને એક યુદ્ધમલ એવી રીતે નવ જણાજ બોટમા બેસી જેલ તરફ જવા ઉપડયા અને પવન સરખો હોવાથી થોડાજ વખતમા જેલ નજીક જઈ પહોંચ્યા. બોટનો જેલ તરફ આવતી જોઇ પહેરો ભરનાર પોલીસે પડકારો કર્યો કે "ઇસ બખત કોન બોટમે બેઠકે ઇધર આતા હે ?" યુદ્ધમલે કીધું કે " મહારાજા ખુદ આતે હે " મહારાજા ખુદનું નામ સાંભળી ચોકીવાળા જેલરને જગાડવા લાગ્યા અને જેલર જાગ્યા પછી સઘળા મળી સલામી આપવાની તૈયારી કરવા લાગ્યા, તેવામા યોદ્ધાઓનું યુથ બો-ટમાંથી ઉતરી ચોકી કરનારાઓ ઉપર તુટી પડયું અને એકદમ શમશેર ચલાવી હાહાકાર વરતાવી દીધો. ચોકી કરનારા બળવાન અને બહાદુર હતા પણ યોદ્ધાઓએ તેમને અકસ્માત દબાવી દીધા તેથી તેઓનું કાંઇ ચાલ્યું નહિ આ વખતે ચાલેલી કતલમાં પણ યોદ્ધાઓ ફતેહ પામી પોતાના સરદારને ભેટયા અને વિરવટના હસ્તચરણમાં નાખેલી લોઢાની બેડી તોડી નાખી તેને મહા કષ્ટથી મુક્ત કર્યો વિરવટે પોતાના યોદ્ધાઓનો અતિશય આભાર માન્યો અને આનંદવેશમાં આવી જવાથી એકદમ

બોલી ઉઠયો કે હે ! મારા રાજરત્નો, આ વખને તમે મને સહાય થયા નહોત તો મારો ઉગરવાનો એકે આરો નહોતો, કારણ કે અધમ અને અવિચારી અરિ અન્ન ઉદક વગર અતૃપ્ત રાખી ભુખના દુઃખથીજ મને મારી નાખત, અગર અન્ન ઉદક આપત, તો પણ પ્રાણાંત પર્યંત કારા ગૃહમાથી કાઢત નહિ અને નિર્દયપણે જુલમ ગુજારી મારા આયુષ્યનો અંત આણુત. યોદ્ધાઓના યુથનો આગેવાન બહુબળ બોલ્યો કે હે ! પૃથ્વી પતિ, અમે અમારી ફરજ બજાવી છે તેમા કાંઇ નવાઇ કરી નથી; કારણ કે જ્યાં સુધી અમારા પીંડમાં પ્રાણ છે ત્યાં સુધી આપનું, આપના રાજ્યનુ આપના કુટુબકબીલાનું અને આપની રૈયત વિગેરે આપના હિતેચ્છુનુ હિત કરવા હમેશાં બનતો પ્રયત્ન કરવો એ અમારી ખાસ ફરજ છે. વિરવટ બોલ્યો કે આપે આપની ફરજ બજાવી છે, તો પણ હુ તો હમેશાંને માટે આપનો આભારી થઇ ચુકયો છુ. યુદ્ધમલ વખત વરતી વિરવટને વંદન કરી કહેવા લાગ્યો કે હે ! ધર્માત્મા, મેંજ આપને આફતના અખાતમા ઉતારેલા હતા અને મેંજ આપનુ બધી બાબતમાં શુર કરવા બહાદુરી બતાવી હતી. એટલુજ નહિ બલકે મેજ આપને ભોળવી ભુલાવી આ સ્થળે આણી કેદ કરવા કોશિસ કરેલી હતી. આ બધા અપરાધ બદલ મને જેટલી શિક્ષા આપો તેટલી થોડી છે, પરંતુ હે ધર્મમૂર્તિ, આપ ઉપર આવી રીતે જુલમ ગુજારવા મારી મનોવૃતિ મુદ્દલ નહોતી, એટલુંજ નહિ બલકે મેં પ્રથમ આપનુ અહિત કરવા અરિ સાથે ભળવા સ્વપ્નામા પણ સંકલ્પ કરેલો નહોતો, ફક્ત મારા કમકિસ્મતના યોગે તે દુષ્ટે મને ભુલ થાપ ખવરાવીનેજ પોતાની સાથે સામેલ કરેલો હતો. હવે મને એ બાબત બહુજ પસ્તાવો થાય છે. વિરવટ બોલ્યો કે હે ! યુદ્ધમલ, તું વિશ્વાસઘાતીની અપવિત્ર પદવીને પાત્ર થયોછો તેથી તારૂં મોઢુ જોવાનો અમારો ધર્મ નથી, તેમજ તારા જેવા દુષ્કૃત્યમાં ડુબેલા દુષ્ટને દિલ દેવુ એ પણ અમને જોખમ ભરેલુ જણાય છે. આવુ હોવા છતા પણ તને અમે દોષ દેતા નથી; કારણ કે જે કાળે જે થવાનુ હોય છે તે હર બહાને થયા કરે છે, અગર જો એમ ન હોય તો મદનમોહનસિંહજી મનનો મહા મલિન અને પ્રપંચનુ પુતળું છે એવું હુ જાણતો હતો અને મને મારા હિતેચ્છુ પુરૂષોએ સ્પષ્ટ સૂચના આપેલી હતી છતાં તેનો સગ શા માટે કરૂં ? અને આહી મચ્છાપુરમાં પણ શા માટે આવું ? પરંતુ જ્યારે ભાવી ભુલાવે છે ત્યારે કોઇને કાંઈ સુઝતું નથી. માટે હે ! યુદ્ધમલ, આ વખત

આવેલ આફતમાં તુંજ દોષિત હોવા છતા ભવિષ્ય ઉપર ભાર મુકી તને નિર્દોષ ઠરાવી કાંઇ પણ શિક્ષા કર્યા વગર મારી સાથે સામેલ કરૂં છું, અને તને મારો મિત્ર માની દિલ દેવામા અંદેશો આણતો નથી, પરંતુ યાદ રાખવું કે હવે પછી આવું અધમાચરણ આચરવુ નહિ

જેલર સહિત જેલની ચોકી કરનાર સમસ્ત લશ્કરનો નાશ કરી નિશ્ચિત થયેલા યોદ્ધાઓ અને વિરવટ વાત વિનોદ કરી રહેલા હતા તેવામા બરછી બહાદુર બોલ્યો કે હવે આપણે આંહીથી ઉપડી મહારાણીની શોધ કરવા જવુ જોઇએ, કારણ કે આપણે આળસને આધિન થઇ આ સ્થળેજ રોકાઈ રહીશુ તો દુસ્મનો તેને કાંઇ હરકત કરશે માટે બીજી બધી બાબત એક તરફ મુકી બોટમા બેસી કિનારે પહોચી જવા ચોપ રાખો બરછીબહાદુરનું બોલવુ બરોબર છે એમ કહી દસે જણા હોડીમા બેસી કિનારા તરફ ચાલ્યા

યુદ્ધમલે ગુપ્તાલય તોડાવીને યોદ્ધાઓને મુક્ત કરી લીધા અને તેઓ બધાએ એક થઇ જેલ તોડી વિરવટને છોડાવ્યો એ વાતની મદનમોહન-સિંહજીને ખબર મળતાં તુર્તજ તેણે પોતાનું તમામ લશ્કર સુંદર સાગરને ચારે કિનારે ઘેરો ઘાલી બેસારી દીધુ અને તેઓને સખત હુકમ આપી દીધો કે હોડીમાં બેસી યોદ્ધાઓ અને વિરવટ વિગેરે જે કોઇ આ તરફ આવે તેને તોપના બહારથી ઠાર કરી નાખવા. આ પ્રમાણે હુકમ મળવાથી લશ્કરના તમામ માણસો તીર, તરવાર, બંદૂક, બરછી, અને ભાલા વિગેરે શસ્ત્રો સજી તૈયાર થઇ ઉભેલાં હતા. વિરવટ પોતાના યો-દ્ધાઓની સાથે બોટમા બેસી કિનારા પાસે પહોચ્યો ત્યારે મદનમોહનસિંહજીના તૈયાર થઇ બેઠેલા માણસો એકદમ હોડીને બોળી દેવા બંદૂકના બહાર કરવા લાગ્યાં. આ વખતે વિરવટે ચાલાકી ચલાવી બહાર નિકળવા બહુ બળ કર્યું પરંતુ પોતાની ધારણામા પાર પડયો નહિ, કારણ કે કિનારે ઉભેલ લશ્કરનાં માણસોએ ગેબી ગોળાની વૃષ્ટિ વડે યોદ્ધાઓને અકળાવી દીધા; એટલુજ નહિ બલકે બોટ તોડીને તેના ટુકડે ટુકડા કરી નાખ્યા. જ્યારે બોટ તુટી ગઈ ત્યારે અષ્ટ યોદ્ધાઓ, યુદ્ધમલ અને વિરવટ વિગેરે પાણીમા પડી પાછા જેલ તરફ જવા લાગ્યા અને તરતા થાકતા મહા મુશીબતે જેલ નજીક જઇ પહોચ્યા, ત્યા જઇ તેઓએ નિશ્ચય કર્યો કે હવે આપણે આહીથી અંધારૂં થયા શિવાય ઉપડવુ નહિ જ્યારે ઘોર અંધારૂં થશે

રે તેઓની આખો આંઝી કિનારે નિકળી કતલ ચલાવી તેઓને પાર ાચાડયુ. આવી રીતે યોદ્ધાઓ અને વિરવટ પાછા પુરાણા એટલે મદન-નસિંહજીના મનમા કોઇની બીક રહી નહિ તેણે શહેરના દરેક દ-જે એક એક હજાર માણુસ હથિઆરબંધ બેસારી દીધું અને દરબાર ની આસપાસમાં પાંચહજાર માણુસનુ લશ્કર રાજકુટુબનુ રક્ષણ કરવા યું તેઓને એવો હુકમ કરી દીધો કે કોઇ પણ માણુસને મારા હુકમ ર દરબાર દુર્ગની દોઢીમા દાખલ થવા દેવો નહિ, અને બધા માણુસોએ જે હુકમ થતા સુધી હથિઆર બાંધીને તૈયાર રહેવુ

આ પ્રમાણે ફોજમાં બંદોબસ્ત કરી તદન નિશ્ચિત થયેલો મદન-નસિંહજી રંગ મહેલમા જયા રૂપાળીરાણીને પુરેલી હતી ત્યા ગયો. વખતે રૂપાળીરાણી ઓરડામા ઉંઘી ગયેલી હતી તેથી મદનમોહન-હજી આસ્તે આસ્તે તેની પાસે ગયો અને નિરાતે તેના શરિરની રતા નિહાળવા લાગ્યો. તેમજ તેણે પહેરેલાં પટકુળો એક તરફ ખસેડી મવાની ઇચ્છાથી વસ્ત્રને સ્પર્શ કર્યો, પરતુ તે ખેંચી ખસેડી નાખવાની મત ચાલી નહિ, તેના હાથ પગ ધ્રુજવા લાગ્યા અને જાગી જશે તો ી નાખશે એવો ભય લાગી જવાથી ભાગવાની તૈયારી કરવા લાગ્યો બેઠેલો ત્યાથી ઉભો થયો અને દ્વાર તરફ જતા વળી પાછો ફરી પોતાના માં કહેવા લાગ્યો કે અરે ! આવુ બુલબુલનું બચ્ચુ મુકી ચાલ્યા જવું શુ વાજબી ગણાય ? શુ એક સ્ત્રી જાતિથી નાચાર થઇ નાસી જવુ મને, મારા બળને અને પરાક્રમને યોગ્ય છે ? શું ફરી ફરીને આવો મય આવશે ખરો ? નહિ નહિ. ગયો વખત ફરી આવતોજ નથી, થવાનુ હશે તે થશે, પરતુ આ વખતે રસિક રંભાના સમાગમનો દ લેવા ચુકવુ નહિ. વારૂ પણુ તે જાગી જશે તો અરે ! જાગી . તો પણુ મને શું કરનાર છે ? હુ પ્રથમથીજ તેની છાતી ઉપર ચઢી ી તેને દબાવી દઇશ અને પછી તે ચાહે એટલી મહેનત કરશે તો હું હેઠો ઉતરીશ નહિ, તેમજ તેને સળકવા પણુ દઇશ નહિ. આની પોતાના મનમા સંકલ્પ વિકલ્પ કરતો મદનમોહનસિંહજી રૂપાળીરાણીને મે બેઠો અને સુતેલી સિંહણને દબાવી દેવાની જીજ્ઞાસાથી ઝડપ મારી શરિરને સ્પર્શ કર્યો. આ વખતે રૂપાળીરાણી ભર ઉંઘમાં હતી, પુરૂષના હસ્તનો સ્પર્શ થવાથી એકદમ ચમકીને બેઠી થઇ ગઇ પોતાના વસ્ત્રો અંગ ઉપરથી આઘા પાછા થઇ ગયેલા હતા તે સરખા

કરી સાવધ થઇ રાજાની સમક્ષ ઉભી રહી. રાજા પોતાના દાવમા ફાવ્યો નહિ તેથી ખીજેલી સિંહણને નજરે નિહાળી શિયાળીયું જેમ ભયભિત થઇ નાસી છુટવા ઇન્તેજાર રહે છે તેમ રાજા રૂપાળીરાણીના ત્રાસે તેની દૃષ્ટિથી દુર થઇ જવાની તૈયારી કરવા લાગ્યો. રાણી જાણી ગઇ કે હવે રાજા પોબારા ગણી જશે અને પછી કોણ જાણે ક્યારે હાથમાં આવશે, માટે આ વખતે જીવતો જવા દેવો નહિ. આવા વિચારથી સિંહણ જેમ તળપ મારે છે તેમ તળપ મારી રૂપાળીરાણીએ મદનમોહનસિંહજીની ગરદન પકડી પૃથ્વીપર પટકી દીધો અને તે પાપીને ખૂબ માર મારી બાધી લીધો.

રાજાને પકડી કબજે કર્યો એટલે રૂપાળીરાણીના ત્રાસનો તદન નાશ થયો. તેમજ તે પોતાના મનમા પ્રમોદ પામવા લાગી, પરંતુ રાજાનું લશ્કર જબરૂં છે અને ચારે તરફ ચોકી બેસારી દીધેલી છે માટે કાંઇ યુક્તિ રચવી જોઇએ, અગર એમ નહિ તો સ્વામી સેવાનો લાવ લેવાનો વખત આવવો અઘરો છે, એમ જાણી છેવટ રૂપાળીરાણીએ પુરૂષનો પોશાક પહેર્યો અને રાજા જેવું આબેહુબ રૂપ ધારણ કરી રાજાને ઓરડામાં પુરી તાળુ વાસી નિચે આવી અશ્વ ઉપર સ્વાર થઇ, અને રાજા છે એવો દમામ દેખાડતી દરબાર દુર્ગની દેવડીમાં આવી. આ વખતે તમામ સિપાઈ ખુલ્લા ખડગે પહેરો ભરતા હતા, તેઓએ રાણીને રાજા જાણી સલામી આપી. એટલે રાણીએ સલામનો સ્વિકાર કરી સર્વે સિપાઇઓને સાવધ રહેવાનો હુકમ આપ્યો અને પછી ત્યાંથી ઉપડી સુંદરસાગર સરોવરને કિનારે જઇ પહોંચી. સરોવર પર પડેલ લશ્કરનો ઉપરી રાણીને રાજા જાણી એક દમ દોડયો આવ્યો અને પ્રણામ કરી કહેવા લાગ્યો કે કેમ ! મહારાજા સાહેબ, શી આજ્ઞા છે ? રૂપાળીરાણી ચાલાકીથી બોલી કે આ બધું લશ્કર આંહીથી ઉપડી જાઓ અને શહેરની આસપાસ ગોઠવી દીઓ; કારણ કે નૌત્તમપુર નગરનું લશ્કર ચડી આવનારૂ છે, માટે શહેરમા તેઓ પ્રવેશ કરવા પામે નહિ એવો પાકો બદોબસ્ત બાંધો આટલું કહી રાણી સુંદર સાગરની દક્ષિણ દિશામા આવેલ ઉપવન તરફ ઉપડી ગઇ. પાછળથી સૈન્યનો અધિપતિ સમસ્ત લશ્કર લઇ શહેરનુ રક્ષણ કરવા ગયો એટલે કિનારે કોઇ રહ્યુ નહિ. જ્યારે કિનારેથી તમામ લશ્કર ઉપડી ગયુ ત્યારે રાણી ઉપવનમાથી આવી હોડીમા બેસી જેલ તરફ

જવા લાગી. રાણીને હોડી હાકતા આવડતી નહોતી તો પણ જેમ તેમ કરી જેલ સુધી લઇ ગઇ. આ વખતે યોદ્ધાઓ અને વિરવટ શોક સાગરમાં ગીરફતાર થઇ બેઠેલા હતા તેઓ હોડીને આવતી જોઇને ઉભા થયા અને આ વખતે કોણ આવતું હશે ? આવે વખતે આવવાની શી જરૂર પડી હશે ! વિગેરે બાબત વિચાર કરવા લાગ્યા, તેવામા બરછી બહાદુર બોલ્યો કે હે ! મહારાજા, આ તો મદનમોહનસિંહજી પોતેજ છે માટે આ વખતે "વહેલો એ પહેલો અને ભૂલે તે ઘેલો" એ કહેવતને અનુસરી અરિને હોડીમાંજ હણી નાખીએ; કારણ કે ફરી ફરીને આવો લાગ આવશે નહિ વિરવટ બોલ્યો કે હે ! વીર પુરૂષ, તમે બરોબર કહોછો, પણ તે આપણા આગળ શા માટે આવે છે ? તે શુ કરે છે ? અને આંહી આવીને શું બોલે છે ? તે તો જુઓ પછી મારી નાખવો હોય તો તેનો શુ ભાર છે ? તે તો મરેલોજ પડેલો છે. મદનમોહનસિંહજીને મારવો એ કાઇ કઠિણ કામ નથી. એક ચાંચડને ચપટીમાં ચોળી નાખવો અને એ મુદને મારવો એ એ બરોબર છે. યુદ્ધમલ બોલ્યો કે હે ! બાળારાજા, આપનુ કહેવુ સત્ય છે, પરતુ મદનમોહનસિંહજીના પ્રપંચ પાસ આગળ આપણું કાઇ ચાલે તેમ નથી; કારણ કે તે એવો દગલબાજ છે કે ગમે તે યુક્તિ લડાવી પોતાની ધારણામાં પાર પડે છે. તેનામાં બળ અને બહાદુરી બહુ નથી, પણ દગલબાજ પૂરો હોવાથી વખતો વખત વિજય મેળવે છે, માટે તેને તો ટુંકોજ કરી નાખવો જોઇએ. વિરવટ બોલ્યો કે ભલે, તમારી સર્વેની એવી ઇચ્છા હોય તો ખુશીથી તેને હોડીમાંથી ઉતરતાંજ તરવારની ધારથી પાર પહોચાડી આપજો, પરંતુ પડકારો કર્યા વગર ઘા કરશો નહિ. વિરવટ તરફથી હુકમ મળતાં અષ્ટ યોદ્ધાઓ અને યુદ્ધમલ વિગેરે એકદમ હોડી આવતી હતી તે તરફ ગયા અને અરિનો નાશ કરી નાખવાની ઇન્તેજારીથી અત્યાતુર થયેલા યોદ્ધાઓ પોત પોતાનાં શસ્ત્રો સજી સાવધ થઇને ઉભા રહ્યા. આ બધા મંડળને ઉભેલા જોઇ રાણી પોતાના મનમાં પ્રમોદ પામી અને પોતાના પ્યારાની ભેટ લેવાની લાગણીથી હોડીને ઉતાવળી હાકવા મંડી રાણીએ ઉતાવળ કરવાથી હોડી પ્રથમ ઠીક ચાલતી હતી તે આ વખતે ઉલટી અટકી પડી, અને મહેનત કરી કરીને થાકી જવા છતાં પણ હોડી આગળ ચાલી નહિ ઉલટી પાછી જવા લાગી. આ ઉપરથી યોદ્ધાઓ એમ સમજ્યા કે મદનમોહનસિહજી આપણાથી ડરીને પાછો ભાગે છે, માટે તેને જીવતો

જવા દેવો નહિ આવા વિચારથી યોદ્ધાઓએ બંદૂકના બહાર કરી હોડીને તોડી પાડી અને રાણીને પણ થોડી ઘણી ઇજા કરી. હોડી ભાગી પડી એટલે રાણી પાણીમાં તરવા લાગી. આ વખતે તેને માથેથી મુકુટ ખસી જવાથી ચોટલો ખુલ્લો થઈ ગયો, તે જોઇ વિરવટે મોટી ત્રાડ મારી યોદ્ધાઓને બહાર કરતા અટકાવ્યા અને એકદમ બોલી ઉઠયો કે અરે! યોદ્ધાઓ, તમે જરા જુઓ તો ખરા કે આ કોણ છે ? મને તો રૂપાળી રાણી હોય એવો અંદેશો આવે છે. બહુબળ બારીકીથી જોઇને બોલ્યો હા, હા, મહારાજા, એ તો એજ અમારા બા સાહેબ છે. આટલુ કહી એકદમ બહુબળ જળમા કુદી પડયો, તેની પાછળ બરછીબહાદુર અને બીજા યોદ્ધાઓ પણ પાણીમાં કુદી પડયા અને જળ મથન કરી થાકી ગયેલી રાણીને અધર ઉપાડી કિનારે લાવ્યા. આ વખતે રાણી મરણ તોલ થઈ ગયેલી હતી, તેમજ તેનુ શરિર શિથિલ થઇ ગયુ હતુ અને આખો ઉંડી ઉતરી ગયેલી હતી, એટલુંજ નહિ બલકે તેના પેટમાં પાણી પેસી જવાથી શ્વાસ પણ લઈ શકતી નહોતી

રાણીને આવી દુખદાઇ અવસ્થામાં આવી પડેલી જોઈ વિરવટ બહુજ દિલગીર થયો અને યોદ્ધાઓ પણ સાહસ કરવાથી પશ્ચાત્તાપ કરવા લાગ્યા મરણના મુખમા પડેલી રાણીને આરામ થવા અનેક યત્નો કર્યા, પરંતુ રાણીને પેટમા પેસી ગયેલ પાણીની પીડાના પ્રભાવે બિલકુલ આરામ થયો નહિ. ઉલટી બિમારી વધવા લાગી, એટલુજ નહિ બલકે ઘડી પળમા પ્રાણ ચાલ્યો જશે એવી ધારતી લાગી જવાથી વિરવટ અધૃશોષાધિન થઈ અત્યંત આક્રંદ કરવા લાગ્યો, અને તેની આખોમાંથી ઉષ્ણ અશ્રુ બિંદુ ટપકવા લાગ્યા આ વખતે બહુબળ અને બરછીબહાદુર વિગેરે યોદ્ધાઓએ વિરવટને હિમત આપી કે હે! પૃથ્વીપતિ, આપના પુન્ય પ્રતાપે અમારા બા સાહેબને આરામ થઇ જશે અને સર્વ રીતે શાન્તિ થશે, છતા પણ ભવિષ્યમા માઠુ પરિણામ આવે તો આપણો શુ ઉપાય ? માટે જેમ થવાનું હશે તેમ થશે તમે ધૈર્ય ધરો. કદાચિત રૂપાળી રાણીના રૂપ ઉપરજ આપ આશક હો તો તેના કરતા પણ અધિક રૂપ વાળી રાજકુમારી તમારા માટે ગોતી આપશું; એટલુંજ નહિ બલકે આપના પુન્યાત્મા પિતાશ્રીની પુર્ણ પ્રખ્યાતિને લીધે તમે ગમે તે રાજકુમારીનુ માગું મોકલશો તે મંજુર કર્યા વગર રહેશે નહિ. વિરવટ બોલ્યો

કે હે ! વીરપુરષો, સ્ત્રીઓ તો જોઇએ તેટલી મળે છે, પણ જેની સાથે દિલ લાગેલુ હોય તેની જુદાઇ એવી દુ:ખદાઇ લાગે છે કે તેની વિરહ વ્યાધિના મહા રોગથી માણુસ મરણુને શરણુ પહોચી જાય છે, એટલુજ નહિ, બલકે કેટલાએક પુરૂષ પોતાની પ્યારીના મરણુ પાછળ દિવાના થઇ જાય છે. જો કે આ રાણીની સાથે પાણીગ્રહણુ કર્યા બહુ થોડો વખત થયો છે તો પણુ તેનુ અને મારૂ દિલ એક થઇ ગયેલું છે. આટલો વખત કર્તાના કોપે વિરહ વેઠયા છતા પણ હું તે મારી પ્યારીને બિલકુલ ભુલ્યો નથી, મારા મનમા તેનુ રટણુ અહોરાત્રી થયાજ કરતું હતું. દરમ્યાન ઇશ્વર ઇચ્છાથી ઇચ્છેલ પદાર્થ અનાયાસે આવી મળતાં આપણે તેનો ઉપયોગ સારો કર્યો નહિ, તેથી આ દશાએ પહોચ્યા. હવે હું ધારતો નથી કે આમાથી આ મારા રાજ્યભુવનમા રહેલી રતિના પ્રકાશમાં વૃદ્ધિ કરનારી પદ્મણી આબાદ રહે. યુદ્ધમલ બોલ્યો કે આપણે આપણાથી બનતા ઉપાય કરો પછી થવાનુ હશે તે થશે. બરછીબહાદુર બોલ્યો કે હવે બધા ઉપાય નકામા છે, કારણુ કે કામ બગડી ગયુ છે માટે તેને શ્મશાનમાં લઇ જઇ અગ્નિ સસ્કાર કરવો જોઇએ.

બરછી બહાદુરના બોલ વિરવટને વજ્ર જેવા લાગ્યા. તેના મનમા ચોક્કસ થયુ કે રૂપાળીરાણી મરી ગઇ. હવે ફરીને તેનો મેળાપ થશે નહિ, તેમજ હસ્તથી છટકી ગયા પછી સ્વપ્નામાં દર્શન પણુ દેશે નહિ. આવી રીતે વિચાર સાગરમાં ગીરફતાર થયેલ વિરવટના શરિરની સઘળી સુંદરતા એકદમ ઉડી ગઈ અને તેને મુર્છા આવી ગઇ. યોદ્ધાઓ આ બનાવ બનવાથી બહુ ફીકર કરવા લાગ્યા, કારણુ કે રાજાનુ ચિત ચળાયમાન થઇ જાય, તો આબરૂ પોતાની જાય, અને તેઓએજ રૂપાળીરાણીને શત્રુ સમજી પીટી પાડેલી હોવાથી તેઓ બહુજ શરમાઇ ગયા. આખર વિરવટ બોલ્યો કે હે ! યોદ્ધાઓ, સ્ત્રીની પાછળ પ્રાણુ અર્પણુ કરવાથી લોકો હાંસી કરે અને કાર્ય પણુ ન સરે માટે મારો એવો વિચાર છે કે આ સ્થળે મહાદેવનુ ધ્યાન ધરી તપશ્ચર્યા કરવામા મારો વખત ગુજારીશ અને જો ઇશ્વર મારી પ્યારીના પ્રાણુ પાછા આપશે તો આ દુનિયાનો લહાવો લેવા પ્રવર્ત્ત થઇશ અગર ઇશ્વરની અકૃપાએ આખર પર્યંત મારી પ્યારીના પીંડમા પ્રાણુ પાછો ન આવે તો જ્યારે મારૂં શરિર પ્રાણુ રહિત થઇ જાય ત્યારે તમે મને અને આ મારી

પ્રાણેશ્વરીને એકજ ચિત્તામાં સાથે અગ્નિસંસ્કાર કરજો હું હવે ભક્ત વત્સળ ભગવાન ચંદ્રશેખરના ચર્ણારવિંદમાં ચિત્ત લગાડી સમાધિ ચડાવુ છુ અને તુમે મારૂં અને મારી પ્યારીના શબનુ રક્ષણ કરજો બહુબળ બોલ્યો કે હે ! પુન્યાત્મા, આપ કહો છો તે અમે અંગીકાર કરીએ છીએ, પરંતુ લાંબો વખત આ શબ સારૂં રહેશે નહિ. દુર્ગંધી મારશે માટે આ શબને તો અવશ્ય અગ્નિ દાહ આપવો જોઇએ, વિરવટ બોલ્યો કે હે ! યોદ્ધાઓ એમ એ શબ સડી જશે નહિ, તેમજ દુર્વાસ પણ દેશે નહિ, કારણ કે મારા અંતઃકરણમાં ઇશ્વર ઉપર અડગ ઇતબાર છે અને મને આશા છે કે આ વખતે ભકતોની ભીડ ભાંગનાર ભોળાનાથ સહાય કર્યા વગર રહેશે નહિ માટે તમે શાન્તિ રાખો તો સર્વે સારૂં થશે આટલું કહી વિરવટે પોતાની પ્યારીનું મસ્તક ખોળામા લીધું અને રૂદના-લાપથી શાન્ત થઇ મારૂ ધ્યાન ધરવાની તૈયારી કરતો હતો તેવામા રૂપાળી-રાણી નિદ્રાધિન થયેલ મનુષ્યની માફક ઘોઘરા ધરડવા લાગી. આથી વિરવટના અંતરમાં ઉત્પન્ન થયેલો અફશોષ તદન નાશ પામ્યો અને પૂર્ણાનંદ પ્રગટ થયો; એટલુ જ નહિ પણ તે બોલી ઉઠયો કે અરે ! યોદ્ધાઓ, રૂપાળીરાણી તો આબાદ છે, કાઇ ફીકર કરવા જેવું નથી. જુઓ તમે તેનો શ્વાસ કેવો ચાલે છે ? આવી રીતે વાત કરતો વિરવટ યોદ્ધાઓને પોતાની પાસે બોલાવતો હતો તેવામાં રાણી આળસ મરડી ઉભી થઈ અને પોતાના પ્રાણપતિને જોઇ બોલી ઉઠી કે હે ! પ્રાણેશ્વર, આપ કુશળ છો ? આપને મળવા માટે મારૂં મન બહુજ તલપી રહેલું હતું પણ પાપીના પંઝામા પડી જવાથી આટલો વખત વિયોગ વેઠવો પડયો. વિરવટ બોલ્યો કે હે ! રસિકા, તું તે ચંડાળના હસ્તમાથી મુક્ત શી રીતે થઇ ? અને આજ પર્યંત તેં વખત કેવી રીતે વ્યતિત કર્યો; તેમજ તું આ સ્થળે આવવા શી રીતે શક્તિવાન થઇ ? તે બધી બાબત વિસ્તારથી વિદિત કરી મારા આતુર અંતરને શાન્તિ પમાડ

રૂપાળીરાણીએ પોતા પર અવલથી આખર પર્યંત આવેલ આફત વિપત વગેરે બધી બનેલી બીના વિસ્તારથી વિદિત કરી તે સાંભળી વિરવટ અને યોદ્ધાઓ અત્યાનંદ પામ્યા અને રાણીનાં વખાણ કરી તેને ધન્યવાદ આપવા લાગ્યા, તેમજ યુદ્ધમલે પણ રાણીની વાતને ટેકો આપ્યો અને બોલ્યો કે હા હા, મહારાજા સાહેબ, મારા બા સાહેબ સાચું કહે છે, કારણ કે

મદનમોહનસિંહજી મારે મોઢે પણ કહેતો હતો કે હે! ભાઇ, કેસરીનો કાન પકડી લાવવો હોય તો પણ મારામાં શક્તિ છે અને હસ્તીની મસ્તી ઉતારી નાખવાની પણ પહોંચ છે, પરંતુ રૂપાળીરાણીને વશ કરવાની મારામા શક્તિ નથી.

બરછીબહાદુર બોલ્યો કે હવે એ બધી વાતો એક બાજુ મુકી આપણે બધાએ બહાર નિકળી જવુ જોઇએ. ઉતારે ગયા પછી જે વિચાર કરવો ઘટે તે કરશુ. બહુબળ બોલ્યો કે તમે ઉતાવળ કરોછો પણ હોડી વગર શી રીતે જવાશે ? અને શું થશે ? કદાચિત આપણે બધા તરી થબીને પેલે પાર પહોંચશુ પરતુ રૂપાળીરાણીનુ શું થશે ? બરછી બહાદુર બોલ્યો કે તમે બધા આંહી રહો હું હોડી કિનારેથી હાંકી લાવીશ. આટલું બોલી તે પાણીમાં પડયો અને તરતો ધબતો કિનારેથી હોડી હાકી લાવ્યો તેમાં બેસીને બધા બહાર નિકળી લશ્કરને આપેલ ઉતારે ગયા અને ત્યા જઇ શત્રુનું સમસ્ત સૈન્ય સહારી મચ્છાપુર કબજે કરવાનો ઘાટ ઘડવા લાગ્યા.

રૂપાળીરાણીએ મદનમોહનસિંહજીને મુસ્કેટાટ કરી ઓરડામા પુરી મુકેલો હતો, પરંતુ ત્રીજે દિવસે તેની માલતી નામની રાણીએ રંગ મહેલનાં તાળાં તોડી નાખ્યાં અને તે દુષ્ટને મુક્ત કર્યો. મદનમોહનસિંહજી પોતાની પ્યારી પાસે હમેશાં પોતાની બડાઇ મારતો હતો તેથી આ વખતે શરમાઇ ગયો અને નીચું જોઇ જમીન ખોતરવા લાગ્યો. માલતી બોલી કે હે ! મહારાજા આપને આ દશાએ પહોંચડનાર કોણ મળ્યુ ? એવો હિમતવાન પુરૂષ કોણ હતો ? કે તે આપને આપનાજ રગ મહેલમાં કેદ કરી કોઇ ન જાણે તેમ ચાલ્યો ગયો રાજા બોલ્યો કે હે! રાણી, મે નિશો કરેલો હતો તેથી બેભાન સ્થીતિમાં રૂપાળીરાણી મને આ પ્રમાણે બાંધી ચાલી ગઇ જણાય છે માલતી બોલી કે મહારાજા, આપને માથે આટલું આટલુ થાય છે છતા તમે સુતેલા સર્પને શા માટે છછેડો છો ? અને પતિવ્રત પાળનારી પદ્મણીનુ પતિવ્રત ખડિત કરવાનુ મહા પાપ માથે લેવા શા માટે શ્રમ લ્યો છો ? જરૂર, આવા આપના અધમાચરણ ઉપરથી ઇશ્વર આપનુ અવળું કરી નાંખશે અને કોઇ સબળ શત્રુ આપનુ રાજ્યાસન પણ લઇ લેશે માટે મારૂં કહેવું માનો અને વિરવટને છોડી મુકો, કારણ કે તેની પાછળ પુછડું વિશાળ છે, જેથી આખર આપને પાયમાલ કરી નાખશે. મદનમોહનસિંહજી બોલ્યો કે હે ! રાણી, હવે થવાનુ હશે તે થશે, પરતુ લીધી વાત મુકી

દેવામાં માલ નથી. જો હું તેઓને છોડી મુકું, તો પણ તેઓ વેર વાળવા ચુકશે નહિ અને છુટા થયા પછી ઉલટા આપણને અધિક અડચણ કરશે માટે હાલમા તો કાપાકાપી ચાલવાજ દેવી. કદાચિત વીસ હજાર માણસનુ લશ્કર કપાઈ જશે તો આપણને બીજુ લશ્કર એકઠું કરતા કયા નથી આવડતું? જેમ જેમ લશ્કર કપાતું જાય છે તેમ તેમ ભરતી થવામાં પણ કાઇ વાધો આવતો નથી. આવી રીતે રાજા અને રાણી રંગમહેલના ઓરડામા બેઠા બેઠા વાતો કરતા હતા તેવામા એક દાસીએ ખબર આપ્યા કે રાજાને મળવા એક ઘોડેસ્વાર આવેલો છે આ ઉપરથી રાજા એકદમ ઓરડામાંથી બહાર આવ્યો અને સ્વારને પુછવા લાગ્યો ત્યારે સ્વારે કીધુ કે હે! રાજાસાહેબ, યોદ્ધાઓ અને વિરવટ વિગેરે સર્વે સુંદરસાગરમાથી નિકળી તેમના ઉતારામા જ્યા તેમનુ લશ્કર પડેલું હતુ ત્યાં ગયા છે અને થોડા વખતમા તેઓ લશ્કર લઇને લડવા આવશે. માટે આપણે પણ કાઇ યુક્તિ યોજવી જોઇએ વિરવટ અને યોદ્ધાઓ મુક્ત થયાના ખબર સાંભળી મદનમોહનસિંહજીના હોશ ઉડી ગયા, તેનો ચળકતો ચહેરો ફીકો પડી ગયો, તેની આશાનો તાર તુટી ગયો, અને તેણે કરેલી કલ્પના બરબાદ જવાથી બીજાઇને સિપાઇને કહેવા લાગ્યો કે અરે! એટલું બધુ લશ્કર હતું છતાં શત્રુ શી રીતે સટકી શકયા? સિપાઇ બોલ્યો કે સરોવરને કિનારે પડેલું લશ્કર આપના હુકમ મુજબ શહેરની આસપાસ વીટાઇ વળેલું છે, કિનારે કોઇ પણ માણસ નથી. રાજા બોલ્યો કે અરે! આ શી તાજુબી? મેં તો બિલકુલ લશ્કરને કિનારો છોડવા હુકમ આપેલો નથી છતા તુ આ શુ કહે છે? સિપાઇ બોલ્યો કે સાહેબ, હું સાચુ કહું છું આપે પરમ દિવસ રાત્રીના વખતે સરોવર પર આવી હુકમ આપેલો હતો અને આ વખતે વિસરી કેમ જાઓ છો? રાજા આ વાત ઉપરથી સમજી ગયો કે જરૂર એ તો રૂપાળીરાણી અથવા યુદ્ધમલ મારો પોશાક પહેરી લશ્કરના ઉપરી અમલદારોને ભુલથાપ ખવરાવી ગયા વારૂ, પણ ફીકર નહિ, કારણ કે હવે હું તેઓનો ધાણ કાઢવા ધાટ ધડી અલ્પ વખતમાંજ અત આણીશ આટલું કહી તુર્તજ તે અશ્વ ઉપર આરૂઢ થઇને પોતાનુ લશ્કર પડેલું હતુ ત્યા ગયો અને ત્યાં જઇ સૈન્યના ઉપરી અમલદારોને એકઠા કરી આજ્ઞા આપી કે તમે દસ હજાર માણસનું લશ્કર લઇને વિરવટના માણસો માટે આપેલ ઉતારાને ઘેરો ઘાલો અને જ્યારે હું હુકમ આપુ ત્યારે બંદૂકોના બહારથી ઉતારો તુર્તજ ઉડાવી દેજો. ઉપર પ્રમાણે

હુકમ થવાથી સૈન્યનો અધિપતિ વિરવટને ઉતારે ગયો અને રાજાની આજ્ઞાને અનુસરી ઉતારાની આસપાસમાં દસ હજાર માણુસ ગોઠવી ઘેરો ઘાલ્યો. આ વખતે બહુબળ, બરછીબહાદુર, વિરવટ અને યુદ્ધમલ આદિ યોદ્ધાઓ પણુ લડવાની તૈયારી કરતા હતા, તેઓને ખબર થયા કે અરિદળ આપણુા ઉતારાની આસપાસ વિંટાઇ વળેલુ છે અને થોડાજ વખતમાં બંદુકના બહાર કરી ઉતારો ઉડાડી દેશે, આ ઉપરથી વિરવટે કીધું કે તમે બધા બેસી રહો હુ આવેલ અરિદળને આવકાર આપવા કેસરીઆ કરી કુદી પડું છુ. બહુબળ બોલ્યો કે હે ! પૃથ્વીપતિ, આપ આહી ઉતારામા રહો, અમે કેસરીઆ કરીને કુદી પડશું અને પ્રાણુાંત પર્યંત શત્રુ સાથે લડશું. વિરવટ બોલ્યો કે હે ! મારા સાચા સ્નેહી અને શુરવીર યોદ્ધાઓ, તમે તો હમેશાં લડવાનો લ્હાવો લીધાજ કરોછો, પરંતુ આ વખતે મારે પણુ મારૂ પરાક્રમ દર્શાવવુ જોઇએ. માટે તમે બધા શાન્ત થાઓ હુ હવે બહાર નિકળી કુદી પડુ છુ. વિરવઠ અને યોદ્ધાઓ આ પ્રમાણે યુદ્ધારંભ કરવા ચર્ચા ચલાવી રહેલા હતા દરમ્યાન રાણી બોલી કે તમે બધાય બેસો હુંજ પુરૂષનો પોશાક પહેરી શત્રુના સમસ્ત સૈન્યની ખબર લઇશ. યોદ્ધાઓ બોલ્યા કે હે ! માતુ, આપ સાક્ષાત દેવી રૂપછો, અને અમને આશા પણુ એવીજ છે કે આપ અરિદળને અસિ પ્રહારે પાર પહોચાડી શકશો, પરંતુ અમે બેઠા આપ સંગ્રામ કરો તે વાજબી નહિ કદાચિત અમારી હાર થાય તો તમે ખુશીથી સહાય કરવા પધારજો.

છેવટ અષ્ટ યોદ્ધાઓનું યુથ, યુદ્ધમલ અને વિરવઠ વિગેરે વીસ વીર પુરૂષોનુ મંડળ કેસરીઆ કરી ઉતારા બહાર આવ્યુ અને મદનમોહનસિંહજીનાં માણુસો પર ધસી પડયુ. મદનમોહનસિંહજીનાં માણુસોના મનમાં યોદ્ધાઓએ આગળથી ત્રાસ બેસારી દીધેલો હતો તેથી કેટલાએક તો યોદ્ધાઓને જોઇ નેજ ફાટી પડયા અને કેટલાએક નિમકહરામ નોકરો નૃપતિની નજર ચુકાવી પોબારા ગણુવા લાગ્યા આ વખતે મદનમોહનસિંહજી અશ્વ ઉપર આરૂઢ થઇ આમતેમ આટા મારતો પડકારા કરતો ફરતો હતો, તેવામા યુદ્ધમલને નજરે નિહાળી ક્રોધાતુર થયો અને તુર્તજ યુદ્ધમલ ઉપર તળપ મારી એકજ અસિ પ્રહારે તેનુ મસ્તક મોળી નાખ્યુ આ જોઈ વિરવટ મદનમોહનસિંહજી ઉપર ધસ્યો પણુ તે પોતાના અશ્વને કુદાવી એક તરફ ભાગી છુટયો. વિરવટે બીજી તલપ મારી તેના ઘોડાનું પુછડું પકડી લીધુ અને ઘોડા ઉપર ચડેલા મદનમોહનસિંહજીનો ચરણુ પકડી પૃથ્વીપર પછાડી પ્રાણુ કાઢી નાખ્યો.

જ્યારે મુખ્ય પુરૂષ મદનમોહનસિંહજી મરાણો ત્યારે તમામ આબાદ રહેલ લશ્કર વિરવટને શરણ થયું અને લડાઇ કરવી બંધ કરી. આ વખતે વિરવટ પોતાના સમસ્ત લશ્કર સાથે દરબાર દુર્ગમા દાખલ થયો અને ત્યાં જઇ રાણીઓને અને કુંવરીઓને કેદ કરી બાકીનાં માણસોને બહાર કાઢી અંતઃપુરમાં રહેલ રાજલક્ષ્મી અને વૈભવ વિલાસનાં કિંમતી સાધનો કબજે કરી પોતાના નામનો વિજય વાવટો ચડાવી દીધો. મંચ્છાપુરમા અને તેના તાબાના તમામ તાલુકામાં મદનમોહનસિંહજીના નામનું મીંડું મુકાવી પોતાના નામની આણ વર્તાવી દીધી.

---

## પ્રકરણ નવમું.

વિરવટે પોતાના બહાદુર બહુબળને મુખ્ય કારભારીની જગ્યા આપી, તેમજ બરછી બહાદુરને સૈન્યાધિપતિ ઠરાવ્યો અને એ શિવાય પોતાના બીજા માણસોને પણ યોગ્ય સ્થળે ગોઠવી દીધાં. મદનમોહનસિંહજીના વખતમાં ચાલતા જુલમી ધારા અને વેરા કર વિગેરે પ્રજાને પીડા પમાડનારા ધારા રદ કરી નાખ્યા અને પ્રજાને પુર્ણાનંદ પ્રાપ્ત થાય એવા ઉમદા નવા ધારા ઘડયા. નગર નિવાસી લોકોના સુખમા વૃદ્ધિ કરવાના હેતુથી શહેરમાં ઠારોઠાર વિદ્યાશાળા, હુન્નરશાળા, ધર્મશાળા, લોકોપયોગી બાગબગીચા, જુદી જુદી જાતનાં જળયંત્રો, હવા ખાવાને માટે હવામહેલ, અને એ શિવાય અનેક સુખના સાધનોની ગોઠવણ કરી દીધી. મુસાફર લોકોને માટે મોટા મોટા મુસાફરખાનાં બનાવ્યા અને તેની અંદર સર્વ સગવડ કરી આપી, એટલુંજ નહિ બલકે સમસ્ત શહેર સુધારી રંગબેરંગી બનાવી દીધું અને દરબાર દુર્ગ પણ દુરસ્ત કરાવી નાખ્યો. પ્રજાને નવો રાજા આવવાથી ઘણુંજ સુખ મળવા લાગ્યું અને સર્વ કોઇ પોતાને સુખદાતા રાજાના વખાણ કરી આશિષ આપવા લાગ્યા, કારણ કે વિરવટ પોતાની પ્રજા શું કરવાથી સંતોષાય છે? શું તેની માગણી છે? અને એકંદર કેમ કરવાથી રૈયત રાજી રહે છે? તે બધી બાબત બરોબર લક્ષમાં લેતો હતો.

આસ્તે આસ્તે વિરવટે પ્રજાને પોતાને કબજે કરી લીધી અને જ્યારે સર્વ સ્થળે પોતાના નામનો વિજય વાવટો ફરફરવા લાગ્યો ત્યારે તેણે નૌત્તમપુર નગર તરફ જવા તૈયારી કરી, પરંતુ જોઇએ તેવો સુધારો

થયેલો નહિ હોવાથી બહુબજી નૌત્તમપુર નગર જવા ના પાડી અને બોલ્યો કે હે ! પુન્યાત્મા, આ શહેરની પ્રજા બહુ વિચિત્ર છે માટે હાલમાં આપ આંહી રહો અને જ્યારે સર્વ વાતે શાન્તિ વરતાય ત્યારે ખુશીથી નૌત્તમપુર નગર પધારજો રાજાએ પોતાના પ્રધાનનું કહેવુ કબુલ કર્યું અને પ્રજામા પૂર્ણ પ્રમોદ પ્રવર્ત થતાં સુધી મંચ્છાપુરમાં મોજમજા માણવા નિશ્ચય કર્યો.

રાજા પોતાની પ્યારી રૂપાળીરાણીને સાથે લઇ કોઇ કોઇ વખત રાત્રીના વખતે શહેર ચર્યા જોવા નિકળતો હતો એક દિવસ રાત્રીના બાર બજવાના અરસામાં વિરવટ અને રૂપાળીરાણી નગર ચર્યા જોવા નિકળેલાં હતા તે વખતે એક ઓરત એકાએક અધારે અંધારે ચાલી જતી હતી તે જોઇ રાણીએ રાજાને પુછ્યુ કે હે ! મહારાજા, આ સ્ત્રી કોણ હશે ? અને આ વખતે તે એકાએક અબળા અંધારે કયાં જતી હશે ? વિરવટ બોલ્યો કે હે ! પ્યારી, મારી સાથે ચાલ્યાં આવો આપણે તેનો પતો લેશું, છોડશુ નહિ. આટલુ કહી રાજા અને રાણી ગુપ્ત રીતે તે સ્ત્રીની પાછળ ગયા અને તે શુ કરે છે ? કયાં જાય છે ! એ બાબત બારીકીથી ધ્યાન આપી જોવા લાગ્યાં. સ્ત્રી પાછું વાળી આડું અવળું જોતી જતી હતી, પણ તેણે રાજા અગર રાણીને જોયાં નહિ, જેથી શહેર બહાર આવી એક કુવાને કિનારે ઉભી રહી અને આસપાસમાંથી પાષાણ એકઠા કરી ખોળો ભરી કુવામાં કુદી પડવાની તૈયારી કરવા લાગી. વિરવટ તે સ્ત્રીના ચિતમાં થતા વિચાર સમજી ગયો અને તુર્તજ તેની પાસે જઇ હાથ પકડી મરણના મુખમાંથી ઉગારી આસ્તે આસ્તે ધૈર્ય સહિત દિલાસો દેતો દેતો પુછવા લાગ્યો કે હે ! બાઇ, તારે માથે એવું શું સંકટ આવી પડયું છે કે તુ તારા અમુલ્ય આત્માની હત્યા કરવા તૈયાર થઈ છો ? તને આવી આત્મહત્યા કરવાની અક્કલ ઉત્પન્ન થવાનુ શુ કારણ છે ? અને તું પોતે કોણ છો ? એ બાબત ખરેખરી હકિકત વિદિત કરી મારા મનનું સમાધાન કર

પોતાને પ્રશ્ન પુછનાર વિરવટ અને રૂપાળીરાણી છે એવુ તે સ્ત્રી જાણતી હતી જેથી જરાપણ ગભરાણી નહિ, પણ ધૈર્ય ધરી પોતાપર અદ્યાપિ પર્યંત આવેલ આફત વિપતની વાત વિસ્તારથી વિરવટ સમક્ષ વિદિત કરવાના ઇરાદાથી બોલી કે હે ! પુન્યાત્મા, આપે આ શહેરમાં ઘણા સુધારા વધારા કર્યા અને પ્રજા હિતાર્થે પૂર્ણ પરિશ્રમ લીધો, પરંતુ દિલગીરી છે કે એક કુધારો કપાણો નથી ત્યાં સુધી આપે કાંઇ પણ કર્યું નથી

એમ વગર વાધે કબુલ કરવુ જોઈએ તે કુધારો કેવો દુઃખદાઇ છે ! તેના કટાં ફળની કડવાસ કેવી છે ! અને એ કુધારાનો અમલ કરનારા અક્કલના દુશ્મનના કુટુંબમાં કેવા કેવા કેસ બને છે ? એ બાબત આપને બિલકુલ માહેતગારી નથી, એટલુજ નહિ બલ્કે તે કુર કુધારાના યોગે કેવી રીતે સ્ત્રી હત્યા, બાળ હત્યા અને એવાંજ બીજા મહા પાપ બને છે ? તેનો પણ આપને ખ્યાલ નથી. એ ખ્યાલ તો ફક્ત અમારા જેવી અબળાઓના અંતરમાજ છે. વળી હે રાજા, અબળાની ધા સાંભળી ઇન્સાફ આપનાર અમલદાર આ શહેરમા અદ્યાપિ પર્યંત આવેલો નથી, જેથી આવી રીતે કુવે પડી અથવા ગળામા રાંઢવુ નાખીને અથવા જીભ કરડીને અથવા ઝેરપાન કરીને આયુષ્યનો અંત આણવો પડે છે. વિરવટ બોલ્યો કે હે ! બાઇ, આ રાજ્યમા એવો કયો કુધારો છે ? કે જેથી તારા કહેવા પ્રમાણે કંપારો છુટે એવા દુષ્કર્મ બનેછે, છતાં તેની મને માહેતગારી પણ નથી. બાઇ બોલી કે હે ! પુન્યાત્મા પિતા, એ કુધારો એટલો બધો ખરાબ છે કે તે વિસ્તારથી વિદિત કરતા પણ કંપારો છુટે છે અને તે કહેતા જીવ્હા પણ ઉપડતી નથી, આવુ છે છતા પણ આપ અત્યાગ્રહ કરી પુછો છો તેથી ખરી વાત કહુ છુ તે સાંભળો.

આ આખા શહેરમાં સર્વ જ્ઞાતિમાં કન્યાવિક્રય કરવાનો કઠોર કુચાલ વિશેષ પ્રચાર પામેલો છે અને તે કુચાલની જડ સજ્જડ ચોટી ગયેલી હોવાથી લોકો તેમ કરતાં બિલકુલ ડરતાં કે શરમાતાં નથી, એટલુજ નહિ બલકે દરેક માણસ પોતાની પુત્રીને પાળી પોષી તૈયાર કરી મરજી મુજબ પૈસા મળતાં ગમે તેવા ગ્રાહકને આપી દીએ છે. વર, સારો વિદ્વાન અને સુધરેલો હોય, અગર અજ્ઞાની અને અવિદ્વાન હોય એ બાબત બિલકુલ લક્ષમા લેવાતી નથી

દોહરા.

કન્યા ખટ દસ વરષની, વરની વય ખટચાર;
પરણાવે એ ઉભયને, સુધરે શું સંસાર. ?
બાર વરસની બાળકી, બાસઠનો વર રાય;
લગ્ન કરે લક્ષ્મી લઇ, પાછળથી પસ્તાય
આ રીતે રથ એકમા, હય ગજ જ્યા જોડાય,
સુંદર શી રીતે નભે ? આવો કુર અન્યાય.

સુંદર સમસતી.

આવી રીતે આ આખા શહેરમા કજોડુ કરવાનો કુચાલ હોવાથી

અમારી બ્રાહ્મણ વાણીઆની જ્ઞાતિમાં કેટલાએક પાપી પુરૂષો પોતાની પુત્રીને પદર સત્તર વર્ષ સુધી પાળી પોષીને મોટી કર્યા પછી કોઇ આખર અવસ્થાએ આવેલો બુઢો વશોત્પત્તિની આશાએ જાતે જનમારે ધોળામા ધુળ નાખવા તૈયાર થયેલો હોય એવા પાપી પુરૂષ પાસેથી પુષ્કળ પૈસા લઇ તે મરણને કાઠે બેઠેલા વયોવૃદ્ધને પોતાની કન્યા વેચાતી આપી દીએ છે. આમ થવાથી અલ્પકાળમા તે બાઇને વૈધવ્ય પ્રાપ્ત થાય છે અને કામાગ્નિ શાન્ત થયા પહેલાં વૈધવ્ય પ્રાપ્ત થવાથી મનોવૃતિ વિષય વાસનામાં રહ્યા કરે છે, તેમજ તે વિધવાને લાગ મળે છે ત્યારે તે દુષ્કૃત્ય કર્યા વગર રહેતી નથી અને કામ જ્વરની પીડા પ્રગટવાથી પરિણામનું તે ભામિનીને ભાન રહેતુ નથી, પરતુ વિષય ભોગનુ સુખ માણતા તે વિધવાને ગર્ભ રહે છે ત્યારે અનેક ઉપાધિ થઇ પડે છે. આવે વખતે તે અબળા આપઘાત કરી આત્માનો અંત આણે છે અગર ધારણ કરેલા ગર્ભનો નાશ કરી નાખે છે, એટલુજ નહિ બલ્કે કેટલીએક કામાઓ પોતાના પ્રાણનો બચાવ કરવા અર્થે પરપુરૂષને લઇ પરદેશ પોબારા ગણી જાય છે.

આવી રીતે થતા કજોડાંથી કાયર થઇ ગઇ કાલેજ અમારી શેરીમાંથી એક વીસ વરસની વાણીઆની છોકરી કોઇ સિપાઇ સાથે નાસી ગઇ છે. ને બાઇને પણ તેના બાપે મોટું ઘર જોઇ એક બાર વર્ષના બાળક સાથે પરણાવેલી હતી. જ્યારે તે બાઇ પરણીને સાસરે ગઇ ત્યારે તેના પતિની ઉમર આઠ વરસની હતી અને પોતાને સોળ વરસ પુરા થયેલાં હતાં, આવું કજોડું જોઇ તે અબળાના અતરમાં આતસ ઉત્પન્ન થઇ અને એવું અધમ કૃત્ય કરનાર પોતાના પિતા વિગેરે પ્રમુખ પુરૂષોને ગાળો ભાંડવા લાગી.

ધીરે ધીરે તે વાણીઆની છોકરીને એક ફીટલી સોનારણની સોબત થઇ. તે સોનારણ પોતે દુરાચારમા ડુબેલી હોવાથી હમેશાં એવો દુર્બોધ દેવા લાગી કે હે ! સખી, નાના પતિથી નારાજ શા માટે થઇએ ? આ દુનિયામા ઉત્પન્ન થયેલા સારા અને શોખીન પુરૂષો શું ખપના છે ? તે બધા આપણા અર્થેજ અવતરેલા છે એમ અંગીકાર કરવામા અંદેશો આણવા જેવુ નથી. જે પુરૂષ પસદ પડે તેની સાથે એશારામ કરવો અને આ ફાની દુનિઆમા મોજમજા માણી લેવી. કદાચ માવતરની આબરૂ ઓછી થવાની ધાસ્તી લાગતી હોય, તો તેઓની બિલકુલ પરવા રાખવી નહિ, કારણ કે તેઓએ પુષ્કળ પૈસા લઇ પોતાનો સ્વાર્થ સાધવા સારૂ આપણને ઉડા કુવામા ઉતારી દીધા, અને તેમ કરવામાં તેઓના

કઠોર હૃદયમાં દયાદેવીએ નિવાસ કર્યો નહિ ત્યારે એવાં દયાહિન અને દુષ્ટાચારી માવતરની દરકાર આપણે પણ શા માટે રાખીએ ? શું તે આપણું કલ્યાણ કરનારાં છે ? નહિ નહિ. મને પણ મારા પાપી પિતાએ પાંચ હજાર રૂપિઆ વસુલ કરી એક આખર અવસ્થાએ આવેલ ખરી ઝરીને ખખ થયેલ ખોખાં સાથે પરણાવી આપી છે પરતુ હું તે ડોસાની દરકાર રાખતી નથી અને મોજમજા માણું છુ. તને પણ એશઆરામ કરવાની ઇચ્છા હોય તો મારી સાથે ચાલ હું તને કોઇ યાર મેળવી અપીશ આ પ્રમાણે વણિક સુતાને સોનારણ હમેશા શિખામણ આપતી હતી અને જેમ બને તેમ તે કજોડાથી કષ્ટ પામતી કામિનીને કુસંગમા ફસાવી દેવા અત્યાતુર રહેતી હતી. એક દિવસ સોનારણ તેણીને આડુ અવળુ સમજાવી સાથે લઇ જવા ગોઠવણ કરતી હતી તેવામા તે વણિક સુતાનો નાની વયનો વર આવી પહોચ્યો, તે સોનારણને અને પોતાની સ્ત્રીને ધમકી દેવા લાગ્યો. આ વખતે તે બાળકનું મસ્તક મરડી મારી નાખવાની લાગણીથી વણિક સુતા પોતે અને સોનારણ બન્ને જણી તે છોકરાને પૃથ્વીપર પછાડી છાતી ઉપર ચડી બેઠી અને તેને મોઢે મુગો દેવા લાગી તેવામાં છોકરે ચીસ પાડી તે સાંભળી લોકો દોડી આવ્યા અને તેને બચાવી લીધો. આ બનાવ બન્યા પછી તે વણિક સુતાના સાસરાએ તેણીને તેને પીયર મોકલાવી દીધી અને પાછી તેડવા ગયાજ નહિ જ્યારે સાસરાએ તેડવાનુ માંડી વાળ્યુ ત્યારે તે વણિક સુતાએ પોતાના પડોસમા રહેનાર એક રજપૂતને રાખ્યો અને હમેશાં તેની સાથે એશઆરામ ભોગવવા લાગી જેના પરિણામે હાલમા તેને ગર્ભ રહી ગયેલો હોવાથી તે રજપુતને સાથે લઇ ગઇ કાલે પોબારા ગણી ગઈ છે.

બ્રહ્મસુતા વિરવટ પ્રત્યે કહે છે કે હે! રાજા, આવા તો અસંખ્ય બનાવ બનેલા છે, બને છે અને હજુ પણ જ્યાં સુધી પુરતો બદોબસ્ત થશે નહિ ત્યા સુધી બન્યાજ કરશે. હુ પોતે શા માટે મરવા તૈયાર થઇ છું તે સાંભળો અને મારી આ દલિલ દિલમા લઇ બીજી અબળાઓ આવી રીતે આફતના અખાતમાં ન ઉતરે એવો બદોબસ્ત બાંધી નિરાધાર બાળાઓની આશિષ લેવા આગળ પડો. હુ બ્રાહ્મણની દીકરી છુ મને મારી મા આઠ વર્ષની મુકી મરી ગયેલી છે મારે બધુ અગર બહેન કોઇ પણ નથી, ફક્ત મારા પિતા છે. મારી માતુ ગુજરી ગયા પછી બીજી બૈરી કરવા મારા પિતાએ બહુ પ્રયાસ કર્યો પરંતુ આ શહેરમાં અમારી જ્ઞાતિમા

પુષ્કળ પૈસા વગર કામ સરે તેમ નહોતુ, અને મારા પિતા પાસે તો પૈસા બિલકુલ નહોતા, તેથી તેઓએ મને વેચી નાખવા વરની શોધ કરવી શરૂ કરી. જોતા જોતા એક જુવાન પુરૂપ ભણેલો ગણેલો અને સુધારાનો સાથી મળ્યો, તેણે પોતાના વડીલો મારફત માગુ મોકલ્યુ આ વખતે મારા પિતાએ ના પાડી નહિ, પણ રૂપિયા પાચ હજારની માગણી કરી તે સખ્સે ત્રણ હજાર રૂપીઆ આપવા કબુલ કર્યું પણ મારા પિતાએ તેને પાચ હજારથી ઓછુ લેવા ચોખ્ખી ના પાડી ત્યાર પછી એક સીતેર વર્ષનો બુઢ્ઢો સારા વસ્ત્રાભુષણો પહેરીને તથા ધોળા થઇ ગયેલા વાળને કલપ લગાવી કાળા કરીને મારા પિતા પાસે આવ્યો; અને તે બુઢ્ઢે બત્રીસો રૂપીઆ આપી મારી સાથે સગપણ કયુ

આ વખતે અમારા સગા સબંધી અને એ શિવાય બીજા સારા સારા સદાચારી માણસો મારા પિતાને ઠબકો દેવા લાગ્યા કે હે ' વીપ્ર, ફક્ત બસો રૂપીઆ માટે તારી દીકરીને ઉંડા કુવામા ઉતારી આપતા તને કાઇ વિચાર થયો નહિ? બત્રીસોને બદલે ત્રણ હજાર લીધા હોત અને લાયક પુરૂષની માગણી મજુર કરી હોત તો દીકરીને પુરતુ સુખ સપાદન થાત, અને તને પણ તારી પુત્રીની આશિષથી પરમેશ્વર સર્વે સુખ આપત હવે બસો રૂપીયા વધારે લઇ કજોડુ કર્યું છે, પરતુ આખર તેનુ પરિણામ આવે તે જોજે.

આ પ્રમાણે પરમાર્થી પુરૂષોએ મારા પાપી પિતાને ફીટકાર દેવા માડયો ત્યારે તે તેમના વડચકા ભરવા લાગ્યો અને બીજાના ઘરની તમારે શી પચાત? હુ મારા ઘરનો મુખત્યાર છુ માટે મારી મરજીમા આવશે તેમ કરીશ, તમારે કાઇ પણ ડહાપણ ડોળતુ નહિ, વિગેરે વચનોથી ઉપદેશ આપનારાઓને ઉલટી ધમકી આપવા લાગ્યો મે પણ મારા લોભી પિતાને એમ નહિ કરવા સમજાવ્યુ તો મને પણ તેણે તરછોડી નાખો અને ક્રોધ કરી કહેવા લાગ્યો કે જેમ હુ કરૂ તેમ તારે કબુલ કરવુ આનાકાની કરીશ તો મસ્તક મરડીને મારી નાખીશ અથવા વિષપાન કરાવી અચળ શયન કરાવી આપીશ. આવી રીતે લક્ષ્મીની લાલચમા લટકેલો મારો સ્વાર્થ સાધક પિતા મને દિલાસો દેવાને બદલે ડારા દેવા લાગ્યો, તેથી હુ કાઈ પણ બોલી શકી નહિ અને તે બુઢ્ઢાની મરજી મુજબ બુઢ્ઢા વર સાથે પરણી

લગ્ન કર્યા પછી જ્યારે હું મારે સાસરે ગઇ ત્યારે આડોસી પાડોસીના છોકરા મને મોટી મા કહી બોલાવવા લાગ્યા, આ ઉપરથી મારા મનમા માઠુ લાગવા મડ્યુ પણ મારા કમકિસ્મતમા લખેલુ હોવાથી હુ તે સહન

કરવા લાગી, થોડો વખત વયોવૃદ્ધ સ્વામીની સેવા કરી સંસાર સુખનો લ્હાવો લીધો ન લીધો દરમ્યાન મારો બુદ્ધો પતિ મરણને શરણ થઇ ગયો.

મારા મરનાર પતિ પાસે પૈસા હતા તે તો મારા પિતાને આપી દીધેલા હતા, બાકી થોડો ઘણો ખેરીચો અને ઘરબાર હતા તે મારા દિઅર અને જેઠે પોતાને કબજે કરી લીધાં, મને કાંઈ પણ આપ્યુ નહિ. મને ખોરાક પોશાક વિગેરે જોઇતી જણસો આપવા તેઓ પ્રથમ બોલે બધાણા હતા પરતુ પછી ખોરી ખાટી જારનો રોટલો પણ મળવો મુસ્કેલ થઇ પડયો. જ્યારે તેઓ ખોરાક જેવી જરૂરી બાબતમા મને દુખ દેવા લાગ્યાં ત્યારે મેં તેઓને કીધું કે મારે કાઇ મોજમજા માણવાની અથવા સુદર વસ્ત્રા ભુષણો પહેરી ઠાઠ મારવાની જરૂર નથી, પરતુ પેટ પૂર રોટલા તો અવશ્ય મળવા જોઇએ, અગર જો તમે મારૂં પાલણ પોષણ ન કરો તો મારે જવુ કયા ? અને મારૂં કોણ બેલી ? આ ઉપરથી મારા દિઅરે મને મેણુ માર્યું કે તારા કુળમા કોઈ છે કે નહિ? અમે તો તને કોઇ દિવસ નવી જુની થતા પણ જોઇ નહિ. ધિક્કાર છે તારા માવતરને અને તને પણ ધિક્કાર છે. તું પુરેપુરી અમારી આગલા ભવની લેણીઆત છો, તે આવીને અમારૂ ઉધુ વાળી દીધું અમારો ભાઇ તને લાવ્યા ન હોત તો અમારે બત્રીસો રૂપીઆનો બચાવ થાત અને તુ પણ નડત નહિ હવે અમે તો તારાથી કાયર થઇ કંઠે આવ્યા છઇએ. માટે તુ તારે માવતર જા અથવા નોખી થા અમે તને બિલકુલ ભેળી રાખશુ નહિ, મે જુદી રહેવાનુ કબુલ કરી તેમના તરફથી ખોરાક પોશાકની માગણી કરી, પરંતુ મારા દિઅર અને જેઠે ચોખ્ખી ના પાડી અને કીધુ કે મજુરી કરી પેટ ભરો અમે તમારૂ કાઢી ખાધુ નથી!

આવો જવાબ મળવાથી મારા મનમા બહુજ ફીકર થવા લાગી, કારણ કે આગળ ઉપર શુ થશે ? એ બાબત તો બાજુ પર રહી પણ આ વખતેજ ખાવુ શું ? અને ગુજરાન કેવી રીતે ચાલશે ? એ બાબત મારા મનમાં અનેક તર્ક વિતર્ક થવા લાગ્યા દરમ્યાન મે ભાડે લીધેલુ ઘર વાળીચોળીને સાફ કરતી હતી તેવામાં એક ગોખલામાથી અઢી રૂપીઆ બાંધેલી ચીથરી હાથ લાગી. આ વખતે હુ મારા મનમા પ્રથમ નાહિમત થઇ ગએલી હતી તેવીજ હિમતમા આવી ગઇ અને તુર્તજ જોઇતી જણસો મગાવી ઘરનો વહેવાર ચલાવવા લાગી એક બે દિવસ જવા દીધા પછી પાડોસણ સાથે પ્રીતિ કરી તેની ઘટી માગી લાવી અને દરણું દળી દળીને મારો નિભાવ કરવા લાગી. હમેશાં દરણાં દળી દળીને અને

પારકાં પાણી ભરી ભરીને હુ રૂષ્ટપુષ્ટ હોવા છતા કૃશાગી થઇ ગઇ. આવી રીતે અનેક સકષ્ટ સહન કરવા છતાં હું અવળે રસ્તે ચાલી નહોતી, તેમજ પુરૂષનો સ્પર્શ થવા દેવાની પણ બાધા રાખેલી હતી અને ઇશ્વરનું આરાધન કરી આયુષ્યનો અંત આણવા નિશ્ચય કરેલો હતો. કામદેવ મને અહોરાત્રી સતાવ્યા કરતો હતો અને મારૂં મન દુષ્ટાચારમા ડુબાડી દેવા અનહદ આતસ ઉત્પન્ન કરી મારૂં શરિર સળગાવી દેતો હતો, છતાં પણ હું ભ્રષ્ટ થઇ નહોતી

એક દિવસ હું દરબારમા કોઠાર છે ત્યાં દરણું લેવા ગઇ, કોઠારી કામમા હોવાથી તેણે કારકુનને કીધુ કે આ બાઇનુ નામ નોંધી દરણું આપો આ ઉપરથી તે કારકુન મને અંદરના ઓરડામાં તેડી ગયો અને ત્યા જઇ દરણાના દાણા ભરી આપ્યા એટલે હુ મારે રસ્તે પડી. બીજે દિવસ જ્યારે લોટ આપવા ગઇ ત્યારે કારકુને સીધી રીતે લોટ લીધો અને દરણાના દાણા દીધા. પછી હમેશાં હું ત્યાં જવા લાગી એમ કરતાં કરતા એક દિવસ મને રોજે આવવા પુછ્યુ, ત્યારે મેં હા પાડી અને રોજ કોઠારનુ કામ કરવા લાગી. એક વખત કોઠારમા કોઇ નહોતું, ફક્ત કારકુન અને હું બે જણા હતા તેથી કારકુન મને અંદરના ઓરડામા લઇ ગયો ત્યા જઇ ઘી ગોળ વિગેરે પેટપૂર ખાવાનુ આપી તૃપ્ત કરી પાણી પાયું, પછી તે વિરહાતુર થયેલો વણીક વખત વરતી મારા શરિરને સ્પર્શ કરી ચાળા કરવા લાગ્યો આ વખતે મેં મારા મનને વારવામાં મણા મુકી નહિ પણ ઇશ્વિરી અકૃપાએ મારી ગરદન ઉપર કામદેવ ચડી બેઠો; એટલુજ નહિ બલકે મારે આઠે અગે કામાગ્નિ ફુકવા લાગ્યો તેથી હું પોતેજ તેના ઉપર આશક થઇ એશારામ લેવાની ઇન્તેજારીથી તે કારકુનને કઠે વળગી પડી, અને મોહાધપણે મોજમજા માણવા લાગી. ઘણો લાંબો વખત થયા એ રસ ચાખેલો નહોતો તેથી તેમા વિશેષ પ્યાર પ્રગટ થયો અને એ પ્યારના મારથી લાચાર થઇ ક્રુર કર્મ કરવા શરૂ કર્યા. આવી રીતે એશારામની અધાધુનીમાં લગભગ બે વર્ષ પહેલાં મને ગર્ભ રહેલો હતો તે વખતે કારકુને ચાલાકી ચલાવી ગર્ભપાત કરી નાખવાનુ ઔષધ આણી આપ્યું અને તે ઔષધનો અમલ કરતાં ગર્ભનો નાશ થઇ ગયો. પછી મે છુટા છેડા મેલ્યા અને મને રસ્તો મળ્યો કે જો કદાચ ગર્ભ રહેશે તો પાડી નાખીશ આવી લાગણીથી હું પુરેપુરી વ્યભિચારીણી થઇ ગઇ અને જે તે પુરૂષની સાથે ક્રીડા કરવા લાગી. આ ઉપરથી કોઠારીના કારકુને મને કાઢી મુકી એટલે મેં પણ તે કારકુનની પરવા રાખી નહિ અને હું મારી મરજી મુજબ અવળે રસ્તે ચાલવા લાગી. પરિણામે હાલમા મને ફરી ગર્ભ

રહેલો છે તે પાડવા પુર્ણ પરિશ્રમ લીધો પણ કાઇ ઉપાય કામ લાગ્યો નહિ અને હવે દિવસ વધતા જાય છે માટે કોઇ જાણી જાય તો આબરૂ ઓછી થાય, એટલા માટે આ કુવામા પડી પ્રાણ કાઢી નાખવાની ઇચ્છા છે.

રાજા અને રાણી આ કથા શ્રવણ કરી સ્તબ્ધ થઇ ગયા અને અફશોષ ! અફશોષ ! એવા શબ્દોચ્ચારથી દિલગીરી દર્શાવી પગ પછાડવા લાગ્યા. પછી રાજાએ બ્રહ્મસુતાને દિલાસો દીધો અને કીધુ કે હે ! બ્રહ્મસુતા, તેં ખરી હકિકત વિદિત કરવાથી તારો અમાપ અપરાધ ક્ષમા કરૂ છુ અને તને અભય પદ આપુ છુ પરતુ હે ! બાઇ, હવે તું કુવે પડીશ નહિ, અગર એવી બીજી રીતે પણ આત્મહત્યા કરીશ નહિ. તું ખુશીથી તારા બાળકને શારી સ્થીતિમા જન્મ આપજે તે બાબતની ફરીઆદી તારા લાગતા વળગતા સગાઓ કરશે ત્યારે હું તને કાઇ પણ હરકત કરીશ નહિ, પરતુ ઉલટો લાભ અપાવીશ રાણી બોલી કે મહારાજા, એ દુષ્ટાચારમા ડુબેલી દુષ્ટાનો ઇતબાર આણવો નહિ તેણીને હાલમા નજર કેદ રાખો અને બાળક પ્રસવ થયા પછી બે મહિને પાકો બદોબસ્ત બાધી છોડી મુકજો, તે પહેલા આ ઘાતકી અબળાને મુક્ત કરવી નહિ, અગર જો તે સ્રીને છુટી મુકશો તો જરૂર બે જીવનો નાશ થશે, માટે મારી દલિલ ધ્યાનમા લઇ તેને કબજે કરો. રાજાને રાણીનુ કહેલુ ખરૂ લાગ્યુ તેથી તે બ્રહ્મસુતાને પોતાની સાથે દરબાર દુર્ગમા લઈ ગયો, ત્યા જઇ તે સ્રીને પોલીસના પહેરામા સોપી દીધી અને પોતે રૂપાળીરાણી સાથે અતપુરમા ગયો

પ્રાતકાળે અશ્વ ઉપર આરૂઢ થઇ શહેર બહાર બાગબગીચા અને વાટિકા-વન વિગેરે સુંદર સ્થળે હવા લેવા અને ખુબી જોવા ગયો. ત્યાથી પાછો અતપુરમા આવી ભોજન ક્રિયા કરી નિયમાનુસાર કોર્ટમા દાખલ થયો, ત્યા કારભારી મડળ આગળથી આવેલુ હતુ તેઓએ રાજાને નિયમ મુજબ આવકાર આપ્યો તે સ્વિકારી વિરવટ ગાદી ઉપર બિરાજમાન થયો રાજાએ પોતાના બહુબળ નામના કારભારીને એકાન્ત આલયમા લઈ જઇ રાત્રે બનેલી વાત વિદિત કરી અને તેનો અભિપ્રાય લઇ એ સબધે અમુક નવા ધારા પસાર કરવા મહાજન મડળને બોલાવ્યુ રાજાનો હુકમ થતા તુર્તજ મહાજન મડળ રાજાની હજુરમા હાજર થયુ જ્યારે સર્વ કોઇ સદ્ગ્રહસ્થો આવી ગયા ત્યારે વિરવટે પેલી બ્રહ્મસુતાને કોર્ટમા ખડો કરી અને રાત્રે બનેલી વાત વિરવટે સ્વમુખે શ્રોતાને શોક ઉત્પન્ન થાય એવી રીતેવિસ્તારથી વિદિત કરી મહાજન તરફ કરડો દ્રષ્ટિ કરી કહેવા લાગ્યો કે અરે ! આ

શહેરમા આવા બનાવો બનવા છતા રાજાનુ તે તરફ ધ્યાન નહોતું અને તમને પણ આ બાબત કાઇ અસર નથી થતી એ કાઇ ઓછી દિલગીરી ગણાય નહિ હવે આ બાબત બરોબર બારીકીથી વિચારી બંદોબસ્ત બાધવો જોઇએ.

મહાજન મંડળ આવા કેસથી માહિતગાર હતું તેથી તેને આ બનાવ બનવાથી કાંઈ નવીન લાગ્યું નહિ તો પણ વિવેક વરતાવી વિરવટને સારૂં લગાડવા સારૂ આશ્ચર્ય પામ્યા જેવો ડોળ દેખાડી અરસપરસમા આડી અવળી વાતો કરવા લાગ્યા અને પછી સહુની વતી એક આગેવાન શેઠીઓ બોલ્યો કે હે ! મહારાજા, એ બાબત અમારા હાથમા બાજી રહી નથી: કારણ કે એવો કજોડાં કરવાનો અનાદિકાળનો ચાલ અમલ વગર અમારાથી અટકાવી શકાય નહિ, આપ કૃપા કરી કાઇ બંદોબસ્ત કરો તો લોકો ખુશીથી આપની આજ્ઞાનો અંગિકાર કરશે છેવટ રાજાએ સર્વની વાત સાભળી લીધા પછી હુકમ કર્યો કે આજ સુધીમા જે જે સગપણ અથવા પરણેતર થઇ ગયા છે તેમા પૈસા લેવાણા દેવાણા હોય, તેને માટે માફી આપવામા આવે છે, પરંતુ આજથી દરેક સખ્સે યાદ રાખવુ કે હવે પછી કોઇ પણ પુરૂષે પોતાની પુત્રીનો વિક્રય કરી પૈસા લેવા નહિ, અને પુત્રનુ સગપણ કરી પૈસા દેવા પણ નહિ પરણેતરની બાબતમા કન્યા કરતા વર આઠ વર્ષે મોટો હોવો જોઇએ, તેમજ તેમા કંઇ ખોડ ખાપણ પણ હોવી જોઇએ નહિ. કદાચ આઠ વર્ષને બદલે દસ વર્ષનો અથવા છ વર્ષનો ફેર હશે તો કાંઈ હરકત નહિ, પરંતુ એથી અધિક તફાવત રહેવો જોઇએ નહિ. બનતા સુધી પુત્રીને ગમે તેમ કરી વહેલામા વહેલી અગીઆર વર્ષની વયે પહોચ્યા પછી અને મોડામા મોડી તેર વર્ષની અવસ્થામા આવ્યા પછી પરણાવી દેવી જોઇએ પુત્રને પણ વહેલામા વહેલો અઢાર વર્ષે અને મોડામા મોડો બાવીસ વર્ષની વયે પહોચતા દરમ્યાન તેના લગ્ન કરી નાખવા જોઇએ પુરૂષ જે સ્ત્રી સાથે લગ્ન કરે તે ગમે તેવી નઠોર નિવડે, તો પણ તેણીનો ત્યાગ કરી બીજી સ્ત્રી લાવવી નહિ. કોઇ મરદની સ્ત્રી ગુજરી જાય અને તે સ્ત્રીને પુત્ર પુત્રી વિગેરે પરિવાર હોય તો મરનાર સ્ત્રીના પતિએ બીજી સ્ત્રી પરણવી નહિ મરનાર સ્ત્રીને કાંઇ પણ સંતાન હોય નહિ અગર હોય પણ દિકરીજ હોય તો તેવા પુરૂષોએ વંશોત્પતિ માટે બીજી સ્ત્રી સાથે ખુશીથી લગ્ન કરવા. જે સ્ત્રી વંધ્યા હોય અથવા ગર્ભ ધારણ કરતી ન હોય એવી સ્ત્રીના પતિને પણ બીજી સ્ત્રીની સાથે લગ્ન કરવા છુટ છે. વાણીઆ બ્રાહ્મણ વિગેરે ઉત્તમ જ્ઞાતિમા પુનર્લગ્ન કરવાનો બિલકુલ ચાલ નથી અને એ શિવાય બીજી કેટલીએક જ્ઞાતિમા હદ ઉપરાત છુટ છે તે એવી રીતે કે

બ્રાહ્મણ વાણિયા વિગેરેની પુત્રીઓ બાળ રંડાપાનુ અસહ્ય સંકષ્ટ સહન કરી ઝુરી ઝુરીને મરી જાય છે અને બીજી કોમની વૃધ વિધવાઓ પણ પોતાના પુષ્કળ પરિવારને પડતો મુકી પુનઃ પુનઃ પુનર્લગ્ન કરે છે; એટલુંજ નહિ બલકે કેટલીએક સ્ત્રી ઓતો " નાઇધોઇને પુજ્યો કુબો, એક ગયો તો બીજો ઉભો" એ કહેવતને અનુસરી એક પછી એક એમ અનેક વર બદલાવી નાખે છે આ બધી બાબત બહુજ બારીકીથી વિચારી જોતાં બન્ને પક્ષની ભૂલ ભાસે છે. માટે હવેથી એવો ઠરાવ કરવામાં આવે છે કે ગમે તે જ્ઞાતિ હોય પરંતુ પરણ્યા પછી તુર્તમાજ પોતાનો પતિ મરી જાય તો તે સ્ત્રીએ નિડરપણે પુનર્લગ્ન કરવા. જે સ્ત્રીને એક અથવા એથી અધિક પુત્રો હોય તેણે બીજી ગમે તેવી આફત અને અગવડતા આવે તો પણ પુનર્લગ્ન કરવાં નહિ. એકંદર કહેવાની મતલબ એ છે કે જે સ્ત્રી વિધવા થાય તેનું પાલણ પોષણ કરનાર પુત્ર હોય તો તે સ્ત્રીએ પુનર્લગ્ન કરવાં નહિ પરંતુ જે સ્ત્રીને પુત્ર ન હોય અને નિરાધાર હોય એવી અબળાઓને પુનર્લગ્ન કરવાનો કાંઇ પ્રતિબંધ નથી, કોઇને એવી શંકા થાય કે પુત્ર હોય ખરો પણ તે પોતાના પિતા પાછળ ગત થઇ જાય તો ? આ સ્વાલના સબંધમા એટલુજ કહેવુ બસ છે કે જો તેનો ધણી ગુજરી ગયા પછી અલ્પ કાળમાજ પુત્ર મરણ પામે તો તે સ્ત્રીને પુનર્લગ્ન કરવાની છુટ છે, પણ ધણી ગુજરી ગયા પછી પુત્ર ત્રણ ચાર વર્ષે મરી જાય તો તે પુત્રની માતાએ પુનર્લગ્ન કરવાં નહિ, કારણ કે ત્રણ ચાર વર્ષના અનુભવ ઉપરથી નિર્વાહ કેમ ચલાવવો એ બાબતની તે સ્ત્રીને માહેતી મળી જાય છે એટલે પછી આગળ ઉપર અઘરૂં લાગતુ નથી. સગપણ કરતી વેળાએ સહુએ મહાજન મંડળની મજુરી મેળવવી જોઇએ, મહાજન મંડળની મજુરી મળ્યા વગર ગુપ્ત રીતે કરેલા સગપણ ખોટાં ગણવામા આવશે અને મહાજન તરફથી મળેલ મજુરીવાળા સગપણમા કાંઇ કજોડુ થશે તો તેનો જોખમ મહાજન મંડળ માથે છે, એટલુજ નહિ બલકે મહાજન મંડળના પ્રમુખ પુરૂષો કજોડુ થતા આંખ્યો આડા કાન કરશે તો તેઓને સખ્ત શિક્ષા થશે. માટે આ બાબત દરેક જ્ઞાતિના પ્રમુખ પુરૂષોએ પોતપોતાની જ્ઞાતિમા પાકો બંદોબસ્ત બાધવો અને આ નવીન ધારા અમલમા લાવવા યુક્તિ યોજવી. આ હુકમનો અનાદર કરનાર અથવા એથી વિરૂદ્ધ વર્તનાર સખ્સના ઘરબાર લુટી લઇ તેને દેહાત દંડની શિક્ષા દેવામાં આવશે.

રાજાના હુકમથી મોટા મોટા શેઠીયાઓએ અને સમસ્ત મહાજન મંડળનાં માણસોએ નવા ઘડેલા ધારા સહુને ભેળા કરી વાચી સંભળાવ્યા

અને એ પ્રમાણે અમલ નહિ કરનારને દેશ નિકાલ કરવાનો હુકમ પણ સંભળાવી દીધો. આ નવીન ધારાથી લોકોમાં મોટો ઘોંઘાટ થઇ પડયો, કારણ કે કેટલાએક પાપી પુરૂષો પોતાની પુત્રીને ગમે તેવા પતિ સાથે પરણાવી પુષ્કળ પૈસા લેવાની લાલચમાં લટકી રહેલા હતા, કેટલાએક સખ્સો અવળા સવળા સગપણના સાટા કરી પોતાનો સ્વાર્થ સાધી લેવા સારૂ યુક્તિ પ્રયુક્તિ લડાવી રહેલા હતા, આવા બધા નિચ આચરણ આચરનારને રાજાનો હુકમ સારો લાગ્યો નહિ, તેથી તેઓ પોતાના મનમા ગોટા ગણવા લાગ્યા અને કેટલાએક સખ્સો રાજાનો હુકમ અમલમા નહિ આવે એમ કહેવાને પણ ઉભા થઇ ગયા આવી રીતે એક પક્ષમાં કલેશ વરતાણો તેમ બીજી તરફ જેઓ કુળવાન અને હુશિયાર હોવા છતા પૈસા વગર કુંવારા ફરતા હતા તેઓને તેમજ વિરહાનળની વ્યાધિ વડે પીલાતી વિધવાઓને તથા પોતાના પિતાના લોભાધિનપણાને લીધે લાયક પતિ મળવાની લાલચમા નિષ્ફળ થઇ નાલાયક પતિ મળવાની ધાસ્તીમાં હતી એવી કુંવારી કન્યાઓ વિગેરેને રાજાનો નવીન ઠરાવ બહુજ પસંદ પડયો અને તેઓ સહુએ અંત:કરણથી વિરવટને આશિષ સહવર્તમાન ધન્યવાદ આપ્યો. થોડો વખત શહેરમા હા, હો, થયુ પણ પછી અંતે સઘળાઓએ રાજાએ કરેલા ઠરાવ કાયમ રાખ્યા અને એ પ્રમાણે સર્વે કોઈ વર્તવા લાગ્યા.

વિરવટ ગાદીનો વારસ થયા પછી રાજ્યમા ઘણા ઘણા સુધારા વધારા કર્યા, અને પ્રજા હિતાર્થે પુર્ણ પરિશ્રમ લઇ સર્વનુ સારૂ કરી સુયશ મેળવી વિશ્વ વિખ્યાત થયો એક દિવસ રાત્રીના વખતે રાજા અને રૂપાળી રાણી નગર ચિકિત્સા જોતા જોતા કૃપણશા નામના એક વણિકના ઘર આગળ જઇ ચડયા ત્યા અંદરના ભાગમા કાંઇ ઘોંઘાટ થતો હતો તે સાંભળવા માટે રાજા અને રાણી કૃપણશાના દ્વાર આગળ ઉભાં રહ્યાં અને અંદર શુ ચેષ્ટા ચાલે છે એ બાબત ધ્યાન પૂર્વક સાંભળવા લાગ્યાં. આ વખતે કૃપણશા અને ઝમકુ નામની તેની સ્ત્રી પોતાની પુત્રીને પરણાવવા બાબત વાતો કરતા હતા, ઝમકુ બોલી કે હે સ્વામીનાથ, હવે આપ કન્યા વિક્રય કરવાનો આપનો વિચાર માંડી વાળો, જીવતાં હશુ તો પૈસા તો પુષ્કળ પ્રાપ્ત થશે, માટે દિકરીને દુ:ખી કરવી નહિ અને લક્ષ્મી લેવાની લાલચમાં લુબ્ધ થઇ આપણી એકની એક પ્રાણાધિક પ્યારી પુત્રીને અયોગ્ય પતિ સાથે નહિ પરણાવતાં સારા સદ્દગુણ સંપન્ન સ્વામી સાથે પરણાવી આપો. કૃપણશા બોલ્યો કે રાંડ શંખણી, તુ શુ સમજે ? તને કાંઇ ઉંડી ગણત્રી અથવા અક્કલ નથી, કારણ કે જમાઈ સારો હોય તેમા

આપણું કાંઈ શાક થાય? તેમજ જમાઇ ડાહ્યો અને દેખાવડો હોય પણ એથી કાઇ આપણો ભંડાર ભરાય? નહિ નહિ. એમાં આપણું કાઇજ વળે નહિ તુ ગમે તેમ કહે પરતુ હુ એ વાત ઉપર લક્ષ આપીશ નહિ, કારણ કે મારો મત તો એવો છે કે આ દિકરીને આહીંથી ઉપાડી બીજે ગામ લઈ જઇશ અને ત્યાં જઇ પાચ સાત હજાર રૂપીઆ આપનારને પરણાવી આપીશ; એટલુજ નહિ પણ સામા ધણી પાસેથી પુષ્કળ પૈસા લેવા છતા પણ એવુ લખાવી લઇશ કે કૃપણશાએ પોતાની કન્યા કકુને ચાંડલે આપેલી છે ઝમકુ બોલી કે જરૂર, તમે પૈસા લેવાના લોભે આ દિકરીને ઉંડા કુવામા ઉતારશો અને કાળી ટીલી લેશો ત્યારેજ શાન્ત થશો પરતુ રાજાને અથવા બીજા કોઇને જાણ થશે તો પુરેપુરી પંચાત અને પીડા થઇ પડશે, માટે મારૂ માનો તો સારૂ થશે કૃપણશા કહે છે કે અરે ! રાડ, તુ તારૂ નાકુ પકડી બેઠી છો પરંતુ વિચાર કરતી નથી કે આ દિકરી માટે કેવાં કેવા સંકષ્ટ સહન કર્યાં છે ? કેવી કેવી વ્યાધિઓ વેઠી તેણીને પાળીપોષી મોટી કરેલી છે ? અને આ પુત્રી ઉપર આપણો કેટલો આધાર છે ? એ બધુ તુ જાણે છે છતા આ વખતે આમ કેમ બોલે છે ? પ્રથમ તો તુજ કહેતી હતી કે આ ગગીના ઝાઝા બધા રૂપીઆ લેશુ અને વિવાહ ધામધુમથી કરશુ ઝમકુ બોલી કે હે ! સ્વામી, જ્યારે હું રૂપીઆ લેવાનુ કહેતી ત્યારે આપણી જ્ઞાતિમા અને બીજી બધી જ્ઞાતિમાં જાહેર રીતે પૈસા લેવાનો ચાલ હતો તેથી પૈસા લેનારને એ સમયની રૂઢીને અનુસરી નિચુ જોવુ પડતુ નહોતુ, તેમજ રાજા તરફથી પણ કન્યા વિક્રય કરનારને કાંઇ હરકત થતી નહોતી અને હવે તો એ બાબત પૈસા લેવા દેવાની સખ્ત મના થયેલી છે, તેથી કોઇ લેતુ દેતુ નથી કદાચ કોઇ ગુપ્ત રીતે પૈસા લીએ છે પણ જ્યારે રાજાને ખબર પડે છે ત્યારે તેને સખ્તશિક્ષા કરે છે તમે જાણુતા નથી પણ ઉગ્રેશ્વર પંડ્યાએ પોતાની પુત્રીનો વિક્રય કરી એક હજાર રૂપીઆ કરણપુરના વિપ્ર આગળથી લીધેલા હતા તે છતા થયા ત્યારે તે ઉગ્રેશ્વર પંડ્યાને રાજાની હજુરમા હાજર કરેલો હતો રાજાએ તેનો કેસ ચલાવતા તે ગુન્હેગાર ઠરવાથી તેના એક હજાર રૂપીઆ દંડ કર્યાં અને તેના ઘરબાર લુટી લઇ દેશ નિકાલ કર્યો વળી ભગુ ભટનો નવ વર્ષનો છોકરો હતો અને રઘુ પંડયે પોતાની અગીઆર વર્ષની કન્યા આપી સગપણ કર્યું, અને મહાજનની મંજુરી મેળવ્યા વગર ગુપ્ત રીતે ગોળ ખાધેલો હતો, પણ જ્યારે રાજાને ખબર પડી ત્યારે તુર્તજ ભગુ ભટને અને રઘુ પંડ્યાને કોર્ટમા બોલાવી કેસ ચલાવ્યા

તેઓને ગુન્હેગાર ઠરાવી સગપણ રદ કરી નાખ્યુ, અને બન્ને જણા પાસેથી બસો બસો રૂપીઆ દંડ લીધો ચાંડલો કરનાર શુકલને અને કન્યાના મામાને આ કામ કરવા આગ્રહ પુર્વક અભિપ્રાય આપનાર અને ચોગઠુ બેસારનાર ગણી તેઓને ત્રણ ત્રણ મહીનાની આસન કેદ આપેલી છે.

કૃપણુશા કહે છે કે તારો રાજા ભલે જે કરવુ ધટે તે કરે, પરંતુ હુ તો પ્રાતઃકાળેજ પોબારા ગણી જાઇશ, અને મોટું શહેર હશે ત્યા કોઇ સાહુકાર શોધી મરજી મુજબ પૈસા લઇ પુત્રીને પરણાવી આપીશ. રાજા ગમે તેવી ચાલાકી ચલાવે પણ વાણીઆની અક્કલ આગળ તેનુ શુ જોર ? હજુ આઠ દિવસ પહેલાંજ વિરચંદશા પોતાની પુત્રીને કનકનગરમા પરણાવી આવ્યો અને સાતહજાર રૂપીઆ લાવ્યો લોકોએ પુછ્યુ કે તમારી દિકરી કયા ગઇ તો તેણે ગપ મારી દીધી કે તે તેને મોશાળ છે આવી રીતે યુક્તિ લડાવી સાતહજાર રૂપીઆ તેણે ઘરમાં ઘાલી દીધા અને ઠંડો કોઠો કરી બેઠો છે. હવે રાજાએ તેને શુ કરી નાખ્યુ ? શું તેની આબરૂ ઓછી થઇ ? અને કોણ તેને આડુ ફર્યુ ? ઝમકુ બોલી કે હે ! સ્વામી, સુર્ય નારાયણ છાબડે છુપાતા નથી, તેમજ પાપ કર્મ પણ પ્રકાશ થયા વગર રહેતુ તમે તમારી નજરે જોજો, જ્યારે ત્યારે વિરચદશાનો વરઘોડો ચડયા વગર રહેશે નહિ, કારણ કે આ રાજા બહુજ ચાલાક અને ચુસ્ત છે તે અમલાધિન થઇ પલગમા પડયો રહેતો નથી તેમજ નિશાબાજીમા પણ વખત વીતાડતો નથી આ પુન્યાત્મા રાજા ફક્ત પ્રજાહિત કરવામાંજ પોતાનુ મહત્વ માની મચ્યો રહે છે; એટલુજ નહિ બલકે મહારાજા વિરવટ પુરેપુરો પ્રમાણિક અને ઇન્સાફ આપવામા એક્કો છે, તેમજ ચોર અને શાહને ઓળખી કાઢે એવો છે. તમારી અક્કલ ગમે તેવી હોય પરંતુ આ રાજા આગળ તમારી ચાલાકી ચાલશે નહિ, માટે મારૂ માનો અને આ ગૌ બેખ જેવી ગરીબડી અને પ્રેમથી ઉછેરેલી પુત્રીને આહીના મોહનચંદ્ર શેઠના દીકરાનુ માગું છે તે મંજુર કરી તેની સાથે પરણાવી પુત્રીની આશિષ લ્યો. મોહનચદ્ર તરફથી આપણને પૈસા મળશે નહિ, પરંતુ તેનો પુત્ર ભણેલો ગણેલો અને હુશિઆર છે તેમજ તે સ્વભાવે સારો અને દયાવાળો છે. તેમજ તેની માતુશ્રી પણ બહુજ ગરીબ અને ઠંડા મિજાજનુ માણસ છે જેથી તેના ઘરમા આપણી દિકરી દુ:ખી થશે નહિ પછી આપની ઇચ્છા. કૃપણુશા કહે છે કે રાજાનો બહુ ભય લાગશે તો આપણે આહીં મંચ્છાપુરમાજ રહેશું નહિ. પછી રાજા આપણને શુ કરી નાખશે ? ઝમકુએ કૃપણુશાને કહેવામા કાંઇ કચાસ રાખી નહિ, પણ લોભાધિન

થયેલ વાણીએ વાત માની નહિ અને સવારેજ પુત્રી સહવર્તમાન ઉપડી અન્ય મુલક તરફ પોબારા ગણી જવાનો પોતાનો નિશ્ચય કાયમ રાખ્યો. રાજા અને રાણી આ વાત ધ્યાન પૂર્વક સાંભળતાં હતા તેથી વિરવટને વાણીઆ ઉપર અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો અને એજ વખતે તેને મુશ્કેટાટ કરવા વિચાર કર્યો, પરંતુ રાણી સાથે હોવાથી વિશેષ ગડબડ નહિ કરતા તે વણિકની પુત્રીને સુતેલે સ્થળેથી અધર ઉપાડી પોતાના રાજ મહેલમા લઇ ગયો ત્યા જઈ વણિક સુતાને દિલાસો દીધો અને કીધુ કે હે ! પુત્રી, તારો પાપી પિતા પૈસા લઇને તને નાલાયક પતિ સાથે પરણાવી આપવા તૈયાર થયેલો છે એટલા માટે મેં પોતેજ તારૂ હરણ કરી તને આંહીં આણેલી છે, માટે તુ કાઇ પણ ચિન્તા કરીશ નહિ, હવે હું તને લાયક વર સાથે પરણાવવા ગોઠવણ કરીશ અને પછી પાકો બંદોબસ્ત કરી તને તારા માવતર પાસે મોકલાવી આપીશ. આવી રીતે વણિક સુતાને શાન્ત કરી વિરવટ રૂપાળીરાણી સહવર્તમાન અંતઃપુરમા દાખલ થયો.

પ્રાતઃકાળે કૃપણશા નિદ્રાદેવીના પંઝામાથી મુક્ત થયો એટલે ઝમકુને જગાડી રસ્તામા ખાવા માટે ઢેબરા વિગેરે ભાતુ તૈયાર કરવાનુ કહી પોતે પોતાના લુગડાંલતાબચકામા બાંધી તૈયાર થયો અને પોતાની પુત્રીને જગાડવા ગયો પણ પુત્રીને પલંગમા દીઠી નહિ તેથી ઝમકુને પુછવા લાગ્યો કે અરે ! ગગી કયા ગઇ ? શુ તે બહાર નાવા ધોવા અથવા દિશા જંગલ જવા ગઇ છે ? કે કોઇ પાડોશીને ઘેર ગઇ છે ? તુ જા તો ખરી તેનો તપાસ તો કર; કારણકે મોડું થશે તો આજે ચાલી શકાશે નહિ અને અનેક વિઘ્નો આવી પડશે, માટે જલદી જયા હોય ત્યાથી તેડી લાવી તૈયાર કર. ઝમકુ આ વાત સાંભળી આશ્ચર્ય પામી અને પોતાના મનમાં શોચ કરવા લાગી કે અરે ! આ શો જુલમ ? પુત્રી મને પુછયા વગર કોઇ દિવસ ઘરની બહાર નિકળતી નથી. અને આજ આટલી બધી વહેલી કયા ગઇ હશે ? વારૂ પણ તેનો તપાસ તો કરૂ આમ વિચારી ઝમકુ પાસેના પાડોસીનાં ઘર જોઇ વળી, પણ દીકરીને દીઠી નહિ તેમજ કોઇ તરફથી સમાચાર પણ સાંભળ્યા નાહ એટલે દિલગીરી ભરેલે ચહેરે ઘેર આવી રડવા લાગી. કૃપણશાએ જાણ્યુ કે રાડે છોકરીને કયાઇ સંતાડી દીધી અને ઉલટી ઉપર જતાં આપણને અળખામણા કરવા આલાપ કરી આરડવા બેઠી. આમ ઉલટુ ભાસવાથી કૃપણશા ઝમકુને મારવા મંડયો, અને ક્રોધાવેશમા બોલ્યો કે રાડ, આ બધા તારાજ કામા છે, તેજ તેણીને સંતાડી દીધી છે અને તેંજ મને ફજેતને ફાળકે ફેરવ્યો છે. જેથી હુ તને ઠાર મારી

નાખીશ. તારે જીવતું રહેવું હોય તો છોકરીને સત્વર મારી સમક્ષ હાજર કર, નહિતર તારો પ્રાણ કાઢી નાખીશ. એમ કહેતો ઝમકુને મારવા લાગ્યો. ઝમકુ બોલી કે હે ! સ્વામી, હું નિર્દોષને શા માટે મારો છો ? મેં આપનું શુ બગાડયુ છે ? હું સોગન ખાઇને કહું છું કે મને બિલકુલ ખબર નથી, અગર જો ખબર હોય તો આપનો આટલો બધો માર શા માટે સહન કરૂ ? દિકરી મારી એકલીની નથી તમે પણ તેના પિતા છો માટે મરજી મુજબ કરો, પણ મને મારી નાખો મા, કૃપણશાએ જાણ્યુ કે હવે રાજા આગળ ગયા વગર ચાલશે નહિ, કારણકે છોકરીને કોઇ હરામખોર હરી ગયો હશે અથવા તે પોતેજ કોઇ દુષ્ટાચારીની દોસ્તીમાં લપટાઇ નાસી ભાગી હશે, માટે જો એમજ હોય તો રાજા વગર તે છોકરી હાથ લાગશે નહિં. જેથી હવે બીજી બધી પંચાત પડતી મેલી રાજા આગળ ફરીઆદ કરવા જવું જોઇએ. આવા વિચારથી કૃપણશા પોતાની સ્ત્રીને પુછી રાજા આગળ ગયો અને પોતાની પુત્રીનુ હરણ થયુ છે એમ જાહેર કર્યું રાજાએ વાણીઆને તેની બોલી ઉપરથી ઓળખી કાઢયો એટલે તુર્તજ પોલીસને હુકમ આપ્યો કે હાલ તો આ વાણીઆને જેલ જાત્રા કરવા તેડી જાઓ, પછી હુ જ્યારે બોલાવુ ત્યારે તેને મારી હજુરમા હાજર કરજો. રાજાનો હુકમ થતાં કૃપણશાને કારાગ્રહમાં દાખલ કરવા લઇ ગયા. જ્યારે કચેરી ભરાણી ત્યારે રાજાએ કૃપણશાને કોરટમાં બોલાવ્યો અને વિરચદશાનું ઠામ ઠેકાણું પુછી તેને તેડવા માણુસ મોકલ્યુ. થોડા વખતમાં માણુસો વિરચદશાને પકડી લાવ્યા અને સભા સમક્ષ ખડો કર્યો રાજાએ તેને તેની દિકરી બાબત પુછપરછ કરતાં પ્રથમ તો તેણે ગપ મારી દીધી પણ પછી રાજા રૂપ બદલી ગુસ્સો કરવા લાગ્યો ત્યારે બનેલી બધી બીના કબુલ કરી. જ્યારે ગુન્હેગારે ગુન્હો કબુલ કર્યો ત્યારે પછી પુરાવાની પરવા રહી નહિ રાજાએ વિરચદશાને એક તરફ બેસારી કૃપણશાને બોલાવી પુછપરછ કરવા લાગ્યો કે તેં તારી દિકરીને પરણાવી છે કે નહિ ? અને નથી પરણાવી તો હવે કોની સાથે લગ્ન કરવા વિચાર છે ? વિગેરે બાબત પુછતાં કૃપણશાએ ખોટે ખોટી ગપ મારી દીધી અને જે જે પુછયું તેનો ખોટે ખોટો ખુલાસો આપ્યો. આ ઉપરથી રાજાને વિશેષ ગુસ્સો ચડયો, તેથી તેણે કૃપણશાને ત્રણ વર્ષની કેદ આપી અને વિરચદશાના આઠ હજાર રૂપીઆ દંડ કરી દેશનિકાલ કરવા હુકમ કર્યો અને કન્યાવિક્રય કરનારના કેવા હાલ થાય છે ? કેવી તેની આબરૂ વધે છે ? અને એકદર પુત્રીના પૈસા લેનારના કેવા બુરા હાલ થાય છે? તેનો સજ્જડ દાખલો પ્રજાને દેખાડી દીધો.

રાજાએ બન્ને સખ્સોને શિક્ષા આપ્યા પછી કૃપણુશાની દિકરીને પોતાની હજુરમા બોલાવી અને તેની માતા ઝમકુને પણ માણસ મોકલી બોલાવી લીધી. આ વખતે રાજાએ ઝમકુને દિલાસો દીધો અને તેની દિકરી દેખાડી કીધું કે હે ! શાણી અને સદ્‌ગુણુ સંપન્ન વણીક સુના, જો આ તારી પ્યારી પુત્રી રહી, તેને કાંઇ પણ કષ્ટ થયુ નથી તે મોજમજામાં છે. ફક્ત તારા ધણીની નાલાયકી ઉપરથી તેને કેદ કરેલો છે હવે તું આ તારી પુત્રીને તારે ઘેર લઇ જા અને જે વરની સાથે લગ્ન કરવા તારી ઇચ્છા હોય તે લાયક સ્વામી સાથે તારી પ્યરી પુત્રીને પરણાવી આપજે. તુ તારા જામાત્ર આગળથી કાઇ લઇશ નહિ હુ તને મારા તરફથી પાચ હજાર રૂપીઆ આપુ છું તે તુ લઇ જા. વાણીઆણી બોલી કે હે ! પ્રજાપાળ રાજા, આપ દાના અને દયાળુ દેવે દયા દ્રષ્ટિની વૃષ્ટિ વડે અમારા ઉપર અત્યંત આભાર કરેલો છે એ આભારનો બદલો આપવા અમો અશક્ત છઇએ, પરતુ આપ પુન્યાત્માએ અમારા ઉપર કરેલ ઉપકારનો બદલો ઇશ્વર આપને આપશે એવી અમે ઈશ્વરને અહોરાત્રી અતઃકરણથી અરજ કરીશું મારા ધણીની કસુર છે, એ હકિકત ખોટી નથી. હું પોતેજ તે મારા પ્રાણાધાર હોવા છતાં તેની મરજી મુજબ વર્તવા ઇન્કાર કરતી હતી. ગઈ રાત્રીનો ઝગડો જોવાથી આપને ખાત્રી થઇ હશે કે બળાત્કારે મારે મારા સ્વામીની ઇચ્છાને આધિન થવુ પડયુ હતુ, પરતુ મારી પોતાની કજોડુ કરવાની બિલકુલ ઇચ્છા નથી આવી રીતે મારા ધણીની કસુર છે, તો પણ હુ અબળા ઉપર દયાદ્રષ્ટિ કરી મારા સ્વામીને મુક્ત કરવા આજ્ઞા આપી અમારા ઉપર કરેલ આભારમા અધિકતા કરશો એવી આશા રાખુ છુ. અગર જો મારા સ્વામીને મુક્ત ન કરો તો અમને પણ તેમની સાથે કારાગ્રહમાં મોકલી આપો. વિરવટ બોલ્યો કે હે ! વણીક સુતા, તને તારો સ્વામી નિર્દયપણે મારતો હતો તે તું ભુલી ગઇ કે શું ? ખરેખર, તારી અને તેની તકરારનો વિચાર કરતાં મને તો ચોક્કસ એમજ લાગતું હતુ કે હુ તેને શિક્ષા આપીશ એટલે તું પ્રમોદ પામીશ. પરંતુ આ તો એથી ઉલટુ જણાય છે, તેનુ શું કારણ ? વાણીઆણી બોલી કે હે ! મહારાજા, આપનું ધારવું ખોટું નથી, કારણ કે કલેશનુ કાળુ મોઢુ છે. કલેશ કરવાથી અવશ્ય અરસપરસના અતઃકરણમા અભાવ ઉત્પન્ન થાય છે અને એ અભાવના યોગે નઠારી

નારી પોતાના પતિને પાયમાલ કરવા પ્રયત્ન કરે છે, તેમજ કેટલીએક સ્ત્રી પોતાના પતિના કલેશે કંટાળી જવાથી આત્મહત્યાનું મહા પાપ માથે લીએ છે, એટલુજ નહિ પણ હલકા કુળમાં ઉત્પન્ન થયેલી કુલટા સ્ત્રી પોતાના પરણેલા પતિને પડતો મુકી બીજો પતિ પરણે છે. આવી રીતે એકંદર કલેશનુ પરિણામ સારૂં આવતું નથી, તો પણ હે ! પૃથ્વીપતિ, એકજ સ્વામી સાથે જીંદગી ગુજારવાની ઇચ્છા રાખનાર સ્ત્રીએ પોતાના પતિના દુર્ગુણ દ્રષ્ટિમા રાખવા નહિ. પતિ પોતાના તનમન અને ધન આદિનો માલેક છે માટે તે ગમે તેવુ દુખ દીએ તે સઘળુ સહન કરવુ જોઇએ. જે સ્ત્રી શુદ્ધ અંતકરણથી સ્વામી સેવા કરે છે તે સ્ત્રી ઉપર ઇશ્વર અત્યત પ્રસન્ન રહે છે. અને એ પ્રસન્નતાના યોગે પરિણામે પરમેશ્વરના પદકમળની તેને પ્રાપ્તી થાય છે. આ ફાની દુનિયામા જન્મ ધારણ કરનાર સુગ્ન સ્ત્રીઓ તો પતિ ભક્તિ કરવામાંજ મુક્તિ માને છે અને શાસ્ત્રપુરાણમાં પણ સ્પષ્ટ દર્શાવી દીધું છે કે સતી સ્ત્રીને પતિથી અધિક અન્ય કાંઇ નથી. કેટલીએક અજ્ઞાનના અબુધિમા અથડાતી સ્ત્રી દેવ સેવામાં ચુસ્ત રહે છે, પણ પોતાના પ્રાણનાથને પ્રસન્ન કરી શકતી નથી, ઉલટી અભિમાન આણી પતિને પજવે છે. આવી સ્ત્રીઓ ઉપર દેવ પ્રસન્ન થતા નથી પણ કોપ કરે છે. મે ઘણી મહાસતીના ચરિત્રો અવલોકન કરેલાં છે તેથી મને પૂર્ણ અનુભવ થયેલો છે કે પોતાના પતિને પરમેશ્વર તુલ્ય જાણનારી અને અવર પુરૂષ પર કુદ્રષ્ટિ નહિ કરનારી નારીને પરમાત્મા પોતે સંકટ સમયે સહાય થાય છે જેનું પ્રત્યક્ષ દ્રષ્ટાંત એ છે કે મારી પોતાનીજ સારી વૃતિ હતી તો આપ અમારા ઉપર પ્રસન્ન થયા અને અમારા કષ્ટો નિવારી નાખ્યાં.

વિરવટ વણીક સુતાની વાત સાંભળી બહુજ પ્રસન્ન થયો તેથી તુરત કૃપણશાને કારાગ્રહમાથી કાઢી મુકવા આજ્ઞા આપી અને છેવટે વણીક સુતાને કીધુ કે હે બહેન, તારી પુત્રીના લગ્નનો દિવસ હોય, તે દિવસ મને તુ આમંત્રણ કરજે એટલે હું તારે ત્યા આવીશ અને આ પાચ હજાર રૂપીઆ ઉપરાત જે આપવુ હશે તે આપીશ કૃપણશા, ઝમકુ અને તેની પુત્રી રાજાને આશિર્વાદ આપી ચાલતાં થયા, બાદ કચેરી બરખાસ્ત કરી રાજા અંતઃપુરમાં ગયો.

# પ્રકરણ દસમું.

વીરમંડળમા વિવેકવંત વીરમણી વિરવટે મદનમોહનસિંહજીને મારી મન્છાપુર કબજે કર્યું અને તેનાં બાળબચ્ચાંને કેદ કર્યા પરંતુ રણસગ્રામ થયા પહેલાં મદનમોહનસિંહજીનો પાટવી પુત્ર કેસરીસિંહજી કનકાવતી નગરીમા પોતાને મોશાળ ગયેલો હોવાથી તે આબાદ અને છુટો રહેલો હતો. વિરવટે મંચ્છાપુરના મહિપતિને મારી નાખ્યો એ વાત આસપાસના તમામ પ્રદેશમા પ્રકાશ પામેલી હતી, પરતુ કનકાવતી નગરી ઘણી દુર હોવાથી ત્યા કોઇને કાંઈ ખબર નહોતી. એક દિવસ કેસરીસિંહજી પોતાના મામા પ્રતાપસિંહજી સાથે એકાન્ત આલયમાં બેઠેલો હતો એ વખતે પોતાના મામાને કહેવા લાગ્યો કે હે ! મામા, આજ મારૂ મન ઉદાસીના સાગરમા ગીરફ્તાર થઇ ગયુ છે, તેમજ મારી ભુજા અને નેત્ર વિગેરે વામાંગ ફરકે છે; એટલુજ નહિ પણ કાંઈ ચેન પડતું નથી. આ ઉપરથી એવું અનુમાન થાય કે આજકાલમાં કાઇ માઠા ખબર મળવા જોઇએ પ્રતાપસિંહજી બોલ્યો કે હે ! ભાણેજ એવુ અનુમાન શા આધારે બાધો છો ? મારૂં વામ અંગ ઘણીવાર ફરકે છે, પરતુ મને કાઇ નુકસાન થતુ નથી. ઘણા વહેમી માણસોનુ એવુ કહેવુ છે કે વામ અગ ફરકે તો કાઇ હાની થાય પરંતુ હું એ વાત અંગીકાર કરતો નથી ભવિષ્યમાં ભલું માડેલુ હોય, તો, ભુંડું થતુંજ નથી અને બુરૂ થવાનુ હશે તો ભલુ કરવા ગમે તેવાં યત્નો કરવા છતા ભુંડુજ થશે. માટે બધી બાબતનો બારીકીથી વિચાર કરી જોતાં મેં તો નિશ્ચય કર્યુ છે કે સહુ કરતા ભાવી બળવાન છે.

આવી રીતે મામો ભાણેજ વાતવિનોદ કરતા હતા તેવામા એક કાસદ આવ્યો, તેણે કેસરીસિંહજીનુ નામ પુછી એક કાગળ આપ્યો. કાગળનો વિચિત્ર રગ જોઇ કેસરીસિંહજી ચમકી ગયો અને એકદમ બોલી ઉઠયો કે અરે ! કાસીદ, તુ આ કાગળ કયાથી લાવ્યો છો ? આ કાગળ તને કોણે આપેલો છે ? આટલુ બોલી તેણે કાગળ ફાડી વાચવો શરૂ કર્યો. કાગળ વાચતા વાચતા તેની મુખાકૃતિમા ફારફેર થવા લાગ્યો અને ધ્રુજારો છુટવાથી તેનું આખું અગ થરથરવા લાગ્યુ. કાગળ પુરો વચાઇ રહ્યા બાદ કેસરીસિંહજીને મૂર્છા આવી ગઈ, તેથી તે બેઠેલ સ્થળેથી એક તરફ ઉડી પડયો. આ બનાવ બનવાથી પ્રતાપસિંહજી પણ આશ્ચર્ય પામી આક્રંદ કરતો કેસરીસિંહજીને પોતાના ખોળામાં લઇ આસનાવાસના કરવા લાગ્યો. થોડીવારે મુર્છા વળી એટલે તે પોતાના મામા પ્રત્યે કહેવા લાગ્યો કે હે !

મામા, મારૂં તો સર્વસ્વ લુટાઇ ગયુ, હવે કાઇ બાકી રહ્યુ નથી હું આંહી આપ આગળ અમનચમન કરૂ છું, પણુ પાછળથી બધુ બગડી ગયુ છે, મારી ગેરહાજરીમા બનેલો બનાવ બહુજ ભયકર છે. પ્રતાપસિહજી બોલ્યો કે હે ! ભાણેજ, તુ ધિરજ રાખી મને કાગળ વાચી સંભળાવ. પછી આપણે આફતનો અત આણુવા યત્ન કરશુ. તું ગભરાઇશ નહિ; કારણુ કે સકટ વખતે ધિરજ રાખવી એજ બુદ્ધિશાળી પુરૂષનું કામ છે.

સુદર આ સસારમા, સુખ દુઃખ સહુને શીર,
ધૈર્ય ધરે સંકટ સમે, એજ ખરો શુરવીર.

સુદર સમ સતી

કેસરીસિહજી બોલ્યો કે હે ! મામા, આપનુ કહેવું વાજબી છે, પણુ આ કાગળ વાચી મારૂ હૃદય ફાટી જાય છે, તેમજ હવે હુ જીવતો રહીશ કે નહિ ? એ બાબત પણુ મને શંકા થાય છે. કાગળ વાંચતાં મને સારૂં લાગતું નથી, તો પણુ મારા ઉપર આવી પડેલ આફતથી આપને માહેતગાર કર્યા વગર ચાલે તેમ નથી તેથી આ કાગળ વાચું છુ તે સાભળો.

**મારા વ્હાલા વંશમણી કેસરીસિંહની સેવામાં.**

મચ્છાપુરની જનરલ જેલમાથી લખનારી તમારી દુખીયારી માતા માલતીની આશિષ અગીકાર કરશો બાદ લખવાને અત્યંત દિલગીરી પેદા થાય છે કે તમારા ગયા પછી થોડાજ વખતમાં તમારા પિતાએ નૌત્તમપુર નગરના રાજા વિરવટ સાથે વૈર કરવાથી વિરવટે તમારા પિતા શ્રીને મારી નાખ્યા છે અને મચ્છાપુર કબજે કરી મને તથા બન્ને બ્હેનોને કેદ કરેલી છે.

વિરવટ સારો રાજા હોવાથી તેણે અમારા ઉપર દયા કરી અમને રાજ વિરોધીઓને થતી કોઇ પણુ જાતની ભયંકર શિક્ષા કરેલી નથી, તેમજ ભયકર કેદખાના પણુ અમને પુરેલ નથી, એટલુજ નહિ પણુ અમારી પાસે કોઇ પણુ જાતની સખત મહેનત પણુ કરાવતો નથી, ફક્ત રાજ કેદીઓની માફક અમને આસન કેદમા રાખેલ છે, તો પણુ હે ! પુત્ર, અનેક દાસ દાસીઓ અને નોકર ચાકરો પર હુકમ ચલાવનાર, તેમજ વૈભવ વિલાસમા અહોરાત્રી વખત વ્યતિત કરનાર અમારા સરખી રાજ બાળાઓને આવી સ્થીતિમાં રહેવુ બહુજ દુખદાઇ થઇ પડે છે, અને એટલો બધો કંટાળો આવે છે કે આવી સ્થીતિમા રહેવાનું સંકટ સહન કરવા કરતા કાળાધિન થવાનુ અમે વિશેષ પસદ કરીએ છીએ, બીજા બધાં સંકટો

તો સહન કરી શકાય, પરંતુ અમો સ્વરૂપ સંપન્ન હોવાથી અમારા શિયળ વ્રતનો જો વિનાશ થશે તો મૃત્યુ પછી પણ અમારી મુક્તિ થશે નહિ. મને એટલી તો હિમ્મત છે કે આ શરિરમાં શોણિત શ્રવે છે, ત્યા સુધી તો અન્ય પુરૂષને આધિન થશું નહિ, તો પણ પરાધિન હોવાથી એ બાબતની અત્યંત ધાસ્તી રહે છે. અમારા પતિવ્રતનો વિનાશ કરવા માટે અમારા પર એક વખત થયેલ હુમલાનું હું નિચે વર્ણન કરૂ છુ.

એક દિવસ રાત્રીના વખતે હું પરમેશ્વરનું સ્મરણ કરતી બેઠી હતી, તેવામા જલાલુદીન નામનો જેલર આવ્યો. તેણે મને કહ્યુ કે હે ! રાણી, જો તું મારી પ્યારી થા તો હું તને અને તારી બન્ને પુત્રીઓને આંહીથી મુક્ત કરૂં. મેં કીધું કે હે ! ભાઇ આપ જેવા આબરૂદાર અમલદારે મારા જેવી આફતના અખાતમા અડવડીઆ ખાતી અબળાને આવાં અઘટિત અને અત્યંત અપવિત્ર વચનો કહેવા એ વાજબી નથી હુ દુખમાં ડુબેલી દારા પર દયા દૃષ્ટિ કરી આપ આંહીથી પાછા પધારો.

મારાં સર્કરા સમાન મધુરા વચનોની તે ગર્ધવ પર કશી અસર થઇ નહિ, તેથી તે દુષ્ટ બોલી ઉઠયો કે બસ બસ, હવે તું બોલવુ બધ કર. હું જાણું છું કે તું ખુશીથી મારી ઇચ્છાને આધિન થઇશ નહિ, જ્યારે તારા પર બળાત્કાર કરવામાં આવશે ત્યારેજ તું કબુલ કરીશ. આટલું બોલી તેણે મારા ઉપર ધસારો કર્યો, હું આમ તેમ નાસી છુટવાનો યત્ન કરવા લાગી, પણ તે પાપી આગળ મારૂં કાંઇ ચાલ્યુ નહિ. તે દુષ્ટે મને જબરજસ્તીથી પકડી રાખી અને પૃથ્વી પર પછાડી મેં પહેરેલા પટકુળ તાણવા તોડવા લાગ્યો, તેમજ અપવિત્ર વચનોની વૃષ્ટિ કરવા લાગ્યો; એટલુજ નહિ પણ તે પાપી પુરૂષ મારૂ શિયળ ખંડિત કરવાની તૈયારીમાં હતો, તેવામા મે એક ભયકર ચીસ પાડી તે સાભળી બન્ને બ્હેનો દોડી આવી અને જેલરને ખડમોથ મારી એક તરફ ફેંકી દીધો. ખરેખર જો એ અવસરે બ્હેનો તરફથી મદદ મળી ન હોત તો મારૂ શું થાત ? તે હું કહી શકતી નથી. બ્હેનોએ જેલરને પછાડી નાખ્યો, તો પણ તે દુષ્ટ પડેલે સ્થળેથી બેઠો થઇ બ્હેનો પર ધસ્યો એ વખતે મારી આંખમા ખૂન ભરાઇ જવાથી તેનીજ સમશેર પકડીને એકજ પ્રહારે તે યવનને યમપુરી દેખાડી દીધી જેલરની સાથે થયેલ ઝપાઝપીથી પહેરેગીરો દોડયા આવ્યા અને અમને ધમકી દઇ ડરાવવા લાગ્યા. એ વખતે સમશેર તો મારા હાથમાજ હતી એટલે તેમને પણ કતલ કરવા લાગી અને છેવટ બન્ને બ્હેનોને સાથે લઇ જેલમાથી ભાગી જગલ તરફ જતી રહી.

આ વાતની વિરવટને ખબર થતા અમારી શોધ માટે એકદમ દસે દિશામાં માણુસો મોકલાવી દીધાં અને પોતે પણુ અશ્વારૂઢ થઇ અમારી શોધ કરવા સારૂ નિકળી પડયો. અમે જેલમાંથી નિકળી પરબારાં ઉત્તર દિશામાં આવેલ ઉજ્જડ અરણ્ય તરફ ચાલવા લાગ્યાં. ચાલતાં ચાલતા થાક લાગ્યો એટલે એક ગંભીર વડનાં વૃક્ષ તળે વિશ્રામ લેવા બેઠા. આ વખતે અમારી પાસે બે બંદુક અને ત્રણુ તરવાર હાજર હતી. મારૂ અને મોટી બ્હેનનું લોહી ઉકળી જવાથી અને આખ્યોમાં ખૂન ભરાઇ જવાથી અમોએ એવોજ નિશ્ચય કરેલો હતો કે હવે ગમે તેમ થાય તો પણુ જીવતા શત્રુને સ્વાધિન તો થવુ નહિ જો ભાગી છુટાય તો ભલે, અગર આપણુને પકડવા આવનાર શત્રુની સાથે મરતા સુધી લડવુ પણુ જ્યાં સુધી શરિરમાં પ્રાણુ છે ત્યા સુધી તેમને આધિન થવુ નહિ મુઆ પછી ગમે તેમ થાય તેની હરકત નહિ

આવી રીતે અમારો દ્રઢ નિશ્ચય હોવાથી અમે ત્રણે જણીઓ શસ્ત્ર સજી શત્રુ સામે લડવા તનમનથી તૈયાર થઇ બેઠેલી હતી, તેવામા વિરવટ પોતેજ એકાએક એ સ્થળે આવી પહોચ્યો તેણે દૂરથીજ અમને પડકારો કર્યો અને કીધુ કે તમારા હાથમા હથિયાર છે, ને નિચે નાખી દીઓ નહિ તો હુ તમો ત્રણે જણીઓને બદુકના બ્હારથી ઠાર કરી નાખીશ વિરવટે આપેલી ધમકીથી અમો તેને શર્ણું થયા નહિ, તેમજ અમોએ અમારાં હથિયાર પણુ મુકયાં નહિ, પરંતુ અનુકુળ અવસર આવેલો ધારી તુર્તજ મે મારી બંદુક વિરવટ પર છોડી. બંદુકમાથી છુટેલી ગેબી ગોળી વિરવટના કપાળમાં લાગવાનેજ નિકળેલી હતી, પરતુ એ ચાલાક શત્રુ ચાલાકી ચલાવી અશ્વ ઉપર એક તરફ લળી પડયો એટલે ગોળી તેને લાગી નહિ, મારો ધા ખાલી ગયેલો જોઇને મોટી બ્હેને પોતાની પાસેની બીજી બદુકનો બહાર કર્યો, પરતુ કમ કિસ્મતના યોગે એ ધા પણુ કાઇ કામ કરી શકયો નહિ ફરીને બંદુક ભરવાનુ કાઇ સાધન નહોતુ, એટલે પછી શમશેરો ખેચી અમે વિરવટ ઉપર ધસારો કર્યો અને મર્ણનો ભય મુકી શુરવીર શત્રુ સાથે લડવા લાગ્યાં. વિરવટે પોતાની ચાલાકીથી અમારી શમશેરોના ધા પોતાના અગ ઉપર આવવા દીધા નહિ, પણુ અમે જેટલા ધા કર્યા તેટલા બધા પોતાની ઢાલ પર ઝીલી લીધા. આખર લડતા લડતા અમારી નજર ચુકાવી વિરવટે મારા પડખામા પોતાની એડી મારી મને પૃથ્વી પર પાડી નાખી અને બન્ને બ્હેનોને પણુ એ પ્રમાણેજ પગની

એડી વડે પાડી દીધી. તેણે એડી અમને એવા જોસથી મારી કે તે લાગતાંજ અમે પૃથ્વી પર પડી ગયાં અને અમને મુર્છા આવી ગઇ જ્યારે અમે ત્રણે જણીઓ અચેત થઈ અવનિ ઉપર ઢળી પડી ત્યારે ક્રોધાધિન થયેલો વિરવટ અશ્વ પરથી નિચે ઉતરી અમોને વૃક્ષ સાથે બાધી પોતે અશ્વા રૂઢ થઇ ચાલતો થયો

જ્યારે આવી રીતે અમને વૃક્ષ સાથે સજ્જડ બાધી લીધાં ત્યારે અમારૂં શું જોર ? અમો અનાથ અબળા આફતના અખાતમાથી શી રીતે છુટીએ ? નિર્જન વનમા સંકટ સાગરમાંથી અમને તારનાર કોણ મળે ? ખરેખર, આવી દુર્દશામાં પરમાત્મા વગર બીજુ કોઇ સહાય થશે નહિ અને હવે બળાત્કારે મોતને આધિન થવુ પડશે, બીજું કાઇ બનવાનું નથી. એવો અમારા મનમા નિશ્ચય થવાથી અમો પરમેશ્વરને આજીજી કરવા લાગ્યા, અમારા મનમા ચોક્કસ હતું કે હવે અમે જીવશું નહિ અને આવા ભયંકર વખતે કાંઇ યુક્તિ પ્રયુક્તિ પણ શોધી શકશુ નહિ, દરમ્યાન ઇશ્વરની કૃપાએ ન્હાની બ્હેનનો એક હાથ બધન મુક્ત થઇ ગયો, અને તેનો એક હાથ છુટો થવાથી તેણે અથાગ શ્રમ સહન કરી મારા બધા બધન ધીમે ધીમે છોડી નાખ્યા અને મને મુક્ત કરી, જ્યારે હું મહા કષ્ટથી મુક્ત થઇ ત્યારે મે બન્ને બ્હેનોને પણ ધીમે ધીમે મુક્ત કરી અને તે બન્ને અકળાઈ ગયેલી હોવાથી હું તેઓની આસના વાસના કરવા લાગી

પ્રભુ કૃપાએ અમે કાળના મોઢામાંથી મુક્ત થયા, પણ અમો બહુજ ક્ષુધાતુર થયેલાં હોવા સાથે અમારી પાસે કાંઇ ખાવાનુ નહિ હોવાથી અમને અત્યંત મુઝવણ થવા લાગી. આખર અમારૂં કાંઇ ચાલ્યું નહિ અને નાખી નજર પહોંચી નહિ ત્યારે અમે નિરાશ થઇ વૃક્ષ ઉપર ચડી બેઠા.

કર્ત્તાની કરૂણાએ થોડી વાર થતાં બે બ્રાહ્મણ અને બે બ્રાહ્મણી બાળ બચ્ચાં સહિત એજ વૃક્ષ તળે વિરામ લેવા માટે આવી ચડયા તેઓએ વૃક્ષની છાયામા બીછાનુ બીછાવ્યુ અને તેના ઉપર બેસીને બધા નાસ્તો કરવા લાગ્યાં, નાસ્તો કરીને પોતાની પાસે પાણીનો બંબો ભરેલો હતો તેમાથી પાણી પીધુ અને શાન્ત થયા પછી અરસપરસ ઇધર ઉધરની વાતો કરવા લાગ્યાં.

આ વખતે અમે અમારો સ્વાર્થ સાધવા સારૂ ઉપર બેઠા બેઠા કીકીઆરી કરી તાળીયો પાડી અને એક શાખા તેમને ભડકાવી ભગાડી મુકવા નિચે નાખી. કીકીયારીઓ અને તાળીયો સાભળી તેઓ બહાવરા

બની ગયાં, તેવામાં કડકડતી શાખા માથે પડવાથી એ લોકો એકદમ પોતાનો માલ મિલકત એજ સ્થળે મુકી મહા મુશ્કેલીથી ભાગી છુટયાં અને આગળ જઈ વાતો કરવા લાગ્યાં કે જરૂર, એ યક્ષણી આપણને ભરખી જાત, ઠીક થયું કે આપણને કશી ઇજા થઇ નહિ. હવે આપણે સત્વર આહીથી ભાગો, વાર લગાડશુ તો પાછળ પહોચી જશે

આવી રીતે તે બિચારાં બ્રાહ્મણ કલ્પાંત કરતા કરતાં ચાલ્યા ગયાં એટલે અમે અમારી યુક્તિનુ ફળ લેવા નિચે ઉતરી પડયા અને ભાતાના ડબામાંથી ખાવાનું કાઢી જમવા લાગ્યાં જમી રહ્યાં એટલે પાણીનો ભંબો ભરેલો હતો તેમાથી પાણી પીધું અમને અન્નોદક મળવાથી અમો મરણ તોલ થઇ ગયાં હતા તે પાછાં ચુસ્ત થઇ ગયા અને શત્રુના સપાટામાંથી સળકી જવાની જીજ્ઞાસાએ ત્યાંથી આગળ ચાલવુ શરૂ કર્યું ચાલી ચાલીને અમે થાકી ગયાં અને સુર્ય અસ્ત થઈ ગયો, તો પણ ઉજ્જડ અરણ્યનો અંત આવ્યો નહિ. આખર અમે અંધારામા અડવડીઆ ખાતા પડતાં આખડતાં અર્ધ રાત્રે મારા નામથી વસાવેલ માલતીપુરની ધર્મશાળામાં દાખલ થયા. ધર્મશાળામા મુસાફરોની ભરતી હોવાથી કોઇ કોટડી ખાલી નહોતી, તેમજ ઓસરીમાં પણ ઉતરી શકાય તેમ નહોતું. તેથી અમે ફીકર કરવા લાગ્યાં કે હવે આ વખતે અર્ધી રાત્રે આપણે કયાં જશું ? અને શુ કરશુ ? કદાચ આપણે ગામમા જઇએ, તો પણ ત્યાં કોને ત્યાં ઉતારો કરીએ ? કોણ આપણને આવકાર આપશે ? આવી રીતે અફશોષ કરતાં અમે ઉભેલાં હતા, તેવામાં એક મુસાફર આવીને અમને વિનય યુક્ત વચનો વડે કહેવા લાગ્યો કે બ્હેનો ! તમારે ઉતરવું હોય તો આ મારી કોટડીમાં ઉતરો, હુ બીજી કોટડીમાં મારા સ્નેહીઓ સાથે ભળી જઇશ, આટલુ કહી તે કોટડી ખાલી કરી ચાલ્યો ગયો એટલે અમે તેમા અમારો ઉતારો કર્યો, કોટડીને બારણા બે હતાં તેમાંનુ એક બહાર રસ્તા ઉપર પડતું હતુ અને બીજુ અંદરની ઓસરીમા પડતું હતું કોટડીની અદર જમીન ઉપર એક સાદી અને સડેલી સાદરી પાથરેલી હતી, તેના ઉપર સત્તર કટકે સાંધેલો અને ઝરીને જીર્ણ થઇ ગયેલો એક જાજમનો કટકો બીછાવેલો હતો. અમો ત્રણે જણીઓ થાકીને ચક ચૂર થઇ ગયેલી હોવાથી એજ બીછાનુ બીછાવી આરામ લેવાના ઇરાદે કોટડીના દ્વાર બધ કરી અનેક આફતને અળગી મુકી નિદ્રાદેવીને આધિન થવાની ઇચ્છાએ સુતા, પરતુ અમારી આખ્યોમા હજુ ઉંઘ આવી

નહોતી એટલામાં બે ઘોડેશ્વારો ધર્મશાળામા આવ્યા અને રખેવાળને જાગ્રત કરી કહ્યું કે રાજાનો એક ચોર ભાગી ગયો છે, તેનો તપાસ કરવો છે, માટે તુ બધા મુસાફરને જાગ્રત કર અને એક એક માણસને મોટે બારણેથી બહાર કાઢ બારણામાથી બહાર નિકળતાં અમે તેનો તપાસ કરી લેશુ. પછી તુ ખુશીથી તે બધાને અંદર દાખલ કરજે. સ્વારોના કહેવા પ્રમાણે ધર્મશાળાના રખેવાળે બધા ઉતારૂઓને જાગ્રત કર્યા અને મોટે બારણેથી એક પછી એકને બહાર કાઢવા લાગ્યો. આશરે અર્ધ મુસાફરો તપાસાઇ ગયાં હતાં એ વખતે અમે બીજું બારણું ઉઘાડી બહાર નિકળીને તપાસેલા મુસાફરો સાથે ભળી ગયાં, જ્યારે બધા મુસાફરોનો તપાસ થઇ રહ્યો ત્યારે તેઓ અંદર જઇને બધી કોટડીઓમા ઓસરીમા અને અગાસી વિગેરે દરેક ઠેકાણે જોઇ વળ્યા, પરતુ અમારો પત્તો લાગ્યો નહિ

ચારે તરફ પુરતો તપાસ કરી લીધા પછી ઘોડેશ્વારોએ સઘળા મુસાફરોને સુઇ જવાની રજા આપી અને પોતે પણ પોતાના અશ્વોને વૃક્ષ સાથે બાધી ખડ પાણી નાખવાની તૈયારી કરવા લાગ્યા. જ્યારે બધા મુસાફરો અદર દાખલ થયા ત્યારે અમે પણ સહુની સાથે અંદર ઘુસી ગયા અને અમારી કોટડીમા જઈ દ્વાર બધ કરી લીધા. થોડીવાર થતાં ઘોડેશ્વારો આરામ લેવાની ઇચ્છાએ ઓસરીમા અમારી કોટડીનાં દ્વાર આગળ આવી બીછાનુ બીછાવી બેઠા અને અનેક રગની ઇધર ઉધરની વાતો કરવા લાગ્યા. તેઓ શુ વાતચિત કરે છે તે સાભળવા મે બન્ને બ્હેનોને ભલામણ કરી અને હુ પોતે પણ અંદર બારણા આગળ બેસી સાભળવા લાગી થોડી વારે વલ્લી બોલ્યો કે ભાઇ અલ્લી, રાજા સાહેબ કહેતા હતા કે મે' મારા હસ્તથી તે ત્રણે જણીઓને વૃક્ષ સાથે બાધેલી છે. છતાં આપણને તેનો પત્તો લાગ્યો નહિ તેનુ શુ કારણ હશે ? તે કાંઇ સમજી શકાતું નથી. અલ્લી બોલ્યો કે ભાઈ, એ રડાઓ બહુજ ચાલાક છે, તેથી કોઇ વટેમાર્ગુને કાલાવાલા કરી મુક્ત થઇ પોબારા ગણ્યા હશે વલ્લી બોલ્યો કે હવે તેઓ હાથમા આવે ત્યારે તેમની વાત છે અલ્લી બોલ્યો કે અરે ! યાર, વિરવટની ધાસ્તી ન હોય તો હું તો તે ત્રણે જણીઓને મારા ઘરમા બેસારૂ અને બીબી બનાવી ખૂબ ખુશી થાઉં વલ્લી બોલ્યો કે ભાઈ, પણ તેઓ છે કયાં ? ખાલી વાતો કરવાથી શું વળશે ? પરતુ જો તારો એવોજ વિચાર હોય તો આપણે તેઓને ગમે ત્યાથી પકડી પાડીએ, પણ આપણે તેને પકડીને આપણા ઘરમાં બેસાર્યાની

વાત કોઇને જાહેર કરવી નહિ, કારણ કે વિરવટને એ વાતની ખબર પડે તો ઘાણીમાં ઘાલી આપણું તેલ કાઢી નાખે. અલ્લી બોલ્યો કે ભાઇ જો એ બની શકે તેમ હોય હું વગર વાધે તૈયાર છું. વારૂ, પણ તે રંડાઓ આપણે હાથ આવશે કે નહિ? કદાચ તેઓ કનકાવતી પહોચી જાય તો પછી આપણું શું જોર! વલ્લી બોલ્યો કે ભાઇ, એ બાબત તારે બિલકુલ ફીકર કરવી નહિ હવે હું તે ત્રણે જણીઓને પૃથ્વીના પડમાં જ્યાં હશે ત્યાથી પકડી પાડીશ.

આવી રીતે દુર વિચારમા ડુબેલા દુષ્ટો વાતો કરતા કરતા નિદ્રાદેવીને આધિન થયા અને ઘોઘરા ઘરડવા લાગ્યા એટલે અમે વિચાર કર્યો કે જો આપણે આ ધર્મશાળામા પડયા રહેશુ તો પ્રાતઃકાળે પકડાઇ જશું, માટે સુતેલા સ્વારોના અશ્વ ઉપર આરૂઢ થઇ પોબારા ગણી જઇએ તો સારૂ. આવો સાહસ વિચાર કરી અમે અમારા આસન ઉપરથી આસ્તે આસ્તે ઉઠીને અશ્વ આગળ ગયાં. ત્યા જઇ અશ્વોને બાધેલે સ્થળેથી બહાર કાઢયા અને તેના ઉપર બેસી રસ્તે પડયાં. એક અશ્વ ઉપર હું બેઠી અને એક અશ્વ ઉપર બન્ને બ્હેનો બેઠી હવે આંહીથી કયે રસ્તે ચાલવુ? કનકાવતી કેની તરફ રહી? એ બાબતની અમને બિલકુલ ખબર નહોતી તેથી અશ્વોને તેની ઈચ્છા અનુસાર ચાલવાની છુટ આપી. અશ્વો સપાટાબંધ ચાલવા લાગ્યા ત્યારે અમે એમ ધાર્યું કે હવે આપણે શત્રુના દાવમાં આવશુ નહિ અને સત્વર કનકાવતીના કીલ્લામા દાખલ થઇ જશુ, પછી આપણું કોઇ નામ લઇ શકશે નહિ.

ઇચ્છા કરિએ આપણે, ધાર્યું ધણિનું થાય,
પ્રારબ્ધ પડતુ રહે, અણધાર્યું થઇ જાય.

સુંદર સપ્ત સતી.

ખરેખર, મનુષ્યના મનમા ઉત્પન્ન થતા સમસ્ત વિચારો અમલમાં આવતા નથી. માણુસ પોતાના હિતાર્થે અનેક તર્કવિતર્ક કરે છે અને અપાર શ્રમ સહન કરે છે, પરતુ કાર્ય થવુ ન થવુ તેના હાથમા નથી. અમે એમ ધારેલુ હતુ કે હવે અમારી આફતનો અંત આવશે અને આનંદ ઉત્પન્ન થશે, પરતુ તેમ થયુ નહિ. મતલબ કે અમે જે ઘોડા ઉપર બેઠેલાં હતા તે ઘોડા મચ્છાપુરના હોવાથી અમને અધારામાં મચ્છાપુર ઉપાડી ગયા. લગભગ દરવાજા આગળ પહોચતા મને શકા થઇ કે આ તો મચ્છાપુર છે માટે આહીથી અશ્વોને પાછા હઠાવો મે અને બન્ને બ્હેનોએ અશ્વોને પાછા વાળવા બહુ મહેનત કરી, પણ અશ્વો પાછા ફર્યા નહિ. આખર, અમે ઈતરાજ હોવા છતાં અશ્વોએ અમને શહેરમાં દાખલ કર્યાં. દરવાજામાં દાખલ થતા દરવાને પડકારો કર્યો, પરતુ અમે પ્રત્યુત્તર દીધો નહિ, એટલે

તે અમારી પાછળ દોડયો. અમે અશ્વોને ઉતાવળા હાંકી આગળ નિકળી ગયાં અને વીરૂ વડારણના ઘર આગળ આવતાં અશ્વ ઉપરથી ઉતરી અશ્વને છુટા છોડી મુકયા, અમને આશ્રય મળવાની આશાએ અમે વીરૂ વડારણના ઘરમા દાખલ થયાં વીરૂ વડારણ અમને જોઇ ચમકી ગઇ અને બોલી કે અરે ! બાઇ, તમે અહીં કયાથી આવ્યા ? તમને તો રાજાના માણસો ગોતે છે. તમે સત્વર આહીંથી નાસી જાઓ, નહિ તો મારા પણ બુરા હાલ થશે. મેં વીરૂને કીધું કે આ વખતે અમે તારે શરણ આવેલા છઇએ, માટે ગમે તેમ કરી અમારો બચાવ કર વીરૂ બોલી કે હું તમારો બચાવ કરૂં પણ રાજા કોપે ત્યારે મારો બચાવ કોણ કરે ? મે કીધું કે તારો બચાવ પરમેશ્વર કરશે. તુ અમારા ઉપર દયાદ્રષ્ટિ કરીને આ વખત આશ્રય આપ. તે દુષ્ટાને મેં બહુ સમજાવી પણ તેનુ મન માન્યુ નહિ આ વખત નાની બ્હેને પોતાના હસ્તમાથી હીરાવીંટી કાઢીને તેને આપી કે તુર્ત જ તે ટાઢી રસ જેવી થઇ ગઇ અને અમને એક ઓરડો ઉઘાડી અંદર દાખલ કર્યાં. અમે ઓરડામાં બેઠા એટલે તે રસોઇ કરવા લાગી અને થોડા વખતમાજ રસોઇ તૈયાર કરી અમારા આગળ લાવી અમને આરોગવા આગ્રહ કરવા લાગી. અમે તેને કીધુ કે હે ! બહેન, તું જમવાનુ લાવી ખરી, પરંતુ શત્રુના ત્રાસે જમવાની અમને બિલકુલ ઇચ્છા થતી નથી. વીરૂ વડારણ બહુ બેદરકાર હોવા છતા હીરાવીંટી મળવાથી તેનુ મન પીગળી ગયેલું હતું, તેથી તે તેના મનમાં અમને રાજી રાખવા અનેક ઘાટ ઘડતી હતી. તેથી આ વખતે તે બોલી ઉઠી કે બાઇ સાહેબ, આપ નિશ્ચિત રહો, હું મારૂં મસ્તક જતાં સુધી આપને ઇજા આવવા દઇશ નહિ કદાચ નવો રાજા મને મારી નાખશે તો તે પણ હુ કબુલ કરીશ, પરંતુ તમારૂં નામ જાહેર કરીશ નહિ, તેમજ તમને કોઇ પ્રકારે કષ્ટ પણ થવા દઇશ નહિ. તન મન અને ધનથી તમારૂં રક્ષણ કરીશ; એટલુજ નહિ બલકે મારાથી બની શકશે તો હું ગમે તેવા શ્રમ સહન કરી આપને કનકાવતી નગરીમાં કેસરીસિંહજી આગળ પહોચતા કરવા પ્રયાસ કરીશ આપ એ બાબત બિલકુલ બીક રાખશો નહિ. આટલુ કહી તેણીએ ત્રણ થાળ અમારા આગળ મુકયા અને અમે જમવા બેઠા એટલે તે વીંઝણા વડે અમને પવન નાખવા લાગી. અમે જમી લીધું એટલે પાન સોપારી અને એલાયચી વિગેરે મુખવાસ આપ્યા બાદ એક મોટો પલંગ બીછાવ્યો અને તેમાં આરામ લેવા અમોને આગ્રહ કરવા લાગી, એટલે અમે ત્રણે જણીઓએ આરામ લીધો.

વિરવટ પ્રથમ અમોને અબળા જાણી અમારા ઉપર દયા રાખતો હતો, પરંતુ તે દિવસ જંગલમાં અમોએ તેનો પ્રાણ હરણ કરવાનો પ્રયત્ન કરવાથી તેને બહુજ માઠું લાગ્યુ અને અમારા ઉપર બહુજ ગુસ્સે થઇ ગયો, જેથી અમોને ઝાડ સાથે બાંધી મચ્છાપુર પહોંચ્યા પછી તુર્તજ અલ્લી અને વલ્લીને એક લશ્કરની ટુકડી આપી અમને પકડી લાવવા મોકલી આપ્યા અલ્લી અને વલ્લી મહેનત કરી કરીને મથી મરના બાકી તેમને અમારો પત્તો લાગ્યો નહિ, એટલે લુતે લમણે પાછા ફર્યા અને બનેલી બીના વિરવટને વિદિત કરી. આથી વિરવટના અમારા પરના ગુસ્સામાં ઉમેરો થયો અને તેણે અમને પકડી લાવવા ફરીથી માણસોને ચો તરફ રવાના કરી દીધા.

વિરવટના માણસો દસે દિશામા દોડી વળ્યા અને તે પોતે પણ ફરીથી વનોવન ફરી વળ્યો, પરંતુ અમારો કયાઇ પત્તો લાગ્યો નહિ, એટલે તેણે એવો હુકમ કર્યો કે માલતી રાણીને તેની બન્ને પુત્રીઓ સહિત પકડી લાવનાર, અથવા પાકે પાયે પત્તો બતાવનારને દસ હજાર રૂપીયા ઇનામ તરીકે આપવામા આવશે, તેમજ પકડી લાવનાર માણસ રાજ્યમાં નોકર હશે તો તેનો પગાર વધારવામા આવશે અને જો તે નોકર નહિ હોય તો તેને નવી નોકરી આપીશું. ઉપર પ્રમાણે ઇનામ જાહેર થતા હજારો માણસો અમારી શોધ સારૂ નિકળી પડયા, અને રાજા પોતે પણ અહો રાત્રી એજ યત્ન કરવા લાગ્યો.

એક દિવસ રાત્રીના બાર બજવાના અરસામાં હું અને વીરૂ વડારણ કનકાવતી તરફ કેવી રીતે જશુ ? કયે વખતે જશુ ? તેમજ વાહન વિગેરેની શી સગવડ કરશુ? વિગેરે બાબત વિચાર કરતાં હતા, તે બધી વ નો નગર ચર્ચા સાભળવા નિકળેલો વિરવટ ઓરડાને ઓથે ઉભો રહી સાંભળતો હતો, તેથી તેણે તુર્તજ સો સ્વારની એક ટુકડી બોલાવી વીરૂના ઘરને ઘેરો ઘાલ્યો અને વીરૂને બહાર બોલાવીને કીધું કે તારા ઘરમા માલતી રાણી છે, તેને તુ અમને સોપી દે. જો તુ મારૂ કહેવુ માનીશ નહિ તો હુ તારૂ ઘર સળગાવી દઇશ અને તને પણ પાયમાલ કરી નાખીશ. વીરૂ વડારણ ગોટા ગણવા લાગી, પણ તેનું કાઇ કામ આવ્યુ નહિ. વિરવટે અમને બધાને બહાર કાઢી વીરૂનુ ઘર સળગાવી દીધું. અને મને તથા બન્ને બ્હેનોને મોટી જેલમા મોકલાવી આપી, પ્રભુ ઇચ્છાએ પ્રાપ્ત થયેલ સંકટને અમે ધિરજ રાખી સહન કરીએ છીએ, પરતુ હે ! પુત્ર અમારાથી હવે એ સંકટ સહેવાતા નથી.

મોટી જેલમાં ગયા પછી અમને ખાવાપીવાનુ અને સુવા બેસવાનું બહુજ દુ:ખ વેઠવું પડે છે; એટલુંજ નહિ પણ દરેક મહિને મોટા જેલર જેલ જોવા આવે છે ત્યારે અમોને દરેક જણીને દસ દસ ફટકાનો માર પડે છે, જેથી અમને તથા અમારી અગાઉની સ્થીતિ જાણનાર જનોને અત્યંત ત્રાસ ઉત્પન્ન થાય છે. એક વખત જેલર અમોને નિયમ મુજબ ફટકા મારતો હતો તે જોઈ જેમલ નામનો એક રજપુત જેલરને કહેવા લાગ્યો કે હે ! નામદાર, આપ લાયક અમલદાર હોવા છતા આ અનાથ અબળાઓ ઉપર આમ અઘટિત રીતે જુલમ ગુજારો છો તે વાજબી કરતા નથી. આપના કરતાં આ અબળાઓ સારી સ્થીતિમા ઉછરેલી છે, તેમજ ગમે તેવી, તો પણ માલતી રાણી મદનમોહનસિંહજી સરખા મહારાજાની અર્ધાંગના છે, તેણીએ અદ્યાપિ પર્યંત પાટરાણીનુ પદ ભોગવેલુ છે અને આપ સરખા અનેક નોકરો પર અમલ કરેલો છે. આવી મહા સુખણી રાણી પણ દૈવયોગે પોતાની પુત્રી, સહિત આ સ્થીતિ ભોગવે છે, તો પછી આપ જેવા એક અમલદારની વર્તમાન કાળની સ્થીતિનો શો ભરૂસો ? મે મારી જાતે જોયેલુ છે કે ઘણાં માણસોને કેદમા મોકલનાર વખતે પોતે પણ તેમની સાથે ભળી જાય છે, જેના પ્રત્યક્ષ દાખલા રૂપે આપણા માજી ન્યયાધિશ છે તેઓ બહુજ લાંચ લેતા હોવાથી તેમની વાત મહારાજા વિરવટના જાણવામા આવતા તેણે ન્યાયાધિશ સાહેબને જેલમાં મોકલાવી આપેલા છે. જ્યા તેઓ પોતે જેલમાં મોકલાવેલ અન્ય કેદીઓની સાથેજ છે. માટે હે ! નામદાર, મારી વાત ધ્યાનમા લઇને પૂર્વ પુન્યના પ્રભાવે પ્રાપ્ત થયેલ અધિકારનો સદ્ઉપયોગ કરવા મારી ભલામણ છે.

જેલર માથાનો ફરેલો હોવાથી તે જેમલ પર ચીડાઇ ગયો, અને પોતાની મગરૂબીમા તેને જેમ તેમ ગાળો દેવા મંડયો અને ક્રોધાવેશમા એક બે અડબોથ પણ મારી લીધી જેમલ ખરેખરો રજપૂત હોવાથી તે શૌર્યવાન હતો, તેથી આ અપમાન સહન કરી શકયો નહિ તેણે પોતાની શમશેર ખેંચી જેલર પર ઘા કર્યો. જેલર એક બાજુ ખસી જવાથી એક ઘા ખાલી ગયો એટલે બીજો ઘા મારી જેલરના બે ટૂકડા કરી નાખ્યા. આ પ્રમાણે જેલરનુ ખૂન થવાથી પોલીસ પટાવાળાઓ દોડયા આવ્યા અને જેમલને પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પણ તે શુરવીર પુરૂષ કોઇના હાથમા આવ્યો નહિ જેમલને જે પોલીસ અથવા પટાવાળો પકડવા જતો તે તેની શમશેરના ચળકાટમા અંજાઇને પાછો હઠતો હતો, કોઇ શખ્સ તેની આગળ જવાની હિમ્મત ચલાવતો નહોતો

જેમલે જેલરને મારી નાખ્યો, પરંતુ તે બીજા કોઇને કશી ઇજા કરતો નહોતો. એ બાબતની બરછીબહાદુરને ખબર થતાં તે પોતે એકદમ ત્યા આવ્યો અને જેમલને પડકારો કર્યો, જેમલ તુર્તજ તલવાર નિચે મુકી દઇ બરછી બહાદુર પાસે ગયો અને બોલ્યો કે આ જેલરને મે મારી નાખેલો છે માટે મને મહારાજા વિરવટની હજુરમાં લઇ ચાલો અને જે શિક્ષા આપવી ઘટે તે આપો. બરછી બહાદુર જેમલને વિરવટની હજુરમાં લઇ ગયો એટલે વિરવટ તેને પુછવા લાગ્યો કે તે જેલરને શા માટે મારી નાખ્યો ? તારે અને તેને શું વાંધો પડયો ? જેમલ બોલ્યો કે હે ! પૃથ્વી પતિ, જેલરની બીજી કંઇ કસુર નહોતી, પણ તે માલતી રાણી ઉપર બહુજ જુલમ ગુજારતો હતો તે મારાથી જોઇ શકાણું નહિ, એટલે મે તેને એવો અઘટિત જુલમ નહિ ગુજારવાની વિનતી કરી પણ તેણે મારી વાત લક્ષમાં લીધી નહિ અને ઉલટી મને ગાળો ભાંડી અડબોથ મારી, તેથી મને બહુજ માઠું લાગ્યું અને એ અપમાન સહન નહિ થઇ શકવાથી મેં તેને મારી નાખ્યો વિરવટ બોલ્યો કે માલતી રાણીનુ ઉપરાણું લેવાની તારે શું જરૂર ? તારે તેની સાથે શો સબંધ ? જેમલ બોલ્યો કે હે ! મહારાજા, મારે તેની સાથે કંઇ સબધ નથી, પરંતુ ખરા ક્ષત્રીનો ધર્મ છે કે ગાય, બ્રાહ્મણ અને અનાથ અબળાને સકટ સમયે સહાય થવું. આપ પ્રતાપી મહારાજા સાહેબ પણ એ ધર્મનુ બરોબર પાલન કરો છો, મતલબ કે આપના રાજ્યમા ગૌ વધ કરવાની આપે સખત મના કરેલી છે, અને ગાયોનું સપૂર્ણ સંરક્ષણ કરવાની આપ અતિ કાળજી રાખો છો, એટલુજ નહિ પણ ગાયને સ્હેજ દુ:ખ દેનારનુ પણ આપ ચામડુ ચીરી નાખો છો, તેથી પ્રતિ દિવસ આપના રાજ તેજમા વૃદ્ધિ થતી જાય છે. જે ક્ષત્રીના રાજમા ગાયને કોઇ પણ જાતની હરકત થાય તો તે ખરા ક્ષત્રીને મોટી ખોટ છે જે રજપૂતના રાજમાં ગાયને મારનારને કશી શિક્ષા થતી નથી તે રાજાનુ મોઢું સ્યામ થઈ જાય છે, અને પ્રતિ દિવસ તેનુ રાજ તેજ ઘટતુ જાય છે. આપ મહારાજા સાહેબ ગાયોનું સરક્ષણ કરવામાં જેમ કાળજી રાખો છો તેમ બ્રાહ્મણોનું પણ પ્રતિપાલન કરો છો, બ્રાહ્મણોને આપ માન સહિત દાન આપો છો, તેમનું પ્રેમથી પૂજન કરો છો તેમને સારાં સારા શાસ્ત્રો ભણવામાં ઉત્તેજન આપો છો અને તેમના ઉપર બહુજ સારી આસ્તા રાખો છો, જેવી રીતે ગૌ બ્રાહ્મણનુ રક્ષણ કરો છો તેવીજ રીતે અબળાઓનું પણ આપ રક્ષણ કરો છો, આપે જે નવા ધારા ઘડેલા છે તે ફક્ત

અબળાઓનાજ હિત અને રક્ષણુ માટે છે. આવી રીતે આપના રાજમા ગૌ બ્રાહ્મણુ અને અબળાનું પ્રતિપાલન બહુજ સારી રીતે થાય છે, અને ક્ષાત્ર ધર્મ જાણુનાર દરેક ક્ષત્રીની એ ખાસ ફરજ છે. મે પણુ ક્ષત્રી ધર્મના પાલન અર્થેજ જેલરનુ ખૂન કરેલું છે, હવે આપને યોગ્ય જણાય તો મને શિક્ષા કરો અને યોગ્ય જણાય તો શિરપાવ આપો.

અમારા ઉપર ગુજરતા જુલમની વાત જેમલને મોઢેથી સાંભળીને વિરવટને બહુજ માઠું લાગ્યુ, તો પણુ જેમલે કરેલ કૃત્યના સબંધમાં તેને કહેવા લાગ્યો કે હે ! જેમલ, ગૌ, બ્રાહ્મણુ અને અબળાનું દરેક ક્ષત્રીએ રક્ષણુ કરવુ જોઇએ એમ તું કહે છે, એ વાત ખરી છે, પરતુ જેલર જેવા એક મોટા અમલદારને તેની ફરજ બજાવતાં અટકાવવાની તારી સત્તા નહોતી, કદાચ તારાથી તે દેખી શકાતું નહોતું તો તારે ત્યાં ઉભું રહેવું નહોતું, પરંતુ આવી રીતે તકરાર કરવાની કાંઈ જરૂર નહોતી, તેં કરેલ કૃત્યના બદલામા તને ફાંસીને લાકડે લટકાવી આપવો જોઇએ, પરંતુ તું ક્ષાત્ર ધર્મની લાગણી રાખનાર ખરેખરો ક્ષત્રી છો, તેમજ તેં તારા પોતાના સ્વાર્થની ખાતર નહિ, પરંતુ એક અબળા પર થતો જુલમ અટકાવવા ખાતર આ કૃત્ય કરેલું છે, તેથી તને દેહાંત દંડની ભયંકર સજા નહિ કરતાં આઠ વર્ષની કેદ આપુ છુ. એટલુ કહી વિરવટે બરછી બહાદુરને હુકમ કરતા બરછી બહાદુરે તેને જેલમાં મોકલાવી દીધો. હાલ તે રજપુત અમારી સાથે કેદખાનામાં છે તેને પોતાને તો કોઇ દુઃખ દઇ શકતું નથી પણુ તેના ત્રાસે અમને પણુ કોઇ કાંઇ કષ્ટ કરી શકતું નથી. પોલીસ, પટાવાળા અને જેલર સુધા તેનાથી બીએ છે, અને સર્વે તેની મરજી સાચવે છે. એક ખવાસનો છોકરો આડો ચાલતો હતો તેથી જેમલ રજપુતે તેને એક અડબોથ મારી ઠાર કરી નાખ્યો. આ વાત વિરવટને જાહેર કરી ત્યારે તેણે જેમલને સહેજ ઠપકો દીધો પણુ કાઇ શિક્ષા આપી નહિ, તેથી બધાના મનમાં એમ ઠસી ગયુ છે કે જેમલ કોઇનું કુટીયુ કાઢી નાખશે તો મરનાર પોતાના જીવનો જશે. પાછળથી જેમલને કોઇ કાંઇ કહેશે નહિ. માટે સહુએ તેની સાથે મળતા રહેવું.

આવી રીતે અમારા ઉપર અકસ્માત આવી પડેલ આફતના યોગે ઉત્પન્ન થયેલ મહા કષ્ટની વાત મનમા લાવી ખેદ કરવો નહિ, પરંતુ હે ! પુત્ર, આપ મારા ઉદરમાં આળોટેલા હો અને મારૂં પય પીધેલું હોય, તો ગમે તેવુ સંકટ સહન કરીને પણુ શત્રુનો નાશ કરી નાખવા કપટ કળા રૂપી શમશેર સજી તનમનથી તૈયાર થજો, અને તમારા વડીલનું વેર વાળ્યા વગર

નિશ્ચિંત થઇ નિદ્રાધિન પણ થશો નહિ. શત્રુનું સૈન્ય સબળ છે અને પોતે પણ બહુ બળવાન છે, જેથી તમે તેની સાથે યુદ્ધ કરવામાં ફતે પામશો નહિ, પરંતુ દગલબાજી કરવાથી દુશ્મનો હાથમાં આવશે. વાજ રીતે દગલબાજી કરવામાં ખરા ક્ષત્રીની શોભા અને શૌર્ય નથી, પરં જ્યારે સબળ શત્રુને સ્વાધિન કરવો હોય ત્યારે કપટ જાળ બીછાવ્યા વગ કાર્યની સિદ્ધિ થતી નથી, માટે તમે પણ મારી આ અરજ અંતરમ ઉતારી યુક્તિ રૂપી આયુદ્ધ વડે યુદ્ધ કરી અરિનો અંત આણવા યત્ન કરશે તો અવશ્ય આપણી ઇચ્છા સફળ થશે. આપને આપણા આ અરિનો અનુભ નથી તેથી હું ભલામણ કરૂંછું કે આપ આ પત્ર વાંચી એકદમ આ તર આવશો પણ નહિ, અગર, આવો તો વેશ બદલો કરીને આવજો; કારણ જો તમે તેના પંઝામાં પકડાઇ જશો તો જરૂર તે તમારો નાશ કરી નાખ અને તમારો નાશ થાય તો પછી અમને સત્રળાનિ પણ સાથે સમજવં મતલબ કે અમારા જીવીતનો આધાર તમે છો.

કઇ યુક્તિ કરવાથી અરિનો અંત આવશે ? કેવી રીતે આપણુ આબાદી થશે ? અને વૈર વાળવા કયે રસ્તે પ્રવર્ત થવુ ? એ બધી બાબત મામા તરફથી સલાહ મળશે, માટે તમે મારૂં માની મામાનો મત લઇ કા કરજો; કારણકે મામો એવી કપટ કળા કરવામાં કુશળ હોવાથી તમને તેન સહાયતાની ખાસ જરૂર છે હવે હું છેલ્લીવાર આપને એટલુંજ કહુંછું કે ! પુત્ર, આપ અને મામો મળી આપણા અરિનો અંત આણવા અહે રાત્રી યત્ન કરશો, તો અવશ્ય આપણું ગયેલુ રાજ્ય પાછું પ્રાપ્ત થશે અને તમે મંચ્છાપુરના મહારાજાનું પદ પામશો અગર જો આપ યત્ન નહિ કરો ત અમે દુર્દશામાં દિવસો ગુજારી અંતે બુરે હાલે મરી જશું અને અરિન અમલમાં મરવાથી અમારી અસદ્ગતિ થશે. એજ.

**લી. તમારી દુઃખીયારી માતા આશતી.**

કાગળ શ્રવણ કરી પ્રતાપસિંહજી વિચાર સાગરમાં ગોથાં મારવ લાગ્યો, અને પોતાની બહેનને રંડાપો આપનાર રાજાને પાયમાલ કરી નાખવા અવાર નવા અનેક તર્ક વિતર્ક કરવા લાગ્યો. છેવટ પોતાને એક વિચાર ચોક્કસ લાગ્યાથી તે મગ્ન બની બોલી ઉઠયો કે મારા વ્હાલા ભાણેજ, આપના અરિનો અંત આણવા મને બહુ સારો વિચાર સુઝેલો છે, માટે જો આપની ઇચ્છા હોય તો આપણે એ યુક્તિ અમલમાં આણીએ કેસરીસિંહજી બોલ્યો કે હે ! મામા, ચાહે તે યત્ન કરીને પણ મારા પિતાના પ્રાણ લેનાર અને મારી માતુને કષ્ટ કરનારનો નાશ કરવો જોઇએ; કારણકે

જ્યાં સુધી મારા પરમ પુજ્ય અને પવિત્ર પિતાનો નાશ કરનાર આ દુનિઆમાં જીવતો છે ત્યાં સુધી મારૂં આ જીવીત ફોટક છે, માટે આપે જે યુક્તિ શોધી હોય તે મને કહો એટલે આપણે એ યત્ન કરવા આગળ પડીએ. પ્રતાપસિંહજી બોલ્યો કે ભાણેજ, ચંદા નામની આપણી એક અતિ રૂપાળી અને ચંચળ નાયકા છે, તે નાયકાને આ કામ કરવાનું કહેશુ તો જરૂર તે આપણી ઉમેદ પાર પાડશે; કારણકે એ ચંદા નાયકાએ પોતાના પ્રેમપાશમા મોટા મોટા મહિપાળોને લુબ્ધ કરી નાખેલા છે, તેમજ કેટલાએકને દુંકા પણ કરી નાખ્યા છે આપણે તેને અમુક રકમ આપવાનું કહેશું તો તે વિરવટને વશ કરી અંતે લાગમાં લાવી મારી નાખશે અને વિરવટનો નાશ થશે તો પછી બીજાઓને આપણે પહોંચી શકશું. કેસરીસિંહજી બોલ્યો કે હાહા, મામા, આપનો એ વિચાર અતિ ઉત્તમ અને અમુલ્ય છે માટે આપ એ ચંદાને બોલાવો અને બધી હકિકત વિદિત કરો.

પ્રતાપસિંહજીએ ચંદા નાયકાને એક લાખ રૂપીઆ આપવાનો ઠરાવ કરી વિરવટને મારી નાખવા મંચ્છાપુર મોકલી અને પોતે તથા કેસરીસિંહજી પણ મંચ્છાપુરની મુલાકાત લેવા તૈયાર થઇ પથે પડયા

## પ્રકરણ અગીઆરમું.

એક દિવસ રાત્રીના વખતે વિરવટ પગપાળો કૃષિકારનો વેશ લઇને નગર ચર્ચા જોવા નિકળેલો હતો, તે ફરતાં ફરતાં સ્નેહચંદ્ર નામના વણીક ગૃહસ્થના ધર આગળ આવ્યો; ત્યાં તેણે આવતો અવાજ શ્રવણ કરી એક ઓરડા તરફ જોયું તો તે ઓરડામાં એક ઝુમર લટકાવેલું હતું તેમાં દિપક બળતો હતો. તેના પ્રકાશે આખું આલય અજવાળાથી તેજોમય ભાસતું હતું. એક તરફ મોટો અને મજબુત પલંગ પડેલો હતો. તે પલંગ ઉપર સ્નેહચંદ્ર અને લલિતા નામની તેની સ્ત્રી બેઠેલા, હતા, આ વખતે પતિ પત્નિ પરમ આનંદમાં મગ્ન બની વાત વિનોદ કરતા હતા, તેવામાં લલિતા બોલી કે હે ! સ્વામી, કેટલાએક પુરૂષના મન બહુ ક્રુર હોય છે. તેથી તેની સ્ત્રી ચાહે તેટલી સેવા કરે અને સ્નેહ બતાવે પરંતુ તે પાપી પુરૂષ લક્ષમાં લેતો નથી અને કદાચ સ્વાર્થ સાધવા સારૂ લક્ષમાં લીએ છે, તો પણ અંતઃકરણથી તો સ્નેહ રાખતોજ નથી. સ્ત્રીની સહેજ કસુર ઉપરથી તેને કાઢી મુકવાની ધમકી આપે છે તેમજ કોઇ વખતે ક્રોધાધિન થઈ કાઢી પણ મુકે છે, અને કેટલાએક પાપી પુરૂષ પોતાની સ્ત્રીને માર

મારવામાં પણ મણા રાખતા નથી. એટલુંજ નહિ બલ્કે કેટલાએક દુરાચારમાં ડુબેલા દુષ્ટો વગર વાંકે સ્ત્રીને ઠાર પણ મારી નાખે છે. આવી રીતે એકંદર પુરૂષો પોતાની સ્ત્રી ઉપર જુલમ ગુજારે છે એ બાબતનો દાખલો મેં મારી જાતે જોયેલો છે તે આપને વિદિત કરવા મારી મરજી છે માટે આપ આજ્ઞા આપો તો કહુ. સ્નેહચંદ્ર બોલ્યો કે હે ! પ્રાણાધિક પ્યારી, તારા હૃદય કમળમાંથી ઉત્પન્ન થયેલો ઉભરો શ્રવણ કરવા હું સદાને માટે ખુશીજ છું. તું જે કાંઇ કહેવાની ઇચ્છા રાખતી હો તે વિસ્તારથી વિદિત કર, હું શ્રવણ કરવા તત્પર છું.

લલિતા કહે છે કે હે ! પ્રાણપતિ, મારા પિતાના પડોસમાં વસનાર પ્રાણજીવન પંડયાની પુત્રી ગુણગૌરી નામની મારી એક સખી હતી તે " યથા નામા તથા ગુણા " એ કહેવત અનુસાર ખરેખર, ગુણનીજ મૂર્તિ હતી. ઇશ્વરની અપાર કરૂણાના યોગે ગુણાલંકૃત ગુણગૌરી નાનપણથી શિવજીની સેવામાં તદાકાર થઇ ગયેલી હતી. તે હમેશાં સૂર્યોદય થયાં પહેલાં ઉઠીને સ્નાન ધ્યાન કરતી અને સૂર્યોદય થયા પછી ચંદન, પુષ્પ અક્ષત આદિ ઉત્તમ વસ્તુ વડે સૂર્યને વધાવી અર્ઘ આપતી હતી અને પછી શિવાલયના દ્વારમાં બેસી શાન્ત થઇ નમઃશિવાય, નમઃશિવાય એવા ઉચ્ચારથી ઉમાઇશને રીઝવી રાજી રાખતી હતી. પુજામાંથી પરવાર્યા પછી ઘર કામ કરવામાં પ્રવર્ત થતી હતી અને પોતાની માતુની આજ્ઞાને અનુસરીને સારૂં સ્વચ્છ કામ કરી સંતોષાનંદ આપતી હતી. આવી દેવી જેવી મહા સતીને તેના પિતાએ વિચાર કર્યા વગર એક દુરવ્યસનમાં ડુબેલ રૂપરામ નામના બ્રાહ્મણને પરણાવી દીધી. રૂપરામનું રૂપ સારૂં હતું પરંતુ તેના ગુણ સારા નહોતા. ગુણગૌરી પોતાને સાસરે ગઇ તે વખતે પોતાના પતિને પ્રાણાધિક ગણી પૂર્ણ પરિશ્રમ સહન કરી સેવા કરવામાં તનમનથી તત્પર રહેતી હતી, તેમજ પોતાના પતિનું વચન લોપતી નહોતી, અને પોતાનો પતિ કહેતો હતો તે પ્રમાણેજ કરતી હતી, છતાં પણ તેનો વ્યસની પતિ તેની જોઇએ તેવી કદર કરી શકતો નહોતો. રૂપરામ જાતે ઉત્તમ બ્રાહ્મણ હોવા છતાં ગુપ્ત રીતે મદ્યપાન કરતો હતો અને જ્યારે મદ્યપાન કરતો ત્યારે તેની તબીયતમાં તફાવત પડી જતો હતો, તેમજ કોઇ વખતે નિશાની ખુમારી વધી જવાથી બેભાન પણ બની જતો હતો, અને એવી સ્થીતિમા તે ન કરવાનું કામ કરી નાખતો હતો.

એક દિવસ રૂપરામ રાત્રીના વખતે મદ્યપાન કરી નિશામાં ટાટ થઇ ગુણગૌરી આગળ આવી જુદી જુદી જાતના ચાળા કરવા લાગ્યો અને તે

બિચારી ગરીબડી ગોરીને વાંક વગર જેમ તેમ ગાળો ભાંડી મારકુટ કરવા લાગ્યો. ગુણુગૌરી રૂપરામના જુલમથી કાયર થઈ નહિ, પરંતુ તે દુષ્ટે મદ્યપાન કરેલું હતું તેની દુર્ગંધી આવવાથી તેને ચિત્રી ચડી ગઇ, તેમજ તેના મનમાં બહુજ ખેદ થવાથી તે પોતાના પતિને કરગરી કહેવા લાગી કે અરે ! સ્વામી આ શો જુલમ ? આપ બ્રાહ્મણ હોવા છતાં શું મદ્યપાન કરો છો ? હાય હાય, આ વાત તો સારી નહિ. કદાચ આપની આવી કુર કરણી કોઇ જાણી જશે તો પછી તમારી શી વલે થશે ? હું આપને હસ્ત જોડી કહું છું કે આ કૃત્ય કરવું સારૂં નથી. આજે આપ આવું કુર કર્મ કરી આંહી આવ્યા, પરંતુ હવે પછી કોઇ દિવસ આવું કામ કરશો નહિ. અગર મારૂં કહેવુ નહિ માનો અને તમે તમારૂં ધાર્યું કરશો તો હું મારો પ્રાણ કાઢી નાખીશ, અને તમને હત્યા આપીશ. રૂપરામ બોલ્યો કે સાલી બડબડ બડબડ શું કરે છે ? તારે મરી જવુ હોય તો તને કોણે રોકી રાખેલી છે ? હું કહુ છું કે આ વખતેજ તારો પ્રાણ કાઢી નાખ. કદાચ તારી હિમત ચાલતી ન હોય તો લે હુંજ તારૂં કાટલું કાઢી નાખું. એમ કહી તે કોમળાંગી કામાને પલંગમાંથી અધર ઉપાડી નિચે પછાડી તેણીની છાતી ઉપર ચડી બેઠો અને ગડદા પ્રહારે તેને ગુદવા લાગ્યો. ગુણુગૌરીના સુંદર શરિર ઉપર પડતા મારનો ધોંધાટ સાભળી રૂપરામની મા દોડી આવી અને એકદમ પડકારો કર્યો કે ખબરદાર ! હું આવી પહોંચી છું. રૂપરામ તેની માનો સ્વર સાંભળી પોતાના પલંગમાં જઇને સુઇ ગયો, એટલે ગુણુગૌરીએ કમાડ ઉઘાડયું. ગુણુગૌરીને તેની સાસુ પુછપરછ કરવા લાગી કે શું હતું ? શા માટે તમને મારતો હતો ? ગુણુગૌરી બોલી કે કાંઇ નહિ, એ તો સહેજ મારો વાંક હોવાથી વઢતા હતા. ગુણુગૌરીની સાસુ રૂપરામને વઢવા લાગી કે મારા પીટયા તારો કાળ આવ્યો છે, તુ તારા દુષ્ટાચારમાંજ મરી જઇશ. તને અમે આટલું આટલું કહેવા છતાં તું તારૂં કાળું કરમ કરવું ત્યાગતો નથી. રૂપરામ બોલ્યો કે અરે ! સાલી, કમબખત, તું મને કહેનારી કોણ ? તારો શું ભાર ? તને હિસાબમાં કોણ ગણેછે ? ચાલ, ચાલીજા. નહિતર તને પણ તેણીની પેઠે મારવી પડશે. આટલું કહી રૂપરામ તેની માને મારવા દોડયો રૂપરામની મા બહુ બળવાન હતી તેથી તેણીએ રૂપ-રામને બાંધી લીધો અને એક કોટડીમાં પુરી તાળુ વાસી દીધું.

બીજે દિવસ બાર બજવાનો વખત થયો ત્યારે અંદરથી રૂપરામ આજીજી કરવા લાગ્યો કે હવે કમાડ ઉઘાડો હું અંદર મુંઝાઉછું, મને ક્ષુધા બહુજ લાગવાથી મારા શરિરમાં આતસ ઉઠે છે અને મને અસુખ થઇ

જાય છે. તેની માએ જવાબ દીધો કે તુ મરી જઇશ તો અમે તારા વગર ચલવી લેશું, પરંતુ તારો આવો દુષ્ટાચાર દેખી શકશું નહિ. તું અમારે પેટ પડયો છો ત્યારથી અમને સુખની ઘડી મળી નથી, માટે તું મરી જા તો હું રાજી થઇશ. આટલું કહી રૂપરામની મા બહાર ચાલી ગઇ. આ વખતે ગુણગૌરી પોતાના પતિને કહેવા લાગી કે હવે પછી આવું કુર કર્મ નહિ કરવાના સોગન ખાઓ, તો હું તમારી માતુથી છાની રીતે કમાડ ઉઘાડું. રૂપરામ બોલ્યો કે હવે હું કોઇ વખતે આવું કામ કરીશ નહિ, તેમજ તને પણ મારીશ કુટીશ નહિ, તું મહેરબાની કરીને કમાડ ઉઘાડ. રૂપરામ ઉપર દયા આવવાથી ગુણગૌરીએ પોતાની સાસુની શરમ છોડી કમાડ ઉઘાડયુ અને તેને ભોજન કરાવી તૃપ્ત કર્યો.

આ બનાવ બનવા પછી ગુણગૌરીનો આભાર માનવાને બદલે ઉલટો તે દુષ્ટ દ્વેષ રાખી તેણીને વખતો વખત વાંક વગર વઢતો, ખીજાતો અને મારકુટ કરતો હતો, તેમજ કોઇ વખતે નિશાની બેભાનીમાં મરજી મુજબ જુલમ પણ ગુજારતો હતો. આવુ સંકષ્ટ હોવા છતાં પણ સદ્ગુણ સંપન્ન ગુણગૌરી દુરાચારમાં ડુબેલ દુષ્ટ રૂપરામને પોતાનો પ્રાણપતિ ગણી નિરંતર સ્નેહ સહિત સેવા કરી સંતોષાનંદમા મગ્ન રહેતી હતી, તેમજ તેની ઇચ્છાને અનુસરી ચાલવા ચુકતી નહોતી અને જેમ બને તેમ રૂપરામને રાજી રાખવા તજવીજ કરતી હતી.

થોડા વખત પહેલા રૂપરામની મા તેને પીયર ગયેલી હોવાથી રૂપરામે પોતાના દારૂડીઆ દોસ્તોને આમંત્રણ આપેલું હતું, જેથી રાત્રીના વખતે એક પછી એક એમ અનુક્રમે આઠ દસ દારૂડીઆની ટોળી રૂપરામને ઘેર ભેળી થઈ. આ બધા દુષ્ટોને દેખી ગુણગૌરી બહુજ નારાજ થઇ, પરંતુ રૂપરામ આગળ તેણીનું કાંઇ ઉપજે તેમ નહોતું, તેથી તે બોલ્યા વગર બીજા ઓરડામા જઇને સુઇ ગઈ. દારૂડીઆઓએ દારૂ પીધો અને મીઠાઇ ખાધા પછી મસ્તી કરવા માંડી, તેમજ એક બીજા અરસપરસ ઠઠા મશ્કરી કરતાં ઢીંકા પાટુએ લડવા લાગ્યા. આવી રીતે ધમાધમી ચાલતી હતી, તેવામાં એક નાગરનો છોકરો બોલ્યો કે, બસ, બસ, આ વખતે રંડી વગર ચાલશે નહિ, ગમે તેમ કરીને પણ રંડી લાવો બીજો બોલ્યો કે રડી તો રૂપરામની છે મરજી હોય તો તેથી ચલાવો. ત્રીજો બોલ્યો કે, જો એમજ હોય, તો રાહ કોની જોવી ? ચાલો તેમજ કરીએ. આટલું બોલી તેઓ બધા ગુણગૌરીના ઓરડા આગળ જઇ દ્વાર ઠોકવા લાગ્યા અને જેમ તેમ બડબડવા લાગ્યા. દારૂના નિશામા એ દુષ્ટોએ ગુણગૌરીને અપશબ્દોથી

નવરાવી નાખી, છતાં તે કાંઇ બોલી નહિ. પરંતુ જ્યારે બધા મળી કમાડ તોડવાની તૈયારી કરવા લાગ્યા, ત્યારે ગુણગૌરી રજોટીયામા સતાઇ ગઇ, થોડી વારમાં તેઓએ કમાડ તોડી નાંખ્યાં અને ગુણગૌરી વાળા ઓરડામા દાખલ થઇ તેની ગોત કરવા લાગ્યા. ચારે તરફ જોઇ વળવા છતાં ગુણગૌરીનો પતો લાગ્યો નહિ એટલે તેઓ બધા મળી રૂપરામને પીટવા લાગ્યા અને " લાવ રંડી, લાવ રંડી " એવા શબ્દોની ધુન મચાવી દીધી. રૂપરામને માથે માર પડવા લાગ્યો તેથી તે કાયર થઇ નાસી છુટવાનો વિચાર કરી પૃથ્વી પર પડેલે સ્થળેથી ઉભો થયો તેવામા એક બ્રાહ્મણનો છોકરો તેને ગળે વળગી પડયો અને "સાલા જઇશ કયાં? શું તું અમને આંહી મુકી નાસી જવા પામીશ ? નહિ નહિ અમે તને જીવતો જવા દેશુ નહિ. જો જીવતું રહેવું હોય, તો રંડીને રજુ કર, નહિતર હમણાંજ તારૂં કાટલું કાઢી નાખશું " આટલુ કહી તે દુષ્ટો રૂપરામને મારવા લાગ્યા. રૂપરામ રાગ તાણી રડવા લાગ્યો તો તેઓએ મોઢે ડુચો દીધો અને ગારની પેઠે ગુદવા લાગ્યા. આ બધું જોતાં ગુણગૌરીને ધિરજ રહી નહિ, તેથી તેણીએ રાડ નાખી કે " દોડો દોડો મારા સ્વામીને મારી નાખે છે "

આ અવાજ શ્રવણે પડતાં પડોસમા એક વિરચંદ નામનો વણીક રહેતો હતો તે એકદમ દોડયો આવ્યો. તેણે અંદર જવા મહેનત કરી પણ કમાડ ઉઘડયુ નહિ તેથી તે કમાડ તોડવા યત્ન કરતો હતો તેવામા એક પોલીસ આવી પહોચ્યો. પોલીસને વિરચંદ્રે કીધું કે આ ઘરમાં દારૂડીઆનું ટોળું ભેળું થઇ મારામારી કરે છે જેથી જરૂર, તે કોઇનું કાટલુ કાઢી નાખશે માટે આપણે અંદર જઇ તેનો તપાસ કરીએ તો સારૂ પોલીસ એકદમ કમાડ તોડી અંદર દાખલ થયો અને ઓરડાના બારણા આગળ પહોંચતાં હાકલ મારી કે, અરે ! દુષ્ટો, આ શુ ધાધલ મચાવ્યું છે ? પોલીસનો પડકારો સાભળી બધાનો નિશો નરમ પડી ગયો અને તુર્તજ રૂપરામને મારવો મુકી એક બીજા આમતેમ સતાઇ જવાની યુક્તિ શોધવા લાગ્યા. આ વખતે વિરચંદ્ર ઓરડામાં જઈ બધાને અડબોથું મારી મારી બહાર કાઢવા લાગ્યો, અને પોલીસ તે બધાને મુસ્કેટાટ કરવા લાગ્યો થોડી વારમાં તે બધાને બાધી લીધા અને જેલ જાત્રા કરવા લઇ ચાલ્યો. આ વખતે માર ખાઇ ખાઇને મરણતોલ થયેલ રૂપરામને પણ સાથે લઇ જતા હતા, જેથી ગુણગૌરીના મનમા બહુજ દયા આવી અને પોતાના પતિનો ફજેતો થશે તો આબરૂ જશે એવી લાગણીથી તે એકદમ નિચે ઉતરી પોલીસ પાસે જઇ કાલાવાલા કરવા લાગી અને નમ્રતા સાથે બોલી કે,

હે ! ભાઇ, તમે આ વખતે આવવાથી મારી આબરૂ આબાદ રહી છે અને મારા પતિનો પ્રાણ પણ તમારે પ્રતાપેજ બચેલો છે, તમે અમારા ઉપર બહુજ આભાર કરેલો છે તેથી પરમેશ્વર તમારૂં સારૂં કરશે એવી હું આશિષ આપું છુ. આપ આ બધાને જેલ જાત્રા કરવા લઇ જાઓછો તે વાજબી કરોછો, તો પણ મારા ઉપર દયા દ્રષ્ટિ કરી મારા પ્રાણનાથને મુક્ત કરો તો આપનો અધિક આભાર થશે; કારણ કે જો આ ફજેતાની વાત જાહેરમા આવશે તો મારા સ્વામીને ગ્નાતિ તરફથી તિરસ્કાર મળશે અને રાજા પણ સપૂર્ણ શિક્ષા આપશે; એટલુંજ નહિ પણ રાજા આ બધાને તોફાની ટોળી ગણી દેશ નિકાલ કરી દેશે. માટે હું રક ઉપર કરૂણા કરી મારા પતિને મુક્ત કરો. પોલીસ બોલ્યો કે હવે તેઓને છોડવાનુ બનશે નહિ, કારણ કે મહારાજા વિરવ્રટના રાજ્યમા કોઈ ગુન્હો છુપાવી શકતું નથી, અગર અધિકારી અમલદાર ગુન્હો છુપાવે છે તો તેનુ પરિણામ સારૂં આવતું નથી. આગળ, મદનમોહનસિંહજીના વખતમાં જેમ કરતા તેમ ચાલતુ, પરંતુ હાલમા તો એવુ બિલકુલ બનતું નથી. ગઇ કાલેજ રાજાએ બે પોલીસ અમલદારને લાચ લીધા બાબત ગુન્હેગાર ઠરાવી જેલ જાત્રા કરવા મોકલાવેલા છે

ગુણગૌરી પોલીસનું બોલવું સાંભળી નિરાશ થઇ અને મનમા ખેદ કરવા લાગી પણ તે હિમત હારી નહિ. તેણીએ પોતાની કોટમાંથી સોનાની કંઠી કાઢી પોલીસના હાથમા મુકી અને બોલી કે હે ! ભલા માણુસ, તુ ગમે તેમ કરીને પણ મારા સ્વામીને મુક્ત કર, હું તારો આભાર ભુલીશ નહિ. સિપાઇ, સોનાની કંઠી જોઇ પીગળી ગયો, તેથી તેણે બધા દારૂડીઆને છોડી મુકયા અને પોતે પોબારા ગણ્યા. પોલીસ ગયા પછી ગુણગૌરીએ વિરચદ્રને કીધુ કે ભાઈ, આપેજ મારા સૌભાગ્ય સ્વરૂપ સ્વામીને જીવતદાન દીધેલું છે, તેમજ આપેજ આ વખતે તનમનથી મહેનત કરી મને મદદ કરી છે. જો આ વખતે આપ આવ્યા ન હોત તો જરૂર, આ દારૂડીઆ દુષ્ટો મારા પતિને મારી નાખત. કદાચ હું સહાય કરવા ચાહત તો મને પણ તેઓ દુર્દશાએ પહોંચાડયા વગર રહેત નહિ. આ બધી બાબતનો બદલો વાળવા મારામાં શક્તિ નથી તો પણ હું તમને દસ રૂપીઆ ઇનામ આપુ છુ, તે સ્વિકારી મને આભારી કરો. વિરચદ્ર બોલ્યો કે તમે મારાં બહેન છો, હુ તમારા આગળથી રૂપીઆ લઇશ નહિ તેમજ મેં આ કામ પૈસા લેવા કરેલુ નથી, ફક્ત પરમેશ્વર પ્રિતે કામ કરેલુ છે. આટલું કહી તે પોતાને ઘેર ચાલ્યો ગયો

દારૂની દુર્ગંધીમા ડુબેલ અને માર ખાઈ ખાઇને મરણતોલ થયેલ રૂપરામને ગુણગૌરીએ ઉષ્ણોદકથી સ્નાન કરાવ્યું અને આખે અગે અતર ગુલાબ આદિ સુગંધી પદાર્થનું મર્દન કરી નવીન કપડાં પહેરાવી પલંગ ઉપર સુવાર્યો. આ બધું જોઇ રૂપરામ ગુણગૌરીનો આભાર માનવા લાગ્યો અને ધન્યવાદ આપી બોલ્યો કે હે ! સતી, આ વખતે તેંજ મારો પ્રાણ અને ઉજ્વળ આબરૂ આબાદ રાખેલ છે. અગર જો તું સહાય થઇ ન હોત તો જરૂર મારો જીવ જાત. ગુણગૌરી બોલી કે હે ! સ્વામી, આપ સદ્ગુણ સંપન્ન અને વિવેકવંત છો, છતાં પણ આપનામાં દારૂ પીવાનો દુર્ગુણ બહુજ મોટો છે, જેથી કરી કોઈ વખતે આપને માથે મોટી આફત આવી પડશે, તેમજ આપણા જાતી ભાઇને ખબર પડશે તો આપણને જ્ઞાતિ બહાર મુકશે, એટલુજ નહિ પણ કોઇ વખતે જીવનો જોખમ થઇ જશે, માટે મારૂં કહેવુ માનીને મદ્યપાન કરવું મુકી દીઓ તો સારૂ. રૂપરામ બોલ્યો કે, હવે હું એવુ ક્રુર કરમ કોઈ વખત પણ કરીશ નહિ, તેમજ દારૂડીઆ દોસ્તોની દોસ્તી પણ રાખીશ નહિ. વારૂ પણ માતુશ્રી કંઠી બાબત પુછશે તો શું જવાબ આપીશ ? ગુણગૌરી બોલી કે એ બાબત આપ નિશ્ચિંત રહો હુ ગમે તે યુક્તિથી માતુશ્રીને સમજાવી આપીશ અને આપનું પોકળ ઉઘાડુ થવા દઇશ નહિ. પરંતુ હે ! સ્વામી, હવે પછી આપ એવું કરમ કરશો નહિ

હમેશાં પોતાના પતિને ઉપદેશ આપી આપીને ગુણગૌરીએ રૂપરામને દારૂના દુર્વ્યસનથી મુક્ત કરવા મહેનત કરવા માડી, જેથી તેણે થોડો વખત મદ્યપાન કરવાનું માંડી વાળ્યું અને દારૂડીઆ દોસ્તોનો પણ ત્યાગ કર્યો, તેમજ બદચાલ મુકી સારી ચાલ ચાલવા લાગ્યો; એટલુજ નહિ બલ્કે ગુણાલ કૃત ગુણગૌરીની સારી શિખામણના યોગે તે હમેશા સ્નાન, સંધ્યા અને ગાયત્રી વિગેરે બ્રાહ્મણનાં ઉત્તમ કર્મ કરવામાં પણ કુશળ બન્યો. આવાં તેનાં ઉત્તમ આચરણ ઉપરથી યજમાનો તેને આવકાર આપવા લાગ્યા, તેમજ દાન દક્ષણા દઇ રૂપરામનું માન વધારી મોટો બનાવ્યો. આ ઉપરથી ગુણગૌરી ઇશ્વરનો આભાર માનવા લાગી અને પોતાના મનમા પ્રમોદ પામી કે, હવે મારો સ્વામી સુધરી જવાથી મને સંપૂર્ણ સુખ શાન્તિ મળશે અને સમસ્ત ઉપાધિ અળગી થશે.

સારૂં પીતળ શોધિને, ઘડિએ સુંદર ઘાટ;<br>
ચળકે છે દિન ચાર પણ, કાળે ખાશે કાટ.

ઉપરના વાક્યને અનુસરી વિચાર કરી જોતાં ખરેખર, એમજ બનેછે. જે વસ્તુ મુળ ખોટી છે તેને શણગારી સારી કરીએ, પરંતુ તે હમેશા

સારી રહેતી નથી. થોડા વખતમાંજ તે પોતાનુ મુળ સ્વરૂપ પ્રકાશ્યા વગર રહેશે નહિ. રૂપરામ નાનપણુથીજ છેક છકેલો અને મહા નિચ હતો, તેને સુધારી સારો કરી સુખ શાન્તિ સંપાદન કરવાની આશા રાખવી તે શી રીતે બને ? રૂપરામના મનમાં મદિરાનો પ્યાલો અને દારૂડીઆ દોસ્તોની રમત ગમત રમી રહેલી હતી, પરંતુ તે ગુણુગૌરીના આભારથી લાચાર બની બોલી શકતો નહોતો, તેમજ તેની માતુ તરફથી પણ બહુ બંદોબસ્ત હતો, તેથી તે પાપી પોતાની મુરાદમાં પાર પડતો નહોતો. પણ થોડા વખત પછી રૂપરામની મા મરી ગઇ એટલે એક તરફથી તો તે તદન નિર્ભય થયો, ફક્ત ગુણુગૌરીની ધાસ્તી રહી. આ ઉપરથી તે અહો રાત્રી એજ વિચાર કરતો હતો કે હરકોઇ પ્રકારે ગુણુગૌરી ભ્રષ્ટ થાય તો પછી તે મને એવું કામ કરતાં અટકાવી શકે નહિ, તેમજ નાખુશ પણ થાય નહિ; એટલુંજ નહિ બલકે જો તે મારી સાથે મળી જાય તો મદિરાની મજા લુંટવામાં પણ બહુ આનંદ આવે. આવા વિચારથી તે દુષ્ટ થોડા દિવસ પછી ગુણુગૌરીને કહેવા લાગ્યો કે હે ! પ્યારી, તું મને તારા ખરા જીગરથી ચાહે છે અને તનમનથી મારી સેવા કરી મને સંપૂર્ણ સંતોષાનંદ આપે છે તેથી તારા ઉપર હું બહુજ પ્રસન્ન રહું છું, અને તને મારા પ્રાણુથી અધિક ગણું છું. આજ મારા મનમાં એક વિચાર ઉત્પન્ન થયો છે તે તને કહેવા મારી મરજી છે, પરંતુ પ્રથમ તું મને વચન આપ કે, હું તમે કહેશો તે પ્રમાણે કરવા કબુલ કરીશ, કાંઈ પણ વાંધો લઇશ નહિ. ગુણુગૌરી બોલી કે હે ! પ્રાણુધાર, આપ એ બાબત આગળથી કબુલાત શા માટે માગો છો ? વગર વચન દીધે મારી કબુલાતજ છે. હું આપની વેચાણુ છુ, આપ જે આજ્ઞા આપશો તે હુ વગર વાંધે ઉઠાવીશ, આપ જે કહેવા ધારતા હો તે ખુશીથી કહો.

ગુણુગોરીનું વચન લઇ રૂપરામ રાજી થઇ બેઠેલે સ્થળેથી ઉભો થયો અને તુર્તજ પોતાની પેટી ઉઘાડી મદ્યનો શિશો કાઢયો. આ જોઇ ગુણુગૌરી ચમકી ગઇ, તેના મનમાં અવારનવાર અનેક તર્કવિતર્ક આવવા લાગ્યા અને એકદમ બોલી કે, અરે ! સ્વામી, આ શુ ? આપે આ બધું તોફાન તજી દીધું છે, છતાં આજે આ શું સુઝયું ? રૂપરામ બોલ્યો કે હે ! માશુક, તું એ ઉમદી વસ્તુની લીજત તો લે. તેની ખુબી તો જો. મેં આ વસ્તુ ખાસ તારા માટેજ આણેલી છે. આ દારૂ બીજા દારૂ જેવો નથી. આની તો મજાજ ઓર છે. તું જરા ચાખી તો જો. એક વખત ચાખીશ તો પછી હમેશા અંગીકાર કરવાની ઇચ્છા થશે. ગુણુગૌરી બોલી

કે હે ! સ્વામી, આપને માથે અનેકવાર આફત આવી અને આપને અનેક વાર બેહાલ કરી નાખ્યા, છતાં પણ આપને આ ગંદી વસ્તુ ઉપર અભાવ આવતો નથી એ શું ? રૂપરામ બોલ્યો કે, મારી દીલોજાન, એ વસ્તુ ગંદી નથી, પણ બહુજ સ્વાદિષ્ટ અને મિષ્ટ છે આ વસ્તુનો અંગીકાર કરવાથી જરા મધુરો નિશો આવે છે અને મગજને તર કરે છે, તેમજ ક્રીડા કરવામાં પણ અધિક આનંદ આવે છે. માટે આજે તો તું પણ એક પ્યાલો પી. તેથી તને બહુજ આનંદ ઉત્પન્ન થશે. ગુણગૌરી ક્રોધ કરી કહેવા લાગી કે, બળ્યો તમારો એ આનંદ. હુ એવો આનંદ લેવા ઇચ્છતી નથી. તમે તમારૂં કાળુ કરમ કરો. હવે હું આ ઓરડામા સુઇશ પણ નહિ. આપ એકલા આરામ લીઓ આટલું કહી તે ઉઠવાનો ઇરાદો કરતી હતી તેવામાં રૂપરામે તેણીનો છેડો પકડી લીધો અને બળાત્કારે પૃથ્વી ઉપર પછાડી છાતી ઉપર ચડી બેઠો. ગુણગૌરી બોલી કે તમે મને મારી નાખશો તો પણ હુ મદ્યપાન કરીશ નહિ. મને મારો ધર્મ મારા પ્રાણ કરતાં પણ અધિક પ્યારો છે; કારણ કે ફરી ફરીને આવો ઉત્તમ મનુષ્યાવતાર પ્રાપ્ત થતો નથી. આપણે બ્રાહ્મણના કુળમાં ઉત્પન્ન થયેલાં હોવાથી બધા માણસો આપણને ઉત્તમ ગણી પુજે છે, છતા પણ આપણેજ આવું નિચ કરમ કરીએ તો પછી આપણો ઇતબાર કોણ કરે ? અને ઇતબાર ન કરે, તો જીવીત પણ શા કામનું ? માટે હે ! પ્રાણપતિ, જો, આપ મને મારી નાખવા ખુશી હો તો હું તેમ કરવા ખુશી છું, પરંતુ આપની આ અધમ આજ્ઞા ઉઠાવી શકીશ નહિ આપને મદ્ય પીવાની છુટ આપવા રાજી નથી, તો પણ આપની ઇચ્છા થઇ હોય તો આપ અંગીકાર કરો હું કોઇને કહીશ નહિ

રૂપરામે મહેનત કરવામા મણા મુકી નહિ. તો પણ ગુણગૌરી એક મટી બીજી થઇ નહિ તેથી તેણીને પદ પ્રહાર કરી થોડો ઘણો માર મારી પોતે પલંગ પર જઇને બેઠો અને ત્યાં જઈ પોતે એકલાએજ અરધો શિશો મદ્યનો ઉડાવ્યો અને પછી મસ્તરામ બની બારીએ જઇ બેઠો બારીમા બેઠો બેઠો ગાવા જેવો ડોળ કરી કોઇથી સમજી શકાય નહિ એવા રાગ રાગણીના ખોટે ખોટા તુરા ફેંકતો હતો, તેવામા તેના દારૂડીઆ દોસ્તોનુ ટોળુ નિકળ્યું તે ટોળીમાં એક નાગર, એક બ્રાહ્મણ, એક વાણીઓ, એક ખવાસ અને એક અતિત હતો. તે બધા એ વખતે કલાલની દુકાનેથી મદ્યપાન કરી ચકચુર થઇનેજ આવતા હતા. તેઓને જોઇ રૂપરામ બોલ્યો કે, અરે ! ઓ, દોસ્તો, તમે બધા કયા ગયા હતા ? આવો

આવો આંહી આવો. ટોળામાથી નાગરનો છોકરો બોલ્યો કે સાલા, તારે ઘેર આવીને શું કરીએ ? તું તો હવે શુકલ બની બેઠો. રૂપરામ બોલ્યો નહિ નહિ, સાહેબ, એવું હોય ? આપ અને હું એ તો એકજ છઇએ. આપ સરખા મિત્રોથી મારે શું અધિક છે ? આટલું બોલી તેણે ખડકીનાં કમાડ ઉઘાડયાં એટલે બધું ટોળું રૂપરામના ઘરમાં ઘુસ્યુ આ વખતે તેઓ નિશામા ચકચુર હોવાથી અડવડીઆં ખાતા હતા અને કોઇને બોલવાની પણ શુદ્ધ નહોતી, છતાં પણ નાગરના છોકરાએ અતિતને ઇશારો આપ્યો કે હોને દો. નાગરના કહેવાથી અતિતે શિશો કાઢયો, તે જોઇ રૂપરામ બોલ્યો નહિ નહિ, સાહેબ, એ શિશો આપનો આપની પાસે રાખો. આ વખતે મારે મારા તરફથીજ કાંઇ વિવેક કરવો જોઇએ. એમ કહી તુર્તજ પોતાની પેટીમાથી એક અરધો અને એક આખો એવી રીતે બે શિશા ઉપાડી લાવ્યો.

એક બીજાથી અધિક સરસાઇ બતાવવા માટે પ્યાલા ઉપર પ્યાલા પીવા શરૂ થયા અને થોડા વખતમાંજ બધી શિશાનો અંત આણી નિશામા ટાટ બન્યા. આ વખતે નિશાની અંધાધુનીમા કોઇને કાંઇ ભાન નહોતું. સહુ સહુની મરજી મુજબ લવારો કરતા હતા. થોડીવાર ઠઠ્ઠા મશ્કરી કરી પછી ધકાધુબા કરવા લાગ્યા, તેવામાં નાગરને છોકરે મરણતોલ થઇ પૃથ્વી ઉપર પડેલી ગુણગૌરીને પડખામાં એક એડી મારી. આ ઉપરથી ગુણગૌરીને માઠું લાગ્યુ પણ પોતે ઉઠવાને અશક્ત હોવાથી કાંઇ બોલી નહિ. નાગરનો છોકરો નિર્લજ હતો અને તેના દિલમાં દયા તો હતીજ નહિ, તેથી તે દુષ્ટ સુતેલી સુંદરીની છાતી ઉપર ચડી બેઠો અને તે તરૂણીની આબરૂ લેવાની તૈયારી કરવા લાગ્યો. અશક્ત થઇ ગયેલી હોવા છતાં પણ ગુણગૌરીએ નાગરના છોકરાને પગનુ ઠેબું મારી એક તરફ ઉડાવી દીધો અને પોતે હળવે રહી બેઠી થઇ બહાર જવાનો વિચાર કરવા લાગી. નાગરના છોકરાને નાખી દીધો, તેવામાં ખવાસને છોકરે ઝડપ મારી તેને પકડી પાડી અને તેણીને પૃથ્વી ઉપર પછાડી તેના વસ્ત્રો તાણી તોડી ફાડી નાખવા લાગ્યો. ગુણગૌરીએ જમ જેવા જોરાવર ખવાસના છોકરાને પણ એક અ-ડબોથ મારી જમીનદોસ્ત કરી દીધો અને પોતે બાહુ બળના પ્રતાપે સહિસલામત ઓસરીમાં આવી પોકાર પાડવા લાગી આ ઉપરથી બધાના દિલમાં ડર લાગ્યો કે જરૂર, આ રંડા આપણને પકડાવી પાડશે માટે આપણે તેણીને તો મુકવી નહિ એમ કહી તેઓ બધા તેણીને જમીન ઉપર પછાડી છાતી ઉપર ચડી બેઠા અને મોઢે મુગો મારી દીધો. આ વખતે રૂપરામ

પણુ સાથે હતો. આખર એ બધા દુષ્ટોના પ્રહારથી તે દેવી જેવી ગુણુગૌરી મરણુને શરણુ થઇ. નિર્દોષ બાળાએ પ્રાણુાતે પાડેલા પોકાર સાંભળી વિરચંદ્ર એકદમ આવી ખડકીનાં કમાડ તોડી અંદર દાખલ થયો અને ગુણુગૌરી ઉપર પડેલા લાકડીઆને ઉપાડી ઉપાડીને પછાડવા લાગ્યો. વિરચંદ્રે મહેનત કરી તે બધાને એક તરફ ખસેડયા ખરા, પરંતુ બારીકીથી તપાસી જોતાં જણાયું કે તે તો મરી ગયેલી છે. આવી રીતે એક અ-બળાને ભુંડી હાલતે મારી નાખેલી જોઇ વિરચંદ્રના મનમાં ત્રાસ છુટયો તેથી ક્રોધે કંપાયમાન થઇ કહેવા લાગ્યો કે, અરે ! સાલા કમબખતો, તમે આ અબળાને વાક વગર મારી નાખી છે, પણુ હવે તમારા હાલ થાય તે જોજો. હું હમણુાંજ પોલીસને આ વાત જાહેર કરી તમને બધાને પકડાવી આપીશ. નાગરનો છોકરો બોલ્યો કે અરે સાલા તું અમને પોલીસ આગળ પકડાવનાર કોણુ ? તુ બકાલથી બને શુ ? એટલુ કહી તે નાગરને છોકરે તલપ મારી વિરચંદ્રને પકડી પાડયો અને તેની છાતી ઉપર ચડી ગળું દાબી નાખવા લાગ્યો. વિરચંદ્રે જોર કરી ઉછાળો મારી નાગરના છોકરાને અધર ઉથલાવી નાખ્યો અને તે દુષ્ટો પૃથ્વી ઉપર પાડી કોઠ મરડી મારી નાખ્યો. આ જોઇ ખવાસના છોકરાએ દોટ દઇ વિરચંદ્રને દબાવી દીધો અને તેને મારી નાખવા મહેનત કરવા લાગ્યો. વિરચંદ્ર નિચે પડેલો હતો તો પણુ તેણે પોતાના બાહુબળ વડે બહાદુરી કરો ખવાસના છોકરાના બન્ને હાથ પકડી રાખેલ હતા તેથી ખવાસના છોકરાનું કાંઇ ચાલતું નહોતું. ખવાસનો છોકરો અને વિરચંદ્ર ગડમથલ કરતા હતા તેવામાં અતિતે વિરચંદ્રના ગળામાં ચીપીઓ ખોસી દીધો. તેથી તે બિચારો પરોપકારી પુરૂષ પણુ પોતાના પ્રાણુ તજી પરલોકમાં પહોંચી ગયો.

આવી રીતે ખૂન ખરાબી થઇ જવાથી બધાનો નિશો નરમ પડી ગયો અને હવે શું કરશું ? ક્યાં જશું ? આ લાબનું શું થશે ? ખરેખર, આ વાત જાહેરમાં આવી જશે તો જરૂર, મહારાજા વિરવટ આપણુ બધાને ફાંસીને લાકડે લટકાવી દેશે માટે આપણે આગળથી એવી યુક્તિ રચી રાખવી જોઇએ કે જેથી કરી આપણુને બિલકુલ ઇજા આવે નહિ. વાણીઓ બોલ્યો કે તમે બધા પંચાત કરવાનુ માંડી વાળો અને એકપછી એક આ સ્થળેથી સળકવા લાગો. ખવાસ બોલ્યો કે આપણે બધા નાસી જશું ખરા, પરંતુ રૂપરામની સ્ત્રીને મારી નાખી છે તેથી તે પાપી આપણું પોકળ ઉઘાડું કર્યા વગર રહેશે નહિ માટે મારૂં માનો તો રૂપરામનુ કાટલું કાઢી નાખો, પછી આપણુને ખ્યારતી રહેશે નહિ ખવાસના છોકરાનું કહેવું

કબુલ કરી ચારે જણા મળી રૂપરામ ઉપર તુટી પડયા રૂપરામે પોતાનો પ્રાણ બચાવી લેવા બહુ બળ કર્યું, પરંતુ કાંઇ કામ આવ્યું નહિ, આખર ચાર જણાના મારથી લાચાર થઇ તે રૂપરામ પણ સ્વધામમા પહોંચી ગયો. રૂપરામ મરાણો એટલે તે બધા નિર્ભય થવાથી તેના ઘરમાં પેટી પટારા હતા તે તોડીને તેમાંથી રોકડ નાણું અને સોના રૂપાના દાગીના હતા તે બધા લઈ લીધા, તેમજ ગુણગૌરીના ગળામાં ચંદનહાર હતો તે પણ કાઢી લીધો. આવી રીતે મહા પાપ કરમ કરી તેઓ ચારે જણા પોબારા ગણવાની તૈયારી કરતા હતા, તેવામાં ફોજદાર આવી પહોંચવાથી તેઓ બધાને પકડી પાડયા અને મુસ્કેટાટ કરી લઇ ચાલ્યો. આ વખતે વણીક બોલ્યો કે ફોજદાર સાહેબ, અમારા આગળ જે કાંઇ માલ મિલકત છે તે તમામ આપને આપી દઇએ, પરંતુ અમારા ઉપર કરૂણા કરી અમને છોડી મુકો. ફોજદારે જાણ્યું કે ફરી ફરી આવો દાવ આવશે નહિ, માટે આ વખતે ચુકવું નહિ. આવા વિચારથી ફોજદારે ઘરેણું અને રોકડ નાણું પોતાને કબજે કર્યું અને તે દારૂડીઆની ટોળી વાળા ચારે જણાને છોડી મુકયા.

બીજે દિવસ સવારમા રૂપરામના પાડોસીને ખબર થતાં તેણે ફોજદાર પાસે ફરીઆદ કરી તેથી ફોજદાર એકદમ પચીસ પોલીસની પાર્ટી લઇ રૂપરામને ઘેર આવ્યો અને આમતેમ ખોટે ખોટી ધમાધમ કરી ડોળ દેખાડવા લાગ્યો. આ ઉપરથી જોનાર જનો ફોજદારની તારીફ કરવા લાગ્યા. ફોજદારે વખત વરતી " લાલ "ની ટોળીમાંના બેચાર સારા સારા સખ્સો પૈસા પાત્ર હતા તેઓને રૂપરામના ઘર આગળ પકડી મગાવ્યા અને સર્વ લોકો દેખે તેવી રીતે તેઓ બધાને વગર વાંકે મારવા લાગ્યો. ફોજદારનો આવો જુલમ જોઇ એક સખ્સ ક્રોધ કરી બોલી ઉઠયો કે અરે ! ભલા માણસ, તું અમને મારેછે શામાટે ? અમારો અપરાધ શો? તું અમને કીધા પુછયા વગર મારવા મડયો છો પણ કાંઇ વિચાર કરે છે કે નહિ ? ફોજદારે કીધુ કે, તમે બહુજ ભયંકર કામ કરેલું છે, આ ચાર મડદાં પડયાં છે તે તમારા હસ્તથીજ મરાયેલાં છે માટે હવે તમને રાજાની રજા લઇ ફાંસીને લાકડે લટકાવી દેવામા આવશે. બીજો શખ્સ ફોજદારની રીત રિવાજથી માહેતગાર હતો તે બોલ્યો કે, ફોજદાર સાહેબ, અમે આ બાબતમાં કાંઇ જાણતા નથી, તેમજ અમે એવું કુકર્મ કોઇ વખત કરેલું નથી, છતાં પણ આપની ઇચ્છા હોય, તો અમે " ચીરીમીરી " આપીએ, પરંતુ મહેરબાની કરી અમને આ મારથી મુક્ત કરો. ફોજદારે લાલની ટોળીવાળા બધા શખ્સો આગળથી સોસો સોના મહોર લાંચ લીધી અને તેઓને નિર્દોષ ઠરાવી કાઢી મુકયા.

આવી રીતે બીજા બેચાર શખ્સોને પણ શિક્ષા આપી લાંચ લીધી; આખર ફોજદારે મરનારાઓના સગા સબંધીને બોલાવી મડદાંને અગ્નિ સસ્કાર કરવા આગ્રા આપી અને તેઓ બધાને એમ સમજાવ્યુ કે આ બધા અરસપરસ લડી મરેલા હોવાથી ગુન્હેગાર ગોતવા જેવુ નથી. રૂપ-રામનો મામો બોલ્યો કે, સાહેબ, આપ કહોછો કે બીજો ગુન્હેગાર નથી, તો પછી મારી એજ અરજ છે કે રૂપરામના ઘરમાંથી ઘરેણુ અને રોકડ નાણું વિગેરે માલ મિલકત કયા ગઈ ? ફોજદાર બોલ્યો કે તમે એ બાબત ચેંચુ કરશો તો આ સઘળાં સબ સડી જશે અને અતે પનો મળશે નહિ; કારણકે મેં મારાથી બનતુ કરવામા બાકી રાખ્યું નથી, છતાં તમારી એવી ઇચ્છા હોય તો આ સબને ઇસ્પીતાલમા મોકલાવી આપું અને ગુન્હે ગારની ગોત કરવા માંડુ આ વખતે વિરચદનો ભાઇ બોલ્યોકે થવાનુ હતુ તે થઇ ગયુ છે, માટે હવે વધારે ડોળવાની કાંઇ જરૂર નથી, ફક્ત આપને અમે એટલીજ ભલામણ કરીએ છીએ કે, આપ એ બાબત બનતું કરવા ચુકશો નહિ જો ચોર પકડાશે અને એમનો ગયેલો માલ પાછો મળશે તો આપનો આભાર ભુલશે નહિ. ફોજદાર બોલ્યો કે અરે ! આપ એ શું કહોછો ? મને મારી આબરૂ વ્હાલી નહિ હોય ? હુ મારાથી બનતું કરવામાં મણા મુકીશ નહિ, અને જો ચોર હાથ આવશે તો તમારો તમામ માલ તમારે કબજે કરાવીશ મારે એક પાઇ પણ હરામ જેવી છે. હુ એવી આશા રાખતો નથી. હું તો જસનો ભુખ્યો છું

આ પ્રમાણે વાતચિત થયા પછી મડદાંને સ્મશાને લઇ ગયા અને ફોજદારે રાજાને રિપોર્ટ લખી વાળ્યો રાજા રિપોર્ટ વાચી ક્રોધે કંપાયમાન થઇ પૃથ્વી ઉપર પગ પછાડવા લાગ્યો અને તુર્તજ માણસ મોકલી ફોજદારને પોતાની હજુરમાં બોલાવી પુછવા લાગ્યો કે અરે ! આ શો જુલમ ? ચાર ચાર ખૂન થઇ ગયા છતા તેને મારનારનો પતો મળતો નથી એ શી વાત ? ફોજદાર બોલ્યો કે, ખુદાવિંદ, એ સઘળા અરસ પરસ લડી મરેલા છે. તેઓને મારનાર બીજો કોઇ નથી. રાજાએ કીધું કે આ તમારૂં ધારવું વાજબી નથી, કારણ કે જો કોઈ બીજો મારનાર ન હોય તો તેના ઘરમાંથી માલ મિલકત કયા જાય ? માટે આ વાત શક પડતી લાગે છે. તમે બરોબર બારીકીથી તપાસ કરો નહિતર તમારી પણ હાજરી લેવી પડશે. રાજાનો આવો સખત હુકમ મળવાથી ફોજદાર ફક્ત રાજાને રૂડું લગાડવા ઉપર ઉપરથી તપાસ કરે છે અને જેને તેને પકડી વગર વાકે હેરાન કરી લાંચ લઇ મુકી દીએ છે. જ્યા સુધી ફોજદારની લુચ્ચાઇ છે ત્યાં સુધી એ લોકો હાથ આવશે નહિ; કારણ કે

હાલમા એ ચારે ચોર અરધા યોજનને અંતરે એક અઘોરીની ગુફા છે તેમાં બાવા બની બેસી ગયા છે. જે અતિત છે તે ગુરૂ બન્યો છે અને બાકીના બીજા ત્રણ શિષ્ય બનેલા છે આ બધી બાબત ફોજદારના ધ્યાનમાં છે પણ તેણે લાચ લીધેલી હોવાથી લાચાર બની ગયો છે.

સ્નેહચંદ્ર બોલ્યો કે મારી વ્હાલી પ્રિયા, તેં જે આ કથા કહી તે સાંભળી મારૂ હૃદય ભરાઇ જાય છે તેમજ એવા કુકૃત્ય કરનાર અધમા ચરણી ઉપર અત્યંત ક્રોધ ચડે છે અને તેને ઠાર મારી નાખવા આવેશમા આવી જાઉં છુ, એટલુંજ નહિ બલકે પરમેશ્વરની દયા દ્રષ્ટિના યોગે મને મોટો હોદ્દો મળે તો એવા માણસોને જ્યા હોય ત્યાથી પકડી મગાવી સખત શિક્ષા આપુ અને એકદમ એવો યવનાચાર અટકાવી દઉં લલિતા બોલી કે હે ! સ્વામી, મને તો એજ વિચાર થયા કરે છે કે વિરવટ જેવા વિવેકવંત રાજાના રાજ્યમા આવા અધમ અમલદારો અદ્યાપિ આબાદ રહેલા છે એ શું ? તેણે ઘણા ખરા જુના અમલદારોને કાઢી મુકેલા છે અને કેટલાએક જુલમી અમલદારોને જેલજાત્રા કરવા મોકલેલા છે, છતા આ ફોજદારને હજુ સુધી રાખેલો છે એ શુ ? સ્નેહચંદ્ર બોલ્યો કે હે ! કાન્તા, તોપણ આગળ કરતા હાલમા ઘણુ સારૂ છે મતલબ કે જ્યારથી વિરવટનો વિજય વાવટો ચડેલો છે ત્યારથી એવા અધમાચારી અમલદારો ઓછા થયા છે, પરંતુ મદનમોહનસિંહજીના વખતમા તો બધા એવાજ અમલદારો હતા

મદનમોહનસિંહજીના સમયમા મિથ્યામાની નામનો એક ખાસદાર હતો તે ઘોડાની ચાકરી કરવામા ચાલાક અને ચુસ્ત હતો તેમજ રાજાને રીઝવવા માટે જોર જુલમથી નિત્ય નવી નવી રાંડો લાવી આપતો હતો અને ગમે તે પ્રકારે ખુશામત કરી રાજાને રાજી રાખતો હતો, એટલુંજ નહિ બલકે તે પોતાની સ્ત્રીને, દીકરીને અને બહેન વિગેરે પોતાના કુટુંબની રૂપવતી સ્ત્રીઓને પણ રાજાની હજુરમા હાજર કરતો હતો. રાજા તે પાપીના આવા અધમ આચરણ ઉપર અત્યંત પ્રસન્ન થઇ વખતો વખત કાંઇ ઇનામ આપતો હતો અને તે દુષ્ટને આવા કૃત્ય કરવાનેજ નિમેલો હતો. એક વખત મદનમોહનસિંહજીના મનમા મોજ આવી જવાથી તે મિથ્યામાનીને શહેર ફોજદારની જગોએ દાખલ કર્યો અને પછી હમેશા પોતાની સાથે ઘોડાગાડીમા બેસારી ફેરવવા લાગ્યો

રાજાની મહેરબાનીનુ માણસ જાણી શહેરના લોકો ખાસદારની ખુશામત કરવા લાગ્યા અને ખાસદાર પણ મોટો ઉમરાવ હોય એવો ડોળ દેખાડવા લાગ્યો જેના ઘરમા તુટેલી ખાટલી અને ફાટેની ગોદડીના પણ વાંધા

હતા તેના ઘરમા રાજાની પ્રસન્નતાથી જુદોજ વૈભવ જોવામાં આવતો હતો. તે ખાસદાર જાતનો ખવાસ હતો તેથી તેને ફોજદારૂં મળ્યા પછીતેનાં રીત રીવાજ અને પ્રકૃતિમાં બહુજ તફાવત પડી ગયો હતો, તે દુષ્ટને અમલની અંધી ચડી જવાથી હાલતાં ચાલતા લોકોને કદાબાજી કરવામાં કુશળતા રાખતો હતો. કોઇ પણ ગુન્હેગારને મિથ્યામાની પાસે લાવતા ત્યારે પ્રથમ તો તે ગુન્હેગારને ખુબ મારતો હતો અને પછી બીજી વાત કરતો હતો.

એક દિવસ રાત્રીના બાર બજવાના અરસામાં પોલીસ લોકોનું ટાળુ મિથ્યામાનીને ઘેર આવ્યું અને બહારથી ફોજદાર સાહેબને ખબર આપ્યા કે અમે એક ચોરને પકડી લાવ્યા છઇએ માટે તેનું આ વખતે શું કરવું છે ? એ બાબત આજ્ઞા આપો આ વખત ફોજદાર પોતાની સ્ત્રીને બહાદુરી અને બડાઇ બતાવવા બોલી ઉઠયો કે અરે ! કયાં છે ચોર ? લાવો સાલાને મારી હજુરમા હાજર કરો. એમ કહી પોતાનુ દ્વાર ઉઘાડયું અને બહાર નિકળ્યો. પોલીસ લોકોએ ફોજદારની આજ્ઞા અનુસાર ચોરને તેની સમક્ષ ખડો રાખ્યો. આ વખતે ફોજદારે ચોરને કાઇ કીધુ પુછયું નહિ, પણ પોતાના રોફમાંને રોફમા નેતરની સોટી વડે મારવા મંડયો અને બોલી ઉઠયો કે સાલા, તુ તારા મનમાં શુ સમજે છે ? તુ બધે ગયો હોઇશ પરંતુ હજુ તેં મારો ઝપાટો જોયો નથી મે તારા જેવા ઘણાને પાણી પાઇ દીધુ છે. ચોર બોલ્યો કે સાહેબ, આપ મહેરબાની કરી તપાસ તો કરો પછી મને મારી નાખવો હોય તો મારી નાખજો, પરંતુ આગળથી વાંક વગર શા માટે મારો છો ? આપ ફોજદાર થયા છો તે તો મને પણ ખબર છે. અને આખું ગામ પણ જાણેછે. ચોરનુ આવુ કડક બોલવુ સાંભળી મિથ્યામાનીને બહુજ ગુસ્સો ચડયો અને ક્રોધાધિન થઇ તે બિચારાને જેમ તેમ ગાળો ભાડવા લાગ્યો. ચોર બોલ્યો કે સાહેબ, આપ મોઢુ સંભાળીને બોલો આપ અમલદાર થયા તો શુ થયુ ? તમારા જેવા ફોજદાર ઘણા થઇ ગયા છે અને હજુ પણ ઘણા થશે ફોજદાર મૂળ મિજાજી અને અવિદ્વાન હતો તેથી તેના મનમા અધિક ગુસ્સો ચડયો અને ક્રોધે કંપવા લાગ્યો. ક્રોધાધિન થયેલ ફોજદારે આગળ પાછળના પરિણામનો કાંઇ પણ વિચાર કર્યો નહિ તેમજ પરમેશ્વરનો પણ ડર રાખ્યો નહિ અને એકદમ નિર્દયપણે મારવા મંડયો. ઇશ્વરી અકૃપાના યોગે ચોરના કપાળમાં બંદૂકનો કુંદો લાગવાથી તે બિચારાનુ કપાળ ફુટી ગયુ અને તેની અંદરથી જોનાર જનોને ચીત્રી ચડે એવી રીતે રૂધીરની ધારા છુટી ચોરને ઘા બરોબર કપાળમાં લાગવાથી થોડીવાર તરફડીઆ માર્યા અને બરાડા પાડયા, પણ છેવટ

તે મરણુને શરણુ થઇ ગયો. આ વખતે ફોજદારનુ મોઢું કાળુ ધબ થઇ ગયું અને સિપાઇ લોકો પણુ ફોજદારને ઠપકો આપવા લાગ્યા. ફોજદારે જાણ્યું કે આ વાતની રાજાને ખબર પડશે તો અવસ્ય આપણુને શિક્ષા થશે, માટે આ કેસ અધર ઉડાવી દેવો જોઇએ. આવા વિચારથી તે પોતાની ખાનગી બેઠકવાળા ઓરડામાં ગયો અને ત્યાં જઇ બે જમાદારને બોલાવી બસો રૂપીઆ આપ્યા તેમજ પાંચ પોલીસને પણુ પચીસ પચીસ રૂપીઆ આપ્યા અને આ વાત અધર ઉડાવી દેવાનો ઠરાવ કર્યો. લાંચ મળવાથી પોલીસ અને જમાદારો ચોરની લાસને લઇ ગયા અને શહેર બહાર એક અઘોર ખાડ હતી તેમાં તે લાસને ફેંકી દીધી. આવી રીતે ફોજદાર સાહેબે આ એકજ માણુસને મારી નાખેલ હતો એમ નહોતું, પરંતુ આગળ પાછળ બીજા પણુ ઘણુા ખૂન કરી નાખેલાં હતાં, પોલીસ પોતાને હાથ હતી તેમ લાંચ લઈ લઇને પૈસા પણુ ઘણુા ભેળા કરેલા હતા જેથી કોઇ એવો પ્રસંગ આવી જતો તો પૈસાના પ્રતાપે કેસ અધર ઉડાવી નાખતો હતો. આ વખતે પણુ સવા ત્રણુસો રૂપીઆ લાચ ખાતે ખરચી કેસ કાઢી નાખ્યો.

નિર્ધનને ધન સાંપડે, પૃથ્વી ફાટી જાય,
અમલ મળે એકદરને, આપે તે અન્યાય.

ખરેખર, કોઈ નિચ માણુસને ઉંચ પદવી મળેછે ત્યારે તે નમ્રતાનો મહા મોટો સદ્‌ગુણુ ત્યાગી અન્યાયી થઇ જાય છે, તેમજ અમલની અંધી ચડી જવાથી તે ખરૂં ખોટુ બિલકુલ પારખી શકતો નથી, જેમ પોતાની ઇચ્છાને અનુકુળ આવે તેમ લોકો ઉપર જુલમ ગુજારે છે અને પરિણામની પરવા રાખ્યા વગર પ્રજાને પીડા પમાડે છે. અપરાધી અથવા નિરપરાધી, ચોર અથવા શાહ, સત્યવકતા અથવા વ્યર્થવાદી, પ્રમાણિક અથવા અપ્રમાણિક વિગેરે ગમે તે પ્રકારનો માણુસ હોય, પરતુ તે અધમ અમલદારને આધિન થતાં તેનુ માન રહેતું નથી. અવિદ્વાન અમલદાર પોતાના પંઝામાં પકડાયેલ પ્રાણીને તુચ્છકારી નાખેછે અને પોતાની મોટાઇનો ગર્વ કરી પ્રતિપક્ષીને મરજી મુજબ પીડા પમાડે છે. આવી રીતે અધર્મ કરતા કરતા છેવટ જ્યારે કરેલ કરમના કડ્ડાં ફળ ચાખવાં પડેછે ત્યારે પછી પોકે પોકે રડેછે અને પોતે કરેલ પાપનો પુરેપુરો પસ્તાવો કરેછે.

મિથ્યામાની ફોજદાર અવિદ્વાન હોવાથી બુરૂં કરવામા બહાદુરી બતાવતો હતો અને હરકોઇ પ્રકારે જોર જુલમ કરી પ્રજાને પીડતો હતો, તો પણુ રાજાની તે મુર્ખ ઉપર મહેરબાની હોવાથી કોઈ પણુ માણુસ ફોજદાર વિરૂદ્ધ ફરિયાદ કરવા રાજાની રૂબરૂ જઇ શકતુ નહોતુ. કદાચ કોઇ માણુસ

રાજાને ખાનગી રીતે ફોજદારની વિરૂદ્ધ કાંઇ કહેનો તો રાજા તે વાત ઉપર લક્ષ આપતો નહોતો, ઉલટો એવી અરજ કરનાર ઉપર ક્રોધાતુર થતો હતો અને એ વાતની મિથ્યામાનીને ખબર મળતા તે પોતાની વિરૂદ્ધ વરતનાર શખ્સને સખત શિક્ષા આપતો હતો

એક વખત ઉમેદચંદ્ર નામનો પરોપકારી પુરૂષ પ્રજા હિતાર્થે ફોજદાર વિરૂદ્ધ અરજી લખી ટપાલમા નાખવા જતો હતો. દરમ્યાન ફોજદારે રસ્તામા તેને પકડી પાડયો અને તેના વિરૂદ્ધ જે કાગળ હતો તે પડાવી વાંચી લીધો. કાગળ વાંચી ફોજદારને પગથી શિખા સુધી અગ્નિની જ્વાળા પ્રગટ થઇ અને તે ક્રોધે કંપાયમાન થઇ ઉમેદચંદ્રને સોટી વડે મારવા મંડયો. ઉમેદચંદ્ર બોકડાની પેઠે બરાડા પાડતો હતો અને આજીજી કરી કરેલ અપરાધની માફી માગતો હતો, પરંતુ ફોજદારે એ બાબત લક્ષ આપ્યુ નહિ અને તે બિચારાને મારી મારીને હાડકા ભાગી નાખ્યા, આખર, ફોજદાર કદાબાજી કરી થાકી ગયો ત્યારે ઉમેદચંદ્રને મુશ્કેટાટ કરી જેલજાત્રા કરવા મોકલી દીધો. આ વાતની ઉમેદચંદ્રના બાપને ખબર થતા તુર્તજ તે ફોજદાર પાસે ગયો અને પોતાના પુત્રને છોડી મુકવા અરજ કરવા લાગ્યો ફોજદારે કીધું કે હવે તારા છોકરાના દર્શન કરવાની આશા રાખીશ નહિ; કારણ કે તેણે મારૂં કાટલુ કાઢી નાખવા રાજાને જે અરજી લખેલી હતી તેમા કાંઇ બાકી રાખ્યુ નહોતું. જો એ અરજી રાજાને હાથ જાત તો મને નુકશાન થયા વગર રહેત નહિ. ઉમેદચંદ્રનો બાપ બોલ્યો કે ગમે તેવો ગુન્હો કર્યો હોય પરંતુ આ વખતે મારા ઉપર મહેરબાની કરી મારા પુત્રને મુક્ત કરો હુ આપનો આભાર ભુલીશ નહિ. ફોજદારે કીધુ કે એવો લુખો આભાર શુ કામનો? રૂપીઆ એક હજાર હશે તો છોકરો ઘરના દર્શન કરશે ઉમેદચંદ્રનો બાપ ગરીબ હતો અને તેનાથી હજાર રૂપીઆ આપી શકાય તેમ નહોતું, તો પણ આ વખતે તેણે કોઇ આગળથી ઉછી ઉધાર લઇને પણ રૂપીઆ એક હજાર ફોજદારને આપ્યા ત્યારે ઉમેદચંદ્રને છુટો કર્યો.

થોડો વખત વિત્યા બાદ રાજા પોતાના સમગ્ર કુટુંબ સહવર્તમાન દેશાટન કરવા ગયો ત્યારે તેણે પોતાના રાજ્યની તમામ લગામ મિથ્યામાનીને સોપી અને સમસ્ત શહેરમા ઢંઢેરો પીટાવી પ્રજાને જાણ કર્યું કે મારી ગેરહાજરીમા પ્રજાએ મિથ્યામાનીની આજ્ઞાને અનુસરી ચાલવુ.

આવી રીતે ફોજદાર મટીને મિથ્યામાની રાજા થયો એટલે તે અધમાચરણી અને અન્યાયી અધિક અન્યાય કરવા લાગ્યો અને જોરજુલમનો

ઝપાટો મારી પ્રજામાં હાહાકાર વરતાવી દીધો મિથ્યામાની પોતે મહા મલિન મતિનો હતો તેથી તેને પાસવાનો પણ એવાજ મળેલા હતા મિથ્યામાનીના પાસવાનો શહેરમાથી સારી સારી સ્ત્રીઓને પકડી લાવતા હતા અને તે એશારામ કરતો હતો તે દુષ્ટને કોઇ કહેનાર નહોતુ તેથી તે બહુજ છુટથી વ્યભિચાર કરવા લાગ્યો. તે ગમે તે સ્ત્રીને ગમે તે વખતે પકડીને પોતાની મેડીમા લઇ જતો અને પોતાની મરજી પડે તેટલો વખત રાખી પાછી કાઢી મુકતો હતો જ્યારે કોઇ કોમળાગી કામિનિને પકડી પોતાની મેડીમાં દાખલ કરતો ત્યારે મિથ્યામાની મદિરાપાન કરી મસ્ત બનતો હતો અને નિશાની બેભાનીમા અનાથ અબળાઓની અમુલ્ય આબરૂ અતિ અઘટિત રીતે લુટી લેતો હતો, કોઇ કોઇવાર મિથ્યામાનીના જોર જુલમથી કોઇ સ્ત્રી મરણુને શરણુ પણુ થતી હતી.

એક દિવસ રાત્રીના વખતે મિથ્યામાની પોતાના પાસવાનો સહિત શહેરમા ફરવા નિકળેલો હતો ત્યા તેણે એક વણિક સુતાને રૂપાળી જોઇ પકડી પાડી અને ઘોડાગાડીમા ઘાલી પોતાની મેડીમા લઇ ગયો. જે વખતે વણીક સુતાને પકડી તે વખતે તે બિચારીએ મોટી મોટી બુમો પાડી માણુસો ભેળાં કરવા યત્ન કર્યો પરતુ તે શ્રમ લેખે લાગ્યો નહિ, કારણુ કે મિથ્યામાનીને દ્રષ્ટિએ દેખી સર્વ કોઇ ધ્રુજતા હતા અને બોલ્યા વગર પાછા ફરતા હતા. બધા માણુસોના મનમા આ બાબત બહુજ ખટકો હતો, પરતુ રાજા હાજર નહોતો અને મિથ્યામાની મરજી મુજબ વર્તવા સ્વતંત્ર હતો તેથી લોકો ડરતા હતા અને એથી કરી મિથ્યામાની જેમ જુલમ ગુજારતો તેમ સર્વ કોઇ ન છુટકે સહન કરતા હતા. જ્યારે મિથ્યામાની વણીક સુતાને પોતાના મહેલમાં પકડી લાવ્યો અને જુલમ ગુજારવા લાગ્યો ત્યારે તે બિચારીએ હસ્ત જોડી મસ્તક નમાવી આજીજી કરી પોતાનુ પતિવ્રત નહિ લુટવા મિથ્યામાનીને વિનતી કરી પરતુ ફોજદારે તેની વાત પર લક્ષ આપ્યુ નહિ ત્યારે તે આવેશમા આવી બોલી ઉઠી કે હે ! અધમાચારી, તુ અમને આવી રીતે દુ ખ દીએછે તેથી તારૂ સારૂ થશે નહિ, કારણુ કે આ વખતે તું રાજાની પદવી ભોગવે છે તેથા અમે બધી નગર નિવાસી નારીઓ તારી પુત્રી તુલ્ય છઇએ અને તું અમારો બધી સ્ત્રીઓનો પિતા છો, છતાં તુ અમારી સાથે આવી રીતે વરતેછે તેનું પરિણામ સારૂં આવશે નહિ, માટે મારૂ વચન માનીને હવે પછી આવા ક્રુર કરમ કરવા તજી દે અને નીતિ ધર્માંનુસાર વર્તી પ્રજાને આનદ આપી આશિષ લે. અગર જો તું મારૂં

કહેવુ માનીશ નહિ તો કર્ત્તાના કોપે કોઈ વખત સખત શિક્ષા ભોગવવી પડશે અને પછી પસ્તાવો કરી થાકી જઇશ; એટલુંજ નહિ બલકે આવા તારા અધમાચારથી કોઇ પુરૂષ ક્રોધાધિન થઇ તારા કાપીને કટકા કરી નાખશે.

વણીક સુતાનાં વિમળ વચનો લક્ષમાં લેનારને હિતકર હતાં, પરંતુ મિથ્યામાનીને તે વચનો સારાં લાગ્યાં નહિ. જેવી રીતે સર્કરા ઉત્તમ હોવા છતાં ગર્ધવને તે રૂચતી નથી, ચંદ્રનો પ્રકાસ આલ્હાદ ઉત્પન્ન કરનારો હોવા છતા તસ્કરને તે સારો લાગતો નથી, વિદ્વાન પુરૂષોની વાણીમાં અદ્ભુત રહસ્ય રહેલું હોવા છતાં મુર્ખ માણુસને તેમા મીઠાશ આવતી નથી, એવી રીતે આ દુષ્ટ મિથ્યામાનીને પણ વણીક સુતાના વિવેક ભરેલાં વચનો વિષવત્ લાગ્યાં, તેથી તે ક્રોધાતુર થઇ કહેવા લાગ્યો કે અરે ! ઓ દુષ્ટા, તું મને આવી રીતે ઉપદેશ આપનારી કોણ ? અને મને મારનાર કોણ છે ? તેમજ મારૂં નામ લેનાર અને મારા કામમાં આડુ આવનાર પણ કોણ છે ? હું તો એવો મરદ બચો કોઇ જોતો નથી કે જે મારા સામું બોલી શકે, તારા સરખી તો લાખો લોડીને મેં મારી મેડી ઉપર ચડાવી ચડાવી હાંકી કાઢેલી છે, પરતુ તારા સરખી શાણી તો તું એકજ છો, અદ્યાપિ પર્યંત કોઇ પણ સ્ત્રીઓએ આવી રીતે મને ઉપદેશ આપેલો નથી અગર કોઇ સ્ત્રીએ આનાકાની પણ કરેલી નથી. તું બહુ ડાહી અને પતિવ્રત પાળનારી છો તો તને બીજી સ્ત્રીઓ કરતાં એક દિવસ અધિક રોકીશ, અગર જો તુ ચેચુ કરીશ તો મારી મેડીમાંજ ઘાલી મુકીશ અને જીવતા સુધી જવા દઇશ નહિ. પછી ભલે તારા વારસો મને મારી નાખે અથવા ફજેત મેળવે હું કોઇથી ડરતો નથી.

મિથ્યામાનીનાં આવાં વચનો સાભળી વણીક સુતા દિલમા ડરવા લાગી અને પોતાના મનમાં નિશ્ચય થયું કે હવે કોઇ પણ પ્રકારે આ અજ્ઞાનીને ઉપદેશ લાગશે નહિ, તેમજ તે મારૂ શિયળ લુટયા વગર પણ રહેશે નહિ, અને મને મરજી મુજબ દુ ખ દેશે, એટલુજ નહિ બલકે જો તેનુ ચાલશે તો આખી ઉમર આંહીજ રોકી રાખશે. આવી રીતે તે વિચાર કરતી હતી તેટલામાં તો મિથ્યામાની મદિરા પાન કરી મસ્ત બની વણીકસુતા આગળ આવી ઉભો રહ્યો અને તે બિચારીને બળાત્કારે પલંગ પર લઇ જવા તાણાતાણ કરવા લાગ્યો. થોડી વાર વણીકસુતાએ હુજત કરી પણ આખર તેણીનુ કાઇ જોર ચાલ્યુ નહિ. તે અબળા ઇતરાજ હોવા છતા કામાધ થયેલ મિથ્યામાની બળાત્કારે તેણીને પલંગ પર લઇ

ગયો અને પલંગપર બેસારી મદિરાનો પ્યાલો ભરી પીવાનો આગ્રહ કરવા લાગ્યો. વણીકસુતાને આ વખતે આભ તુટી પડવા જેવુ થઇ પડેલુ હતું. તેણીને પોતાના પ્રાણ કરતા પણ અધિક પ્યારૂં પતિવ્રત જવાની તૈયારી થવાથી મહા દુ:ખ ઉત્પન્ન થયેલુ હતું અને તેમાં વળી મદિરા પાન કરવાનું કીધું એટલે ધર્મ નાશ થવાની ધાસ્તી લાગતાં બેબાકળી બની ગઇ. મિથ્યામાની મદિરાપાન કરાવવા અતિ આગ્રહ કરી કરીને થાકી ગયો, તો પણ તે તરૂણીએ હા પાડી નહિ, એટલે તે દુષ્ટે તેણીનું મોઢું ફાડીને રેડવાના ઇરાદાથી એક હસ્ત વડે તેણીની ગરદન પકડી અને બીજા હસ્તમા મદિરાનો પ્યાલો લઇ તાણ ખેંચ કરવા લાગ્યો. વણીકસુતા ચાલાકી ચલાવી તે નિશાના તોરમાં બેભાન બનેલ દુષ્ટના હસ્તથી છટકી ગઈ અને પલંગ પરથી નિચે ઉતરી પડી. વણીકસુતા નિચે ઉતરી પડી એ બાબતની મિથ્યામાનીને ખબર ન રહી તેથી કેફની ધૂનમાં આખ્યો વી ચી ' લે સાલી લે, અબ કીધર જાયગી ? ' એમ કહી મદિરાનો ભરેલો પ્યાલો પલંગ પર ઢોળી નાખ્યો, પ્યાલો ઢોળાઇ જવાથી તે બડબડાટ કરતો નિચે ઉતર્યોઅને વણીક સુતાને પકડવા ઝડપ મારી દોટ દીધી. વણીકસુતા અને મિથ્યામાની મેડીમાં આમતેમ દોડાદોડ કરવા લાગ્યાં. આગળ વણીકસુતા અને પાછળ મિથ્યામાની એવી રીતે ઘણી વાર ગડમથલ કરી પણ પરિણામે પદ્મણી હાથમાં આવી નહિ, એટલે લાચાર બની નિશ્વાસ નાખી નિચે બેઠો. તેનામા તાકાદ નહોતી, તો પણ કામજ્વરની પીડાથી તે બહાવરો બની ગયેલો હોવાથી અને અષ્ટાંગે અનંગ વ્યાપી ગયેલો હોવાથી તે અત્યાતુર થઈ ગયેલો હતો. મિથ્યામાની થોડી વાર મુંગે મોઢે બેસી રહ્યો પણ વળી પાછો ઉભો થઇ તેણીને પકડી પાડવા પ્રયાસ કરવા લાગ્યો. વણીકસુતા મહેનત કરીને થાકી ગઇ અને પોતે સ્ત્રી હોવા છતાં પુરૂષની સાથે ઘણી વાર ટક્કર લીધી.

વણીકસુતા મહા સતી હતી તેથી તે મરવાનો ભય ભોગવતી નહોતી, ફક્ત પોતાનું શિયળ સાચવી રાખવામા પોતાનું સર્વસ્વ સમાયેલું સમજતી હતી જ્યારે મિથ્યામાનીએ તેને બહુ દુઃખ દીધુ અને તેનું શરીર અપવિત્ર કરી આબરૂ લેવાને તૈયાર થયો, ત્યારે વણિકસુતાએ તે દુષ્ટને પલંગ ઉપરથી અધર ઉપાડી નિચે નાખી દીધો. આ વખતે પલંગ ઉપરથી પડતાં તેના હાડકાનો ચુરો થઇ ગયા જેવું થઈ ગયુ અને તેને શુદ્ધ રહી નહિ. વણિકસુતા નિચે ઉતરી એક લાલીઓ ધોકો લઇ કુદી પડી અને મિથ્યા-માનીને મારવા મંડી પડી. મિથ્યામાની ઉઠવાને અશક્ત હતો તેમજ કંઠ

બેસી જવાથી બોલવાને પણ અશક્ત હતો, જેથી વણીકસુતાએ તેના ગોઠણ અને ગુડા તોડી નાખ્યા. ભુજાઓ પણ ભાગી નાખી અને માથુ ફોડી લોહી લુહાણ કરી નાખ્યો જયારે તે મરણતોલ થઇ ગયો ત્યારે તેની ગાંસડી બાંધી જાજરૂની કોટડીમા ફેંકી દીધી વણીકસુતાને માથે કષ્ટ પડવામા કાંઇ ખામી રહી નહોતી, તોપણુ પોતાનુ પ્રાણાધિક પ્યારૂ શિયળ સચવાણુ તેથી તે પોતાના મનમા પ્રમોદ પામવા લાગી આવુ ભયકર કૃત્ય કરવાથી પરિણામ શુ આવશે ? તેની તેને દરકાર નહોતી ફક્ત સ્વધર્મ અને શિયળ સાચવી રાખવામા તે સદ્દગુણુ સપન્ન સુદરી સર્વદા કુશળ રહેતી હતી, એટલુ જ નહિ બલકે શિયળ સચવાય એજ સતીનું જીવીત છે અને શિયળ નાશ થયા પછી આ દુનિઆમા રહેવુ તે ભૂમિને ભાર રૂપ છે, એવી તે શાણી સતીની માન્યતા હતી.

મિથ્યામાનીને જાજરૂખાનામા નાખી નિર્ભય થઇ ત્યારે તે વિચાર કરવા લાગી કે હવે હુ નિચે ઉતરી પડું અને મારે ઘેર ચાલી જાઉ તો સારૂ; કારણ કે આ વાત કોઇ જાણી જશે તો પૂરેપૂરી પચાત થઈ પડશે, માટે જેમ બને તેમ સત્વર આહીંથી નિચે ઉતરી પડુ આવા વિચારથી તે તરૂણી ઉતરવાની તૈયારી કરતી હતી, તેટલામા ખીતીએ લટકાવેલો એક ચદનહાર તેની દ્રષ્ટિએ પડયો વણીકસુતા નીતિવાળી હતી તોપણુ આ અનૂપમ ચદનહાર નિહાળી તેણીએ તે લઇ લીધો, અને બીજી પણ એવી વસ્તુની ગોત કરવા લાગી જોતા જોતા જડાઉ દાગીનાની એક પેટી હાથ લાગી ગઇ, તેની અદર ઘણા કિમતી મુક્તાહાર, ચદનહાર સોના ચાદીના દાગીના અને જવાહિર વિગેરે લાખો રૂપીઆનો માલ હતો તે બધો તેણીએ લઇ લીધો અને પુરૂષનો પોશાક પહેરી નિચે ઉતરી ચાલવા લાગી. પહેરો ભરનારા પોલીસ પટાવાળા નિદ્રાધિન થઇ ગયેલા હતા તેમજ બીજા માણસો પણ સુઇ ગયેલા હતા જેથી વણિકસુતાને કોઇએ અડચણુ કરી નહિ

વણીકસુતાને ફોજદાર બળાત્કારે ઉપાડી ગયાની વાત તેના માત પિતાએ સાભળી ત્યારે તેઓ બહુજ કલ્પાત કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે ખરેખર, આપણુ જીવીત ધુળ થયુ, હવે આપણે આ સંસારમા રહેવુ સારૂ નહિ, કારણકે આપણી પુત્રીને દુરાત્મા દુખ દેશે અને આપણી આબરૂ જશે તેમજ નિચ લોકો અને દુશ્મનો ગીલા કરશે માટે મરણને શરણુ થવું એજ ઉચિત છે વાણીઆણી બોલી કે હે ! સ્વામી, તમે ફીકર શા માટે કરોછો ? મારા ઉદરમાથી ઉત્પન્ન થયેલ મારી પ્યારી પુત્રી પ્રાણાંત પર્યંત પણ પોતાનુ પતિવ્રત છોડશે નહિ અને એકદમ તે કોઇને આધિન

પણ થશે નહિ. જો તે જીવતી આવશે તો હું તમને તેના પવિત્ર પરાક્રમની પરિક્ષા પાડીશ અને મદાંધ થયેલ મિથ્યામાની તે બિચારીને મારી નાખશે તો કાંઇ ઉપાય નથી મને ખરેખરી ખાત્રી છે કે તે દિકરી કોઈ કાળે પોતાની આબરૂ પાડવા દેશે નહિ ગમે તેમ સમજાવી તે સટકી આવશે અથવા મિથ્યામાની બળાત્કાર કરશે તો તેણીનુ ચાલતા સુધી તેનુ મસ્તક મરડી નાખતા પણ વાર કરશે નહિ આપને તેના ઉમદા ગુણોનો અનુભવ નથી, પરંતુ એ દિકરીના આચરણોજ જુદાંછે, તેનામા જેટલુ ધર્મચુસ્તપણુ છે તેટલુ ધર્મચુસ્તપણું મોટા મહાત્માઓના હૃદયમા પણ હશે નહિ તે જે જે નિયમો પાળેછે તે એવા તો અઘરા છે કે તે નિયમાનુસાર મોટી મહા સતીઓ પણ ચાલતા અટકી પડેછે આવુ તેનુ પુન્ય શુ આ વખતે આડુ નહિ આવે ? તેમજ સર્વેશ્વર ઇશ્વર શુ મારી પુત્રીને સહાય નહિ થાય? નહિ નહિ, એમ બનેજ નહિ ઇશ્વર આપણી પુત્રીને બિલકુલ ઇજા આવવા દેશે નહિ. મે શુદ્ધ શિયળ પાળેલુ હશે અને અતઃકરણના પ્યારથી આપનેજ ઇશ્વર તુલ્ય ગણેલા હશે તેમજ પતિભાવ ફક્ત આપના ઉપરજ રાખેલો હશે, એટલુ જ નહિ બલકે સ્વપ્નાતરમા પણ મે પરપુરૂષનો સ્પર્શ કરેલો નહિ હોય, તો હે ! સ્વામી, પુત્રી આ વખતેજ આવશે અને આપણને આનદ આપશે

આવી રીતે વાણીઓ અને વાણીઆણી વાતો કરતાં હતા તેવામા ખડકીનુ કમાડ ખખડ્યુ તે સાભળી વાણીઓ બોલ્યો કે કોણ ? વણીકસુતા બોલી કે એ તો હુજ છુ વાણીએ કમાડ ઉઘાડ્યુ એટલે તે ઓરડાની અદર દાખલ થઇ પોતાના પિતાને અને માતાને પગે પડી બોલી કે હે ! પુજ્ય પિતામાતા, હુ આપનાજ પુન્ય પ્રતાપે કુશળ આવી છું, મારૂ શિયળવ્રત સૃષ્ટિપાળે સાચવ્યુ છે મે બીજુ કષ્ટ ભોગવ્યુ છે ખરૂ, પરતુ ધર્મ કર્મની બાબતમા અડચણ આવી નથી. હું મારી બહાદુરીથી બચી આવી છુ, પરંતુ મેં કામ બહુ ભયકર કરેલુ છે, તેથી મિથ્યામાની મને ઓળખી કાઢશે તો આપણા બધાના બુરા હાલ કરશે અને આપણા ઘર-બાર પણ લુટી લેશે. કારણ કે મે તેના હાથ પગના હાડકા ભાગી નાખેલા છે અને તે દુષ્ટની દુર્દશા કરી તેની ગાસડી બાધી જાજરૂખાનામા નાખી આવી છુ, એટલુ જ નહિ બલકે આ પેટીમા હુ લાખો રૂપીઆનો માલ લાવીછુ હવે આપણે પૈસા બાબત કાંઇ ફીકર કરવા જેવું નથી. જો મિથ્યામાની મારા મારથી મરી જાય તો આપણને અણુ માત્ર પણ અડચણ આવે નહિ, પરતુ તે થોડો વખત પીડા ભોગવી પાછો સાજો થાય

તો આપણને અવશ્ય દુઃખદાઇ થઇ પડે. માટે મારો અભિપ્રાય એવો છે કે આપણે આ વખતેજ આ શહેર છોડી ચાલ્યાં જઇએ, પાણી પીવાને પણ અત્રે રહેવું ઉચિત નથી. મને તે પાપીના ભણકારા વાગેછે તેનાથી મુક્ત થતાં મને કેવો શ્રમ પડેલો છે એ બાબત આપણને ઉત્પન્ન કરનાર એક ઇશ્વરજ જાણે છે.

વાણીઓ અને વાણીઆણી પેટી ઉઘાડી અંદરનો માલ જોવા લાગ્યાં વાણીઓ જવાહિરની કિંમત જાણતો હતો તેથી તે બહુજ ખુશી થયો અને પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે હે ! દેવી, તારા સદ્‌ગુણના પ્રભાવેજ આ બધો આનંદ આપણને પ્રાપ્ત થયો છે. થોડી વાર પહેલાજ હુ રડતો હતો અને આ વખતે આનંદના ઓઘ તળે દબાઇ ગયો છુ. ઇશ્વરે આપણી પુત્રીની આબરૂ આબાદ રાખી અને આ દ્રવ્ય પણ દીધું. ખરેખર, ઇશ્વરનો આપણે અત્યંત આભાર માનવો જોઇએ. વારૂ, પણ હવે જેમ બને તેમ પુત્રીના કહેવા પ્રમાણે અત્રેથી ઉપડી જવુ, અગર જો વિલંબ થશે તો વિઘ્ન આવી પડશે. વાણીઆણી બોલી કે ખુશીથી આપણે આ વખતેજ આ શહેર તજી ચાલ્યા જઇએ આપ ગાડીવાળાને બોલાવી લાવો, અમે અત્રે બધી તૈયારી કરી રાખશુ વાણીઓ તુર્તજ ગાડુ લાવ્યો અને તેની અંદર કિંમતી માલ મિલકત ભરી સહકુટુંબ બીજે ગામ રવાના થઇ ગયો.

બીજે દિવસે સવારે સવા પ્રહર દિવસ ચડી ગયો છતા પણ મિથ્યામાનીની મેડીના દ્વાર ઉઘડયાં નહિ એટલે તેની સ્ત્રી અને ચાકર નોકર વિગેરે માણસો મેડીમા તપાસ કરવા લાગ્યાં, પણ મેડીમાં તેનો પત્તો મળ્યો નહિ, એટલે બધા માણસો ફીકરમા પડયા કે અરે, સાહેબ કયા પધાર્યા હશે ? શુ, તેઓ કયાઇ ઇશ્કમા ઉતરી પડયા હશે ? અગર કોઇ કોમળાગીનુ યોવન લુટવાની લાલચમા લોભાઇ કોઇના ઘરમા ઘુસી ગયા હશે ? વારૂ પણ તેમ કોઇ વાર બનતુ નથી. જયારે ઇશ્ક કરવા ઇચ્છા થાય છે ત્યારે આ મેડીમાજ મોજ મજા માણે છે, કોઇ વાર બહાર જતા નથી. આવી રીતે બધાં માણસો જુએ છે, તપાસે છે અને વાતો કરેછે, તેવામાં જાજરૂની કોટડીમાથી અવાજ આવ્યો કે, "અરે! મને કોઇ કાઢો કોઇ મને મુક્ત કરો અને મારી આ અપાર પીડા ઓછી કરો. હુ આંહી જાજરૂની કોટડીમા પડેલો છુ." આ સ્વર સાંભળીને સર્વે ચમકી ગયા અને "જુઓ જુઓ આ કોટડીમા કોણ બોલે છે ?" એમ કહી બધા મળી કોટડીનુ તાળુ તોડી નાખ્યુ અંદર પ્રવેશ કરતાં મિથ્યામાનીની

ગાંસડી હાથ આવી. ગાસડી છોડીને જોયુ' તો મરણતોલ થયેલો મિથ્યામાની રડવડતો બધાની દ્રષ્ટિએ પડયો આવી દુર્દશામા કુએલો જોઇ તેની સ્ત્રી અને ચાકર નોકર દિલગીરી દર્શાવી કહેવા લાગ્યા કે અરે ! આપને આ શુ થયું ? આપને આ સ્થીતિમા આણનાર કોણ ? આપને આવી રીતે બાંધી જાજરૂમાં નાખનાર કોણ ? એવો કોણ જબરો છે કે જેણે આપ ઉપર આ પ્રમાણે જુલમ ગુજાર્યો ? ખરેખર, આ કૃત્ય કરનાર માણસ માથા વગરનો હશે, અગર અવરથી આવું કામ બની શકે નહિ. મિથ્યામાની બોલ્યો કે એ બધુ' જે થયુ છે તે ઠીકજ થયુ' છે એમ માનવુ હું જીવતો રહ્યો એજ મારાં અભાગ્યની નિશાની છે, કારણ કે મારનારે મને ઠાર મારી નાખ્યો હોત તો આ વ્યાધિ વેઢારવી પડત નહિ મે અધર્મ કર્મ કરવામા કાઇ ખામી રાખી નથી, મને મારા કુકર્મના પ્રતાપે જેવી શિક્ષા થવી ઘટિત હતી તેવીજ શિક્ષા થઇ છે. આટલો વખત મારા મનમા માયાનો અને અમલનો ગર્વ હતો, પણ આજ મને મળેલ મારના પ્રતાપે એ બધો ગર્વ ઉતરી ગયો છે અને મુંઢ માર મારા સઘળા શરિરમા સાલ્યા કરે છે હું પોતે આવો મોટો અમલદાર હોવા છતાં મારી ખરાબ ચાલના પ્રતાપે એક અબળાએ મને મારી મારીને મારા હાડકાં ભાંગી નાખ્યા અને મારી ગાસડી બાંધી જાજરૂખાનામાં નાખી દીધો.

મિથ્યામાનીને આવી રીતે ભુંડે હાલ કર્યાના ખબર સાભળી શહેરના સમસ્ત લોકો રાજી થયા અને બધાના મનમાં થયુ કે હવે આપણું વિઘ્ન નાશ પામ્યુ, મિથ્યામાની તરફની ધાસ્તી હતી તે નાશ પામી હવે તે આપણને કોઇ પ્રકારે દુઃખ દઈ શકશે નહિ. વારૂ, પણ આ કામ કરનાર કોણ હશે ? એવી હિમત ઇશ્વરે કોને આપી હશે ? શુ, કોઇ સતી જાગી હશે ? જો એમ હોય, તો પણ ના નહિ, કારણ કે પાપી હમેશાં ધધો એવોજ કરતો હતો જેથી જરૂર, કોઇ કામાએ આ પરોપકારનું કામ કરેલુ' લાગે છે ખરેખર, આ કૃત્ય કરનાર ગમે તે હોય પરતુ પ્રજાની તો પીડા ટાળી ચાહે તે પરમાર્થી પુરૂષે એ દુષ્ટને દંડ દીધો હશે પણ તેનો વાકો વાળ થશે નહિ ઉલટુ આ કૃત્ય કરનારનું કલ્યાણ થશે અમે અમારા અંત કરણથી આશિષ આપીએ છીએ કે આ કામ કરનારના કોટી કલ્યાણ થજો, તેમજ પ્રભુ તેનું સર્વદા સર્વ સ્થળે સારૂં કરજો, અને તેનાં બધાં વિઘ્નો દૂર જજો.

આવી રીતે બધા માણસો આનંદ પામતાં હતા ફક્ત મિથ્યામાનીના કોઇ કોઇ મળતીયા માણસો ઉપર ઉપરથી અફશોષ કરતા હતા, પરંતુ અ દર

ખાને સર્વેને સારૂં લાગતુ હતુ, કારણુ કે તે દુષ્ટના ડરથી કોઇ સ્ત્રીઓ સારાં વસ્ત્રાભુષણ પહેરી ઠાઠ મારી બહાર નિકળવા પામતી નહોતી તેમજ પનઘટ ઉપર પણુ પદ્મણીના વૃંદો જળ ભરવા જઇ શકતા નહોતાં. ફક્ત વૃધાવસ્થાએ પહોંચી ખખ થયેલી ડોસીયો અને નાની નાની બાળાઓ પાણી ભરવા બહાર નિકળી શકતી હતી યોવનવતી સ્ત્રીથી એકાએક બહાર નિકળાતુ નહોતું કદાચ કોઇ સ્ત્રી રૂપાળી હોવા છતા એકલી બહાર નીકળતી તો તેણીને મિથ્યામાનીના જાસુસો પકડી પાડતા હતા મિથ્યામાનીના જોર જુલમથી કંટાળી ગયેલ માણુસોને આજ અત્યાનંદ ઉત્પન્ન થયેલો હતો અને એ આનંદના આવેશમા સર્વ કોઇ સારા સારા વસ્ત્રાભુષણુ પહેરી ઠાઠ મારી આમતેમ ફરતા કિલ્લોલ કરતા હતાં

મિથ્યામાનીને માર લાગવાથી તે ખાટલાવશ થયો એટલે મોટા મોટા ડાક્ટરો અને દેશી વૈદ્યો દવા કરવા લાગ્યા દવા કરનારાઓએ વખત વર્તી પુષ્કળ પૈસા પડાવ્યા, પરંતુ આખર તે અધમાચારીને આરામ કર્યો. લગભગ એક માસને આઠ દિવસ તે પાપી પરાધિન પડયો રહ્યો અને પછી ધીરે ધીરે હરવા ફરવા લાગ્યો, જેમ જેમ તેને આરામ થતો ગયો તેમ તેમ તેની બુદ્ધિ બગડવા લાગી એમ કરતા કરતા સાવ આરામ થયો એટલે પાછો પૂર્વ પ્રમાણે કુકર્મ કરવા લાગ્યો પોતે મેડીથી બહાર નિકળતો નહોતો, પરંતુ પાસવાનો મારફત અબળાઓને પકડી મગાવી અયોગ્ય રીતે વર્તતો હતો પ્રથમ પ્રજામા શાન્તિ વરતાણી હતી પણુ પાછુ અસલ પ્રમાણે પાપ થવા માડયુ તેથી પ્રજાવર્ગમા બહુજ બેચેની ફેલાણી સ્નેહચંદ્ર કહે છે કે હે ! પ્યારી, વણીક સુતાએ તે દુષ્ટને દંડ દીધો ખરો, પરંતુ તેથી તેને જોઇએ તેવુ જ્ઞાન થયુ નહિ અને તેનુ અપલક્ષણુ પણુ ગયુ નહિ. મિથ્યામાનીના જાસુસો અહો રાત્રી શહેરમા ફરતા હતા અને યોવનવંતી સ્ત્રીઓને બળાત્કારે પકડી પકડી તે દુષ્ટની હજુરમા હાજર કરતા હતા જે સ્ત્રી ખુશીથી તે અધમાચારીને આધિન થતી તે સ્ત્રીને તે ઇનામ આપતો અને આનાકાની કરનારી કામાઓને આબરૂ લુટી બેહાલ કરી નાખતો હતો.

એક વખત રાત્રીના દસ બજવાના અરસામા જાસુસોએ એક ગર્ભવતી અતિ રૂપાળી બ્રાહ્મણીને બળાત્કારે પકડી પાડી અને તે ઇતરાજ હોવા છતા તેણીને મિથ્યામાનીની મેડીમાં લઇ ગયા. મિથ્યામાની એ વખતે નિશામા ચકચુર હતો જેથી જાસુસ આવ્યા કે તુરત તે તરૂણીને પોતાના એકાન્ત આલયમા ઉપાડી ગયો ત્યા જઇને તે બિચારી બ્રાહ્મણીની આબરૂ

પાડવાના ઇરાદાથી તેણીના ચાળા કરવા લાગ્યો. બ્રાહ્મણી તે દુષ્ટ સાથે એશઆરામ લેવા બિલકુલ ખુશી નહોતી તેથી તે અબળા હોવા છતા પણ બળવાન સાથે રગઝગ કરવા લાગી થોડીવાર રગઝગ કર્યા છતા પોતાની ઇચ્છાને બ્રાહ્મણી આધિન નહિ થવાથી મદિરાના નીશાની અંધાધુનીમા આધળો થયેલ મિથ્યામાની તે સગર્ભા બ્રાહ્મણીને નિર્દયપણે મારવા મંડયો, અને આડો અવળો માર પડવાથી તેણીનો ગર્ભપાત થઇ ગયો. ગર્ભપાત થવાથી તે ચકરી ખાઇને પલગ ઉપરથી પૃથ્વી ઉપર ગબડી પડી અને બેશુદ્ધ બની ગઇ. મિથ્યામાની આવી સ્થીતિમા તેને ઝોળીમાં ઘાલી તેને ઘેર મોકલાવી આપી. અને પોતે પાસવાનોને રજા આપી સુઇ ગયો

બ્રાહ્મણીએ પોતા ઉપર ગુજરેલ જુલમ અને ગર્ભપાતની વાત પોતાના પતિ આગળ વિસ્તારથી વિદિત કરી. તેથી બ્રાહ્મણ ક્રોધાતુર થઇ ધુમ્રવાટી મારી દત પીસવા લાગ્યો, અને તુર્તજ પોતાની સ્ત્રીને કષ્ટ કરનારને મારી વૈર વાળવા અને સમસ્ત પ્રજાનુ સંકટ ટાળવા બેઠેલે સ્થળેથી ઉભો થયો બ્રાહ્મણી પોતાના પતિને ઉપદેશ આપી શાન્ત પાડવા લાગી, પરતુ બ્રાહ્મણને આઠે અગે ક્રોધાગ્નિની જવાળા ફુંકવા લાગી,- તેથી તે શાન્ત થયો નહિ. તેણે પોતાની પાઘડી, પોતીયુ અને પેરણ પેરી હસ્તમા જેષ્ટીકા લઇ મિથ્યામાની આગળ જવા તૈયારી કરી. તે જોઇ બ્રાહ્મણી બોલી કે હે ! સ્વામી, આપ એ દુષ્ટ આગળ શા માટે જાઓ છો ? આપ તેને શું કરી શકશો ? આપ ગમે તેવા છો પણ તે અધમ આગળ આપનુ કાઇ ચાલશે નહિ કદાચ તમે બહુ બળ બતાવશો તો તમને પણ તે મારી નાખશે માટે મારૂ માનીને આ વાત મનમાજ રાખો. બ્રાહ્મણ બોલ્યો કે અરે ! પ્રિયા, એ તુ શુ બોલેછે ? હુ હૈયાત હોવા છતા તને દુખ દેનાર દુષ્ટ જીવતો રહે તો પછી મારૂં જીવીત શુ કામનુ ? ગમે તેવો તોપણ હુ મરદ છુ મારી હૈયાતીમા કુડી દ્રષ્ટિએ તારા સામુ જોનારને પણ માર્યા વગર મુકુ નહિ તે અમલદાર થયો તેથી શુ થયુ ? ચાહે તે હોય પરતુ હવે હું તે પાપીના પ્રાણ કાઢી નાખીશ અથવા હુ પોતેજ મરીશ એમ કરવા પહેલા મને શાન્તિ થશે નહિ. મિથ્યામાની કયા છે ? તેની પાસે પાસવાનો કોણ છે? મેડી ઉપર કેવી રીતે અને કયા થઇને જવાય છે? વિગેરે બધી બાબત તેણે પોતાની સ્ત્રીને પુછી લીધું અને પછી ક્રોધાગ્નિની જવાળાથી સળગતો બ્રાહ્મણ મિથ્યામાનીના મહેલમા દાખલ થયો જે મહેલમા મિથ્યામાની સુતેલો હતો તેનો દાદરો ઉઘાડો પડેલો હતો, અને પહેરો ભરનાર પોલીસ પણ સુઇ ગયો હતો, જેથી બ્રાહ્મણ એકદમ મેડી ઉપર ચડી ગયો અને ત્યા

જઇ તેના પલંગ પાસે ઉભો રહી આસ પાસની ચેષ્ટા જોવા લાગ્યો. જોતાં જોતા પોતાની પ્રિયાના શોણિતે પલળેલાં વસ્ત્રો દ્રષ્ટિએ દીઠા અને મિથ્યામાનીનાં વસ્ત્રો અને પલ ગ વિગેરે પણ લોહી લુહાણ થઇ ગયેલાં જોયાં. આ બધુ જોઇ બ્રાહ્મણુને ચીત્રી ચડી ગઇ તેમજ તેની આંખ્યોમા ખુન ભરાઇ ગયુ, તેથી તુર્તજ તે બ્રાહ્મણ મિથ્યામાનીની છાતી ઉપર ચડી બેઠો અને તેનું ગળું મરડી નાખવા મડયો આ વખતે મિથ્યામાની પોતાનો પ્રાણ બચાવી લેવા બહુ બહુ લાગ ગોતવા લાગ્યો, પણ બ્રાહ્મણે મડાગાંઠ મુકી નહિ અને જમીનમાથી જેમ મુળો ઉપાડે તેમ મિથ્યામાનીનુ મસ્તક મરડી નાખ્યુ જયારે તે તરફડીઆ મારી મારીને મરી ગયો ત્યારે બ્રાહ્મણે તરવારથી તેના ટુકડેટુકડા કરી નાખ્યા અને પછી પોતાને ઘેર ચાલ્યો ગયો.

બીજે દિવસે શહેરમા સમાચાર થયા કે કોઇ પરોપકારી વીર પુરૂષે મિથ્યામાનીને મારી નાખીને તેના ટુકડે ટુકડા કરી નાખ્યા છે, જેથી પ્રજા હવે નિર્ભય અને સાચી સુખણી થઇ છે આ બાબત ઘરોઘર ચર્ચા ચાલવા લાગી અને લોકો અરસપરસ આનદમા મગ્ન બની વાતો કરવા લાગ્યા કે ઠીક થયું આ પાપીને પાર પહોચાડનાર પુરૂષને ધન્ય છે તેનો સર્વત્ર જય થશે. આ કામ કરનાર પણ કોઇ પકો મરદ હશે વળી કામ કરતા કાઇ બાકી પણ રાખેલુ નથી, કારણ કે થોડા વખત પહેલા કોઇએ શિક્ષા આપેલી હતી, પણ તે પાપીને ઠાર કર્યો નહોતો તો વળી પાછો નડતો હતો, હવે તે નડવા આવશે નહિ

મિથ્યામાનીએ પ્રજા ઉપર જુલમ ગુજારવામા મણા મુકી નહોતી, તેથી બધી પ્રજા તેના ઉપર ઇતરાજ હતી અને સર્વ કોઇ તેનુ બુરૂ ઇચ્છતા હતા. જયારે તે પાપીની લાસના ટુકડાને અગ્નિ સસ્કાર કરવા તેના સગા સંબંધી શ્મશાનમા લઇ ગયા ત્યારે શહેરના લોકોએ મિથ્યા-માનીના મહેલ સળગાવી દીધા અને તેની અદરનો હજારો રૂપીઆનો માલ લુટી લઇ ગયા. સ્નેહચદ્ર કહે છે કે હે ! પ્રિયા, અધમાચારીની અતે આ દશા થઈ માટે આપણા ફોજદારને પણ થોડા વખતમા તેના પાપ કર્મનુ ફળ મળી જશે. આપણો રાજા એવો આધળો નથી તેમજ તે બીજા કોઇનો ઇતબાર પણ કરતો નથી ફક્ત બહુબળ અને બરછી બહાદુર એ બે માણસોનેજ ખાસ વિશ્વાસપાત્ર ગણેલા છે. ફોજદારનો તે ઇતબાર રાખતો નથી, છતા પણ ફોજદાર એકાદ વખત ફાવશે તો બીજી વખત જરૂર પકડાઇ જશે.

આટલી વાત કહી તે દંપતિએ નિદ્રાધિન થવા ઇચ્છા બતાવી એટલે રાજા ત્યાંથી ચાલી નિકળ્યો અને આગળ જઇ વિચાર કરવા લાગ્યો કે અરે ! મારા રાજ્યમા આટલો બધો બદોબસ્ત હોવા છતાં આવું અંધારૂ ચાલે છે એ શુ ? ખરેખર, આ બાબત બીજાના જાણવામાં આવે તો મારી આબરૂ ઓછી થાય, અને મને માણુસો મુર્ખ ગણે. મારા રાજ્યમાં આ પ્રમાણે ખૂન ખરાબી થાય અને મને તેની ખબર પણ ન પડે એ કાંઇ ઓછી દિલગીરી ગણાય નહિ. વારૂ, પણ હવે તેઓને સત્વર પકડી પાડવા જોઇએ.

આવા વિચારથી રાજા ત્યાંથી બારોબાર અઘોરીને ભોયરે ગયો. ત્યાં જઇ તપાસ કર્યો તો ચાર પુરૂષ અને એક નાયકા એવી રીતે પાંચ માણુસ તેની દ્રષ્ટિએ પડયા નાયકા નાચ કરતી ગાતી હતી અને ચારેજણા મદિરાપાન કરી મસ્તાન બની ગાયન સાંભળતા હતા. આસપાસમાં મદિરાના ઠાલા શિશા પડેલા હતા અને મિઠાઇ પણ વેરાએલી હતી. નાચ ગાન થઇ રહ્યા પછી ચારે જણાએ નાયકા સાથે એશારામ કરવા ઇચ્છા બતાવી નાયકા બોલી કે હું નાચગાન વગર બીજું કામ બિલકુલ કરતી નથી આપ મને મારા મજરાની મહેનતની મજુરી આપો. હું વધારે પૈસા લેવા ઇચ્છા રાખતી નથી વાણીઓ બોલ્યો કે સાલી, તારા મનમાં તુ શુ સમજે છે ? શુ, તને અમે આંહી જોવા લાવ્યા છઇએ ? નહિ નહિ ફક્ત તારી સાથે એશારામ લેવા માટેજ તને તેડી લાવેલા છઇએ. માટે મિથ્યા મમતા મુકી અમારી ઇચ્છાને આધિન થા. અગર અમે તને પીટી પાડશુ નાયકા બોલી કે તમારી એવી ઇચ્છા હતી તો પ્રથમથીજ મને કહેવુ હતું પહેલાં તમે મને ફક્ત એમજ કહેલુ હતું કે અમે તારો નાચ જોવા અને ગાન સાંભળવા ઇન્તેજાર છઇએ, અને હવે આમ બોલો છો તે વાજબી ગણાય નહિ. ખવાસનો છોકરો બોલ્યો કે વાજબી ગેરવાજબીનો ઇન્સાફ પછી આપજે પરંતુ આ વખતે તો અમારૂં કામ કરી અમને આનંદ આપ. નાયકા બોલી કે તું બહુ ઉતાવળો અને આકરો છો તો આ બધાને તારે ઘેર તારી મા આગળ તેડી જા એટલે તે બધાને આનંદ આપશે. ખવાસનો છોકરો બહુ તીખો હતો તેથી તેણે ઝડપ મારી નાયકાનો ચોટલો પકડી નિચે નાખી દીધી અને તેનાં વસ્ત્રો તોડી ફાડી નાખ્યાં નાયકાનુ બીજુ કાંઇ જોર ચાલ્યું નહિ એટલે તે ચારે જણાને અપશબ્દોથી નવરાવી નાખવા લાગી, એટલુંજ નહિ પણ તે ક્રોધાતુર થઇ બોલી ઉઠી કે હે ! દુષ્ટો, તમારા કાળા કરમની મને બરોબર ખબર છે હું શહેરમા જઇ તુર્તજ રાજાની રૂબરૂ તમારૂં પાપ પ્રકાશ કરીશ.

પ્રથમ તમે જે જે ખૂન કરેલા છે તે, તથા રૂપરામને ઘેર ચાર ખૂન કરેલાં છે તે બધાં મારા ધ્યાન બહાર નથી. હું રાજાને કહી તમને બરોબર શિક્ષા અપાવીશ. બાવો બોલ્યો કે, સાલી શું બકે છે ? મારો એક લાત એટલે પડે ચીતી પાટ આટલું બોલી અતિતે ઝડપ મારી નાયકાને પકડી પાડી અને તેણીને પૃથ્વી ઉપર પછાડી છાતી ઉપર ચડી બેઠો. બ્રાહ્મણે અને વાણીએ તે બિચારી અબળાના હાથ પગ પકડી રાખ્યા અને ખવાસનો છોકરો છરો લઇ તેનુ ગળું કાપી નાખવા તૈયાર થયો. વિરવટ, આ બધું પોતાની દ્રષ્ટિથી જોતો હતો, જેથી જે વખતે ખવાસને છોકરે છરો હાથમા લીધો તે વખતે વિરવટે પડકારો કર્યો કે, ખબરદાર! કોઇ હાથ ઉઠાવશો નહિ ખવાસનો છોકરો રાજાને ઓળખતો હતો તેથી તુર્તજ તેણે છરો ફેંકી દીધો અને બધાને જાણ કર્યું કે રાજાસાહેબ પોતેજ પધારેલા છે માટે ભાગો, નહિતર મારી નાખશે. બાવો, બ્રાહ્મણ અને વાણીઓ નાસી છુટવા અનેક યુક્તિ લડાવવા લાગ્યા, પણ કેસરી-સિંહના કબજામા સપડાયેલ શિઆળીયા કયાં જાય ? આખર, વિરવટે તે બધાને મુશ્કેટાટ કર્યા અને માર મોઢે શહેરમા લાવ્યો. રાજા પોતે જાણતો હતો કે ફોજદાર ખુટેલો છે અને તેણે લાચ લીધેલી છે તો પણ આ વખતે ફોજદારની અક્કલનો ફોટોગ્રાફ પાડવાની ઈચ્છાથી રાજાએ આ બધું મંડળ ફોજદારને કબજે કર્યું અને ફોજદારને સૂચના કરી કે તમે આ બધા શખ્સોને પુછી તપાસ કરો. જો કોઈ ગુન્હેગાર હોય તો મને જાહેર કરજો, અગર મારી રજા લઇ તેઓને છોડી મુકજો આટલુ કહી રાજા અંતપુરમા રૂપાળીરાણીના રંગ મહેલમા જઇ નિદ્રાધિન થયો.

રાજા ગયા પછી ફોજદારે તેઓની ખોટી ખોટી જુબાની લખી લીધી અને તેઓ નિર્દોષ છે એવો અભિપ્રાય લખીને તૈયાર રાખ્યો ફોજદારે આ લોકો આગળથી લાચ લીધી હતી તેથી આ વખતે બધાને ઉપદેશ આપ્યો કે રાજા તમને કાપીને કતલ કરી નાખે તો પણ તમે કાઇ કબુલ કરશો નહિ, અગર કબુલ કરશો તો રાજા તમને અને મને સખ્ત શિક્ષા કરશે માટે મારૂ માનીને પ્રાણાંત પર્યંત માનશો નહિ. ખવાસનો છોકરો બોલ્યો કે અમને મારી મારીને ચામડું ચીરી નાખશે, તો પણ અમે કાંઈ કબુલ કરશુ નહિ પછી કેમ ?

**પ્રથમ ભાગ સમાપ્ત.**